# આજકાલનું હિંદુસ્તાન

અથવા

## પ્રાણહારક મૃગજળ.

ભા. ૨ જો.

કર્તા

ઠક્કુર નારાયણ વિસનજી.

મુંબઈ.

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

# આજકાલનું હિન્દુસ્તાન

અથવા

# પ્રાણહારક મૃગજળ

દ્વિતીય ખણ્ડ

જલાભાસ

કર્તા

ઠક્કુર નારાયણ વિસનજી

પોરબંદર ( કાઠિયાવાડ )

" A reforming age is always
Fertile of imposters."

*Lord Macaulay.*

પ્રકાશક

મહાદેવ રામચન્દ્ર જાગુષ્ટે

ગ્રંથવિક્રેતા અને ગ્રંથપ્રકાશક

ત્રણદરવાજા—અમદાવાદ

મૂલ્ય રૂ. ૧-૮-૦

# ગ્રંથસમર્પણ

બંધુતુલ્ય અનુકંપાવિભૂષિત અને શુદ્ધ સ્નેહમૂર્ત્તિ સુહૃદો

**ભાઈ વલ્લભ કેશવ નાયક, મુંબઇ;**

તથા

**ભાઇ માધવલાલ મોહનલાલ નાયક, અમદાવાદ;**

મહાન્ યોગીશ્વર રાજર્ષિ **ભર્તૃહરિની**

**"पापान्निवारयति योजयते हिताय गुह्यं च गूहति गुणान्प्रकटीकरोति।**
**आपद्गतं न च जहाति ददाति काले सन्मित्रलक्षणमिदं प्रवदन्ति सन्तः"॥**

"જે પાપોને નિવારે છે, હિતની યોજના કરે છે, અવગુણને ગુપ્ત રાખે છે, ગુણોનો પ્રકાશ કરે છે, આપત્કાલમાં ત્યાગી જતો નથી અને પ્રસંગ આવતાં પોતાથી અપાય તેટલી સહાયતા આપે છે, તે સન્મિત્ર છે: એવા પ્રકારનું સંતજનોએ સન્મિત્રનું લક્ષણ કહેલું છે;" એ સન્મિત્રવિષયક વ્યાખ્યાનો તમો ઉભયમાં સંપૂર્ણ સમાવેશ થતો હોવાથી અને તમો ઉભય મિત્રોએ મારા સુખમાં નહિ, કિંતુ સંકટના સમયમાં અનેકવાર અગ્રભાગે રહી ભાગ લઇને પોતાના આ દીન મિત્રને તન, મન તથા ધનની એકથી વિશેષ વાર સહાયતા, કોઇપણ પ્રકારના પ્રતિફળની લેશ માત્ર આશા વિના કેવળ કર્त્તવ્ય માનીને, આપેલી હોવાથી તે અગાધ ઋણમાંથી કિંચિદંશે મુક્ત થવાની અને આપણી પરસ્પર સત્ય મૈત્રીના સ્મરણને સદાને માટે જાગતી રાખવાની શુદ્ધ ભાવનાને હૃદયમાં ધારી મારી આ પ્રસ્તુત સાહિત્યકૃતિ હું તમો ઉભય સુહૃદોના કરકમળમાં સમર્પિત કરૂં છું, તેનો, આશા છે કે, પ્રેમપૂર્વક સ્વીકાર કરીને આ દીન મિત્રને ઉપકૃત કરવાની ઉદારતા બતાવશો.

તમારો નિરંતર ઉપકૃત અને સ્નેહાંકિત

**ઠક્કુર નારાયણ વિસનજી**

ગ્રંથકાર

"દોસ્ત ઉસકો કહતે હયઁ મુશ્કિલમેં જો આતા હય કામ;
દેખા મયઁને દોસ્ત તો આસૂદગીકે હયઁ તમામ;
પાસ માલોઝ઼ર હો તો કરતે હયઁ ઝુકઝુકકે સલામ;
હો ગયે મુફ્લિસ તો ફિર લેતા નહીં કોઇ અપના નામ;
દોસ્તી અયસોંકી તો મ'ઝ઼હબમેં અપને હય હરામ;
બેહતર હય ઇસ દોસ્તીસે હોના શયતાંકે ગુલામ!"

રૈનક઼

# ઉપોદ્‌ઘાત

પ્રસ્તુત નવલકથાના 'તૃષ્ણા' નામક પ્રથમખંડના લેખનકાર્યની પોરબંદરમાં મેં તા. ૧૭ મી સપ્ટેંબર ૧૯૧૬ ગુરુવારને દિવસે સમાપ્તિ કરી હતી અને ત્યારપછી તરતજ આ '**જલાભાસ**' નામક દ્વિતીય ખંડના લેખન તથા મુદ્રણનો આરંભ કરવામાં આવ્યો હતો. આ દ્વિતીય ખંડના એ લેખન તથા મુદ્રણકાર્યના આરંભ પછી નવેમ્બર માસના પ્રારંભમાં કેટલાંક કારણોથી મારૂં અમદાવાદ આવવું થયું અને તેથી આ દ્વિતીય ખંડને ગત જાન્યુઆરી અથવા ફેબ્રુઆરી માસમાં જ પ્રકાશિત કરી શકાશે, એવી મારી ધારણા હતી; પરંતુ અમદાવાદમાં આવ્યા પછી ન ધારેલી રીતે એક નાટક લખવાનું કાર્ય આવી પડવાથી અને તે સાથે પ્રકૃતિ અત્યંત અસ્વસ્થ રહેવાથી મારી ધારણા કરતાં આ દ્વિતીય ખંડના પ્રકાશનમાં ત્રણ માસ જેટલો અધિક કાલાવધિ થઇ ગયો છે અને એમાટે હું આ ગ્રંથના પ્રકાશક તથા વાંચક ઉભયની ક્ષમા માગું છું. તૃતીય ખંડના લેખનકાર્યનો આરંભ કરવામાં આવ્યો છે અને પરમાત્માની કૃપાથી તેને બની શકતી ઉતાવળથી પ્રકાશિત કરવામાં આવશે.

આજકાલના હિન્દુસ્તાનમાંની કેટલીક મહત્વાકાંક્ષાવતી અધમ વ્યક્તિઓ લક્ષ્મી તથા ઐહિક ભોગવિલાસની તૃષ્ણાના પરિણામે કેવા પ્રકારનાં પાપ કર્મોમાં પ્રવૃત્ત થાય છે, એનો જેવી રીતે પ્રથમ ખંડમાં સ્ફોટ કરવામાં આવ્યો છે, તેજ પ્રમાણે લક્ષ્મીના ઐહિક ભોગવિલાસરૂપ **જલાભાસથી** મિથ્યા ભ્રમમાં પડીને તે જ વ્યક્તિઓ

મનુષ્યહત્યા જેવાં ભીષણ પૈશાચિક કૃત્યો કરતાં પણ અચકાતી નથી, એનું આ દ્વિતીય '**જલાભાસ**' નામક ખંડમાં સંપૂર્ણ નિરૂપણ કરવામાં આવ્યું છે અને તે નિરૂપણ વાંચકોના કરકમળમાં હોવાથી તેનો અધિક ઊહાપોહ નિરર્થક છે.

મારી અત્યારસૂધીમાં પ્રકટ થએલી અન્ય સામાજિક નવલકથાઓ પ્રમાણે પ્રસ્તુત સામાજિક નવલકથાનો પ્રથમ ખંડ પણ ગુર્જર સાહિત્યવિલાસી વાંચકોના પરમ આદરને પાત્ર થઇ ચૂક્યો છે અને તેથી જો મારા અંતઃકરણમાં આનંદની લહરી ઉદ્ભવે, તો તે સર્વથા સ્વાભાવિકજ છે. પ્રથમ ખંડ પ્રમાણે જ આ દ્વિતીય ખંડ તથા હવે પછીના તૃતીય તથા ચતુર્થ ખંડ મળીને બે ખંડો પણ અવશ્ય વાંચકોના આદરને પાત્ર થશે, એવી મારી દૃઢ માન્યતા છે.

પ્રસ્તુત નવલકથાની રચનાના સંબંધમાં જે કાંઇ લખવા યોગ્ય હતું તે પ્રથમ ખંડના ઉપોદ્ઘાતમાં લખાયલું હોવાથી આ ખંડમાં તેમજ હવે પછીના ખંડોમાં વિસ્તૃત ઉપોદ્ઘાત લખવાની આવશ્યકતા નથી અને તેથી જે પરમકૃપાળુ પરમાત્માની કૃપાદૃષ્ટિથી પ્રસ્તુત નવલકથાના બે ખંડોની નિર્વિઘ્ન સમાપ્તિ થઇ છે, તેનાં ચરણોમાં અન્ય બે ખંડોની પણ નિર્વિઘ્ન સમાપ્તિમાટેની અનન્ય ભાવયુત અભ્યર્થના કરીને હું મારા આ સંક્ષિપ્ત ઉપોદ્ઘાતની અહીં જ પરિસમાપ્તિ કરૂં છું.

| | |
|---|---|
| અહમ્મદાબાદ (અમદાવાદ)<br>તા. ૨૭ જૂન ૧૯૧૭ શનિવાર<br>જ્યેષ્ઠ શુક્લા દ્વાદશી વિક્રમાબ્દ ૧૯૭૩ | ઠક્કુર નારાયણ વિસનજી<br><br>ગ્રંથકર્ત્તા |

# અનુક્રમણિકા.

## ( દ્વિતીય ખંડની )

| પ્રકરણ | વિષય | પૃષ્ઠ |
|---|---|---|

ॐ तत्सत्परमात्मने नमः

# આજકાલનું હિન્દુસ્તાન

અથવા

# મોહિનીકારક મૃગજળ

## દ્વિતીય ખણ્ડ

## જલાભાસ

## પ્રકરણ ૧ લું

### દેવી અને દાનવી

પ્રથમ ખંડના અંતિમ પ્રકરણના અંતમાં જણાવવામાં આવ્યું છે કેઃ "શારદા રતનબાઇ, કપિંજલા, ઈન્દુ તથા લક્ષ્મણ ઇત્યાદિને લઇને મુંબઇ જવામાટે રવાના થઇ;" એટલે એમાંના ઇત્યાદિ શબ્દથી એમ પણ સમજી લેવાનું છે કે, કપિંજલાની ભગિની વિધવા સુનંદા પણ તેમની સાથેજ મુંબઇ જવામાટે રવાના થઇ હતી. સુનંદાના દામોદર સાથેના ગુપ્ત પ્રેમનો ભેદ શારદા તથા કપિંજલાના જાણવામાં આવી ગયો હતો, એ તો પ્રથમ ખંડમાં જ આપણે જાણી ચૂક્યા છીએ, પરંતુ સુનંદા પોતે એ ઘટનાથી અજ્ઞ હોવાથી કપિં-

જલાને મુંબઇમાં પોતાની સાથે રહેવામાટેનો તેણે અતિશય આગ્રહ કર્યો હતો; પણ તેની સાથે તેના ગૃહમાં રહેવાની જેમ કપિંજલાની પોતાની ઇચ્છા નહોતી તેમજ કપિંજલા સુનંદાના સહવાસમાં સ્વતંત્રતાથી રહે એવી શારદાની પણ ઇચ્છા ન હોતી અને તેથી એ ચાર આડાં અવળાં કારણો દર્શાવીને શારદાએ સુનંદાની એ ઇચ્છાનો ઉપકાર સહિત અસ્વીકાર કરીને મુંબઇમાં આવ્યા પછી પોતાના જે બંગલામાં હરિદાસ, ભાગીરથી તથા ગુલાબ આદિના નિવાસની વ્યવસ્થા કરી આપવામાં આવી હતી તેમાં જ રતનબાઇ તથા કપિંજલાના નિવાસમાટેની યોગ્ય વ્યવસ્થા કરી આપી હતી અને તેથી તે વિધવા સાસૂવહૂ ત્યાંજ રહેતી હતી. એ સર્વને મુંબઇમાં આવ્યાને લગભગ છ થી સાત મહિનાનો કાલાવધિ થઇ ગયો હતો તે સમયથી આપણી આ નવલકથાના દ્વિતીય ખંડનો આરંભ થાય છે.

* * * *

શરદ્દૃતુ વર્તમાન હતો. રવિવારના એક રમણીય પ્રભાતમાં કૉફી અને નાસ્તો લીધા પછી માણેકલાલ પોતાના લાયબ્રેરી હૉલમાં કુરસીને ટેબલની અડોઅડ રાખી કોણીને ટેબલપર ટેકવી મસ્તકને હસ્તના આધારે રાખી જાણે કોઇ ઘોર અને ભીષણ ચિંતામાં નિમગ્ન થઇ ગયો હોયની! તેવા સ્વરૂપમાં બેઠો હતો. તેના મુખમંડળમાંની પૂર્વ તેજસ્વિતા તથા પ્રફુલ્લતાનો સર્વથા લોપ થયો હતો અને તેના સ્થાનમાં ચિતારૂપિણી ચિંતા તથા ચિંતાજન્ય મલિનતાની છાયા વિસ્તરેલી પ્રત્યક્ષ દેખાતી હતી. ધીમે ધીમે તેના મુખમાંથી નિમ્ન ઉદ્દગારો બહુ જ મંદ સ્વરથી નીકળવા માંડયા:—

"ગુમાવ્યો તે, હતો માબાપનો જે માલ સટ્ટામાં;
ન જાણ્યું કે હશે આવો ભયંકર તાલ સટ્ટામાં;
ગયાં ઘરબાર પણ અંતે થયો બેહાલ સટ્ટામાં;
રહ્યું છે માંસ ને ખેંચાઇ ગઇ છે ખાલ સટ્ટામાં

કહે છે મૂર્ખ સટ્ટામાં કરોડોની કમાણી છે;
ખરે સટ્ટોડિયાની જિન્દગાની ધૂળધાણી છે!"

એ ક્ષણેજ દેવી **શારદાએ** લાયબ્રેરી હૉલમાં પ્રવેશ કર્યો. તે દેવીના પવિત્ર મુખમંડળમાં પણ આજે ચિન્તાજન્ય માલિન્યની વિલક્ષણ છટા પ્રસરેલી હતી, તેના હાથમાં રજીસ્ટર્ડ કરેલો એક કાગળ હતો અને તે કાગળથી જ તેના હૃદયમાં એક નવીન ચિંતાનો ઉદ્ભવ થયો હતો. તે કાગળને પોતાના પતિના હાથમાં આપતાં અતિશય દુઃખદર્શક સ્વરથી **શારદા** કહેવા લાગી કે;–"પ્રાણેશ, આ બંગલાવાળાની નોટિસ્ આવી છે, એમાં ચાર માસનું ચઢેલું ભાડું ચોવીસ કલાકમાં ચૂકવી આપીને એક માસમાં બંગલો ખાલી કરી આપવાનું જણાવેલું છે અને જો આપણે તેમ ન કરીએ, તો તેણે કાયદાસર આગળ પગલાં ભરવાની ધમકી પણ આપી છે. હવે આની શી વ્યવસ્થા કરીશું ?"

**માણેકલાલ** પ્રથમથીજ ચિંતામાં ઘેરાયલો તો હતો જ અને તેવામાં વળી આ સ્નાનના સમાચાર સાંભળવામાં આવતાં તેની નિરાશાનો અવધિ થઇ ગયો. તે અત્યંત નિરાશાદર્શક તથા શોકાન્વિત મુદ્રાથી શારદાને ઉદ્દેશીને કહેવા લાગ્યો કેઃ—"**શારદા**, ચિન્તાનાં નિત્ય નવાં નવાં કારણોને તું હવે મારી નજર આગળ શામાટે લાવે છે ? આવા પ્રકારના ધૃતને હોમીને મારા હૃદયમાં ભયંકરતાથી સળગી રહેલી હોળીને વધારે શામાટે ભડકાવે છે ? આ ભાડાની રકમ આપવાથી જ મારાપરના કર્જનો ખાડો પૂરાય તેમ નથી, આટલાથીજ છૂટકો થાય તેમ નથી ! સટ્ટામાં ખોટ મૂકવાથી હું વળી પાછો પચીસ હજારનો દેવાદાર થયો છું અને ગઇ કાલે વળી પાછો રેસમાં પણ દશ હજારની રકમ હારી ગયો છું ! જે વખત જાય છે, તેમાં લેણદારોનું લશ્કર આવશે અને રેસમાં ખોયેલાં નાણાં જો આ-

વતી કાલ સુધીમાં નહિ ભરાય તો રેસવાળા મને 'ડિઝૅાલ્ટર' ઠરાવશે. જો તારી પાસે કાંઇ હોય, તો લાવ અને મારી આબરૂ બચાવ! મારી પાસે ત્રાંબાની એક પાઇ પણ નથી; લેણદારોને આપી શકાય એવું મારી તીજોરીમાં હવે કાંઇ પણ નથી." આમ કહી એક દીર્ઘ નિઃશ્વાસ નાખી માણેકલાલ ટેબલપર માથું મૂકીને પડી રહ્યો.

પતિનું આ ઉત્તર સાંભળી શારદાનું હૃદય ચૂર્ણ થઇ ગયું. અને તેથી તે કાંઇક ઉત્તેજિત થઇને બોલી કે;—"કરાચીથી આવ્યા પછી જ્યારે આપના શિરપર ચઢી ગએલા અસહ્ય ઋણભારની વાર્ત્તા મારા જાણવામાં આવી, ત્યારે આપની પ્રતિષ્ઠા સાથે સરખાવતાં મારા અલંકારો મને તુચ્છ જણાયાથી અલંકારો તેમજ મૂલ્યવાન્ વસ્ત્રો આદિને વેચીને પણ મેં આપની પ્રતિષ્ઠાના રક્ષણની યથાસાધ્ય ચેષ્ટા કરી અને પત્નીધર્મનું પાલન કરી બતાવ્યું; એટલું જ નહિ, પણ વ્યાજનો ભાર વધી ન જાય એટલા માટે મૉર્ટગેજ મૂકાયલા બંગલા આદિનું વેચાણ કરાવી દેવું પતાવ્યું અને તે વેચતાં નાણાંની જે રકમ વધી હતી તેમાંથી આજ દિવસ સૂધી ઘરનું ગંજાવર ખર્ચ નિભાવ્યું. આજ સૂધી તો જેમ તેમ ચલાવાયું છે, પણ હવે તો મારી તીજોરીનું પણ તળિયું દેખાયું છે! હાય.—

'દશા મારી થઇ એ કે નથી એ હાથમાં ચૂડી;
પહેરી શ્વેત સાડી આ ફરૂં થઇ સાવ સાધૂડી;
તમારી ટેવ સદા શર્તની જાતી નથી કૂડી;
ગયું જે કૈં હતું તે, ને હવામાં આબરૂ ઊડી;
હવે જો હોય કાંઇ તો ફક્ત છે બાયડી બાકી;
કરો લીલામ તેનું ને પછી બાવા બનો ખાકી!"

માણેકલાલ જો કે પોતાના જ બંગલામાં અદ્યાપિ વસતો હતો, પણ હવે તે બંગલાનો સ્વામી નહિ, કિંતુ એક ભાડું આપનાર

અધિવાસી હતો; કારણ કે, બંગલો તો ક્યારનોય વેચાઇ ગયો હતો અને અત્યારે તો મહિનાનું રૂપિયા ત્રણસેં ભાડું આપવું પડતું હતું. જો કે બંગલો તો તેણે શારદાના ઉપદેશથી વેચી નાખ્યો હતો, છતાં એ વાર્તાને ગુપ્ત રાખવાનો અને ત્રણ સેં રૂપિયા ભાડું લઇને તે રહે ત્યાંસુધી બંગલામાં રહેવા દેવાનો તેણે તે બંગલાને વેચાણ કરી લેનાર સાથે લિખિત કરાર કરેલો હોવાથી અત્યારસુધી તે પોતાના બંગલામાં આગળ પ્રમાણેજ વસતો હતો અને ઘરના ખર્ચમાં કે ગાડીઘોડાના ખર્ચમાં પણ તેણે વધારે કશોય ઘટાડો કરેલો ન હોવાથી તેની આંતરિક અધમ સ્થિતિનો ભેદ બહુધા કોઇના જાણવામાં આવ્યો નહોતો. પરંતુ મહિનો થતાંજ હજાર રૂપિયાનો ખર્ચ થતો હોય અને આવક નામ માત્રને પણ ન હોય ત્યાં પછી એ ભેદ કેટલાક કાળ પર્યન્ત જળવાયલો રહે વારૂ? અધૂરામાં પૂરૂં માણેકલાલ વળી પાછો સટ્ટા અને શર્તમાં પાંત્રીસ હજારનો દેવાદાર થઇ ગયો હતો અને ઘરમાં તે દેવામાંથી છૂટવાનું લેશ માત્ર પણ સાધન ન હોવાથી આજે તેના સંકટની સીમા થઇ ચૂકી હતી. એવામાં વળી બંગલાવાળાની ભાડામાટેની નોટિસ આવી અને પડતા પર પાટૂ જેવો ઘાટ થઇ પડયો. માણેકલાલનાં નેત્રો સમક્ષ સર્વત્ર અંધકાર જ છવાયલો દેખાવા લાગ્યો. શારદાએ આજના જેવાં કઠિન વચનો કદાપિ ઉચ્ચાર્યાં નહોતાં, પરંતુ તેના ધૈર્યનો પણ હવે અંત થવા આવ્યો હતો અને તેથી આજે તેના મુખમાંથી ઇચ્છા ન છતાં પણ દુ:ખના આવેગમાં આવાં વચનો નીકળી ગયાં હતાં. કેટલીકવાર વિચારમાં નિમગ્ન રહ્યા પછી અચાનક મસ્તિષ્કમાં એક કલ્પના આવતાં માણેકલાલે શારદાને સંબોધીને કહ્યું કે;—

"શારદા, આપણે સ્વર્ગવાસી પ્રાણલાલની સંપત્તિનાં ટ્રસ્ટી છીએ અને સર્વ સંપત્તિ અત્યારે તો આપણાજ અધિકારમાં છે, એ-

ટલું જ નહિ, પણ ભવિષ્યમાં પણ એ સંપત્તિનો સ્વામી આપણો ઇન્દુ જ છે, તો પછી તેમાંથી હાલ પાંત્રીસથી ચાળીસ હજારની રકમ ઉપાડીને આ સંકટના પ્રસંગને આપણે ટાળી દઇએ અને પછી ધીમે ધીમે તે ભરી આપીએ, તો તેમ બની શકે એમ છે. સાધનો આપણા હાથમાં હોવા છતાં આપણે આટલી બધી ચિંતા વિના કારણ શામાટે રાખવી જોઇએ ?"

"પ્રાણેશ, આપ વિદ્વાન્ અને વિચારશીલ હોવા છતાં આજે આટલો બધો પ્રમાદ કરો છો, એ જોઇને મને અતિશય આશ્ચર્ય થાય છે !" શારદા સ્વામીના વાદનો પ્રતિવાદ કરતી કહેવા લાગી; "સ્વર્ગીય પ્રાણલાલની લગભગ બે લાખની સ્થાવર તથા જંગમ સંપત્તિનાં ટ્રસ્ટી આપણે એકલાં જ નથી, કિંતુ રતનબાઇ, કપિંજલા તથા સૉલિસિટર મંગળદાસનાં નામો પણ ટ્રસ્ટી તરીકે રજીસ્ટર્ડ થએલાં છે, એ આપ ભૂલી કેમ જાઓ છો ? અર્થાત્ તેમની સંમતિ વિના આપણાથી એ સંપત્તિમાંની એક રાતી પાઇ પણ લઇ શકાય તેમ નથી; અને ધારો કે, આપણે તેમની સંમતિ મેળવી શકીએ, છતાં પણ તેમને આપણી દીનતા દર્શાવીને તેમની દૃષ્ટિમાં તુચ્છ તરીકે દેખાવાનો મારો વિચાર નથી. અરે એટલું જ નહિ, પણ ધારો કે, એ સંપત્તિનાં આપણે એકલાં જ ટ્રસ્ટી હોઇએ અને એ સંપત્તિ આપણા જ અધિકારમાં હોય, તોય એનો આવી રીતે ઉપયોગ કરવાને બદલે આત્મહત્યા કરીને મરી જવાનું જ હું તો યોગ્ય ધારૂં ! કારણ કે, વિશ્વાસઘાત જેવું અન્ય કોઇ પણ ઘોરતમ પાતક આ વિશ્વમાં અસ્તિત્વ ધરાવતું જ નથી. આ કાર્યમાં મારી અનુમતિ નથી."

"જો એ સંપત્તિને હસ્તસ્પર્શ કરવાની તારી ઇચ્છા ન હોય, તો આ નિરાશાના અંધકારમય આકાશમાં આશાનો હજી બીજો પણ

એક ઝાંખો તારો દેખાય છે!" માણેકલાલે સંદિગ્ધ ભાવથી આશાનું દર્શન કરાવ્યું.

"આપણા નિરાશામય જીવનમાં આશાનો તારો?" શારદાએ આશ્ચર્ય દર્શાવ્યું.

"હા, આપણા નિરાશામય જીવનમાં આશાનો તારો; અને તે અન્ય કોઇ નહિ, પણ શારદા, મારી પ્રાણેશ્વરી શારદા, જેના રક્તમાંથી તારા જેવા સ્રીરત્નનો ઉદ્‌ભવ થયો છે, જે પૂજ્ય પુરુષની સત્યશીલતા આજે ધર્મરાજ સમાન કહેવાય છે, જેની માલિકીની બૅન્ક આજે હિન્દુસ્તાન તેમજ યુરોપમાં શરાફીના સાહસના એક નાદિર નમૂના તરીકે મનાય છે અને જેના બૅન્કના વહીવટને ચલાવવાના કૌશલ્યને જોઇને દુનિયા અજાયબીના દરિયામાં ગોથાં ખાતી દેખાય છે, તે નામાંકિત અને અતુલ ધનવાન્ શાહ ગોવિન્દલાલ પિતા છે તારો! શારદા, તું મુંબઇના કુબેર ગોવિન્દલાલની દુહિતા છે, એ તારે ભૂલી જવાનું નથી!" માણેકલાલે આશાના તારાનું પ્રત્યક્ષ દર્શન કરાવ્યું.

"આપનું કથન યથાર્થ છે; જો આપણો તેમની સાથે સ્નેહસંબંધ હોત, તો આજે આટલી ચિંતા આપણે ભોગવવી પડત નહિ; પરન્તુ જ્યારથી તેમની ઇચ્છા વિરુદ્ધ ચાલી આ શારદા સ્વેચ્છાથી આપની અર્ધાંગના થઇ છે, ત્યારથી મારા વિશેની તેમના હૃદયમાંની લાગણી મરી ગઇ છે; તેઓ મારાથી રીસાયા છે, તેમના દરવાજા મારા પ્રવેશમાટે તાળા કૂંચીથી વસાયા છે!" શારદાએ પ્રતિવાદ કરીને સત્ય સ્થિતિનું દર્શન કરાવ્યું,

પરંતુ માણેકલાલ તેના એ ઉત્તરથી નિરાશ ન થયો અને તેના હૃદયને ઉત્તેજિત કરવાના ઉદ્દેશથી બોલ્યો કેઃ—

" ભલે રીસાય ધિક્કારે પિતા અંતે પિતા રહેશે;
પિતા જે અંશ ઇશ્વરનો દયાને શું ત્યજી દેશે ?,
નમીને જો ક્ષમા માગીશ તું બે આંસુડાં સારી;
પિતા ઝટ પ્રેમઅશ્રૂથી વધાવી પુત્રીને લેશે ! "

"જે પિતાનું મેં ભયંકર અપમાન કર્યું છે, તે પિતાના ગૃહની દિશામાં કઇ હિંમતથી પગ લંબાવું ? આવી અવસ્થામાં તેમને શું મોઢું બતાવું ? જે મસ્તકમાં હજી પણ ગર્વનો અધિકાર છે, તે મસ્તકને દીનતાથી તેમનાં ચરણોમાં કેવી રીતે નમાવું ? " શારદાએ માનનો અધિકાર દર્શાવ્યો.

" કાળનો વિલક્ષણ પ્રભાવ છે ? એક સમય એવો હોય છે કે જે ઉન્નતિના શિખરે ચઢાવે છે અને એક સમય એવો હોય છે કે જે અવનતિની ગહન ગર્ત્તામાં ગબડાવે છે ! જે મહાવીર અર્જુને ભારતીય યુદ્ધમાં શત્રુઓનો પૂરો પરાજય કરી બતાવ્યો હતો, તેનેજ કાળના વિલક્ષણ પ્રભાવથી કાબાને હાથે લૂટાઇ જવાનો પ્રસંગ આવ્યો હતો ! " માણેકલાલે એ પ્રમાણે કાળની વિલક્ષણતાના માહાત્મ્યને વર્ણવીને પોતાના કથનની પુષ્ટિમાટે વધારામાં કહ્યું કે;—

" સમય મહા બળવાન છે, નથી પુરુષ બળવાન;
કાબે અર્જુન લૂટિંયો, તે ધનુષ્ય તે બાણ ! "

શારદા વિચારશીલા અને વિદુષી હોવાથી પ્રસંગ અનુસાર વર્ત્તવાનો પતિનો આ ઉપદેશ તેને પણ યોગ્ય તો જણાયો જ, છતાં તે કાંઇક વિચારમાં પડી ગઇ અને થોડીવાર પછી પોતાના મનોભાવને વ્યક્ત કરતી કહેવા લાગી છે;–" ભલે; આપનો એવોજ આગ્રહ છે, તો અત્યારે અને આ ક્ષણેજ હું ત્યાં જાઉ છું; મારા સૌભાગ્યહેતુના કલ્યાણમાટે સમયના પ્રભાવને આધીન થાઉંછું. છતાં પણ અત્યારે મારા પિતૃગૃહમાં એક સાપત્ન માતાનું સામ્રાજ્ય હોવાથી

કદાચિત્ મારા પિતાશ્રીનું મન મારી પ્રાર્થનાથી દ્રવી જાય, તોપણ મારી આશા સફળ થશે કે નહિ, એ વિશે મારા મનમાં સંપૂર્ણ શંકા રહ્યા કરે છે; કારણ કે, આ વિશ્વમાં ઓરમાન દીકરીનું અને તેના પતિનું કલ્યાણ ઇચ્છનારી સાત્વકી માતા તો વિરલજ હોય છે. મારૂં મન જો કે અચકાય છે, છતાં આપની આજ્ઞાના પાલનમાટે આ શારદા અભિમાન તથા ગર્વને તિલાંજલિ આપીને અત્યારે જ ત્યાં જાય છે!"

પત્નીની આ વાણી માણેકલાલને નવીન જીવનદાયિની સુધા સમાન ભાસવા લાગી અને તેથી તેને તે વિશેષ આગ્રહ કરીને કહેવા લાગ્યો કે;—" જા, જલ્દી જા; એક પળ માત્રને માટે પણ અહીં ખોટી ન થા. તારાથી બતાવી શકાય તેટલી નમ્રતા તથા આર્જવતા બતાવજે; ગમે તેમ કરી તારા પિતાના દયાળુ અંતઃકરણમાં તારા વિશે અનુકંપા તથા કરુણાને ઉપજાવજે અને શત્રુતાના પ્રદેશમાંથી તેમને મિત્રતાના પ્રદેશમાં ખેંચી લાવજે; કારણ કે, તેમની અલ્પસ્વલ્પ કૃપા થશે, તો પણ આપણા શિરપર ઝઝૂમી રહેલું આ સંકટનું વાદળ વિખરાઇ જશે; અને તેમ ન થયું તો યાદ રાખજે કે ઝેર ખાઇને મરી જવાનો વખત આવી લાગશે!"

" રોઇશ, કકળીશ, તેમનાં ચરણોમાં મસ્તક નમાવીશ, તેમનાં ચરણોની ધૂળને મસ્તકે ચઢાવીશ અને જે કાંઇ સહાયતા મળશે તે લાવી આપનાં ચરણોમાં હાજર કરીશ. પછી તો જેવાં આપણાં ભાગ્ય!" આ પ્રમાણે પતિની આજ્ઞાને શિરસાવંદ્ય કરીને માનિની શારદા ત્યાંથી પ્રયાણ કરી ગઈ.

માણેકલાલનું ધ્યાન તે તેની દૃષ્ટિથી દૂર થઇ ત્યાં સુધી તેનામાંજ પરોવાયલું હતું અને ત્યાર પછી તેની છબિમાં તેની દૃષ્ટિ પડતાં તે જાણે સાક્ષાત્ શારદાને સંબોધીને જ બોલતો હોયની! તદ્દત્

ઉદ્‌ગાર કાઢતો કહેવા લાગ્યો કે;–"કેવી ભલી ! કેવી ભોળી ! ! ખરેખર આ દાનવના ગૃહમાં આ એક દેવીનો નિવાસ છે; પાપના પ્રાસાદમાં ધર્મનો પ્રકાશ છે ! આવી પવિત્રહૃદયા અને પતિવ્રતા અબળાઓના અસ્તિત્વથીજ પતિત ભારતવર્ષનું કાંઇક ગૌરવ જળવાય છે; એ સજીવન દેવીઓના પ્રતાપે જ આર્યધર્મનું રક્ષણુ થાય છે !............

તે હજી પણ શારદાની કોણ જાણે કેટલીયે પ્રશંસા કરત, પરંતુ અચાનક " કેમ દેવીના દેવ શું થાય છે ? કઇ મહાદેવીનાં ગુણુગાન ગવાય છે ? " એ પ્રમાણેના પ્રશ્નાત્મક શબ્દો તેનાં શ્રવણોમાં આવીને અથડાયા અને તેમણે તેને બોલતો બંધ કરી દીધો. તેણે દ્વારમાં દૃષ્ટિપાત કર્યો, તો ગુલાબની માતા ભાગીરથી પોતાની દૃષ્ટિ સમક્ષ ઊભેલી તેના જોવામાં આવી. ભાગીરથીને જોતાંજ માણેકલાલની મુખમુદ્રામાં ભય તથા તિરસ્કારનાં ચિન્હો પ્રકટી નીકળ્યાં. અહીં કોઇ પ્રશ્ન કરશે કે, ભાગીરથીને જોઇને માણેકલાલના હૃદયમાં ભય અને તિરસ્કાર શામાટે ઉદ્‌ભવવા જોઇએ વારૂ ? તો તેમ થવાનું કારણુ એ હતું કે, ભાગીરથીએ સૂરત જવા પછી માણેકલાલપર એક પત્ર લખ્યું હતું અને તેમાં ગુલાબ સાથેના તેના ગુપ્ત પ્રેમની વાર્ત્તા તેનાથી છુપી નથી, એટલુંજ નહિ, પણ ગુલાબપર માણેકલાલે લખેલું પત્ર પણ તેના હાથમાં છે, ઇત્યાદિ વાર્ત્તાઓ જણાવીને વધારામાં લખ્યું હતું કે; " મારૂં મન તમારામાં આસક્ત થએલું છે, માટે મારા પ્રેમને સ્વીકારો અને તમારા પ્રેમપીયૂષનું પાન કરાવીને મારા નારીજીવનને સફળ કરો. આ પત્રનું ચાર દિવસમાં ઉત્તર નહિ મળે, તો હું મુંબઇ આવીશ અને મારી આશાને સફળ કરવાની યથાસાધ્ય ચેષ્ટા કરીશ. " પરંતુ માણેકલાલે એ પત્રનું ઉત્તર લખ્યું નહોતું અને તેથી પોતાના વચન પ્રમાણે લગભગ બે મહિ-

નાથી **ભાગીરથી** પાછી પોતાના રુગ્ણ પતિ તથા પોતાની નવયૌવના પુત્રીને લઇને મુંબઇમાં આવી હતી. આ વેળાયે તે **માણેકલાલ**ને ત્યાં ન રહેતાં કાલિકાદેવી માર્ગપરના એક માળામાં ભાડાની જગ્યા રાખીને રહી હતી. મુંબઇમાં આવ્યા પછી **માણેકલાલ**ને બે ત્રણ વાર એકાંતમાં મળીને તેની પાસેથી તેણે પ્રેમની યાચના કરી હતી, પરંતુ **માણેકલાલે** તેની યાચનાનો અસ્વીકાર અને અસ્વીકારજ કર્યો હતો; છેવટે **ભાગીરથીએ** કેટલીક ધમકીઓ પણ આપી હતી અને તેથીજ અત્યારે **માણેકલાલ** વળી પાછી એકાંતના સમયમાં તેને પોતા પાસે આવેલી જોઇને ભય તથા તિરસ્કારના વિકારને આધીન થયો હોય તો તે સ્વાભાવિક જ હતું. **ભાગીરથી** આ વેળાયે મુંબઇમાં આવ્યા પછી ગુલાબને **માણેકલાલ** પાસે આવવા દેતી ન હોતી; પરંતુ આજે ગુલાબે સાથે આવવાનો હઠ પકડવાથી તે તેને પણ સાથે લેતી આવી હતી, છતાં તેને બહાર ગાડીમાં બેસાડીને **માણેકલાલ** પાસે તો તે એકલીજ આવી હતી.

કેટલીક વાર સુધી આશ્ચર્યથી **ભાગીરથી**ને જોઇ રહ્યા પછી **માણેકલાલે** તેને ભગ્ન સ્વરથી પ્રશ્ન કર્યો કે,–"**ભાગીરથી**, અત્યારે પ્રભાતમાં જ તમે અહીં ક્યાંથી ?"

" આ **ભાગીરથી** અત્યારે અહીં આવી છે પોતાની દીર્ઘ કાળની વાસનાને તૃપ્ત કરવાની આશાથી ! " **ભાગીરથીએ** ગંભીરતાથી ઉત્તર આપ્યું.

" મારાથી તમારી તે અયોગ્ય વાસનાનો સ્વીકાર કરી શકાય તેમ નથી." **માણેકલાલે** ઘૃણા દર્શાવીને કહ્યું.

" તો પછી મારાથી પણ હવે વધારે વાર મારી મનોવાસનાને દબાવી શકાય તેમ નથી; તારા જેવા પાપાત્મા અને ભ્રષ્ટ પુરુષપ્રતિ

દયાભાવ બતાવી શકાય તેમ નથી !" ભાગીરથીએ હું તું થી જ વાણીનો વ્યવહાર કરવા માંડયો.

"હું તારી દયાની તારી પાસેથી ભિક્ષા નથી માગતો !" માણેકલાલે પણ 'થાય તેવા થઇએ તો ગામ વચ્ચે રહીએ' એ ન્યાયનું અવલંબન કરીને તેને પણ તુંકારાથી જ બોલાવવાનો આરંભ કર્યો.

"મારી દયાની તને ઘણીજ દરકાર છે; મારી દયા અને મારા મૌનપરજ તારી સ્વતંત્રતા તથા પ્રતિષ્ઠાનો આધાર છે !" ભાગીરથીએ પ્રભાવદર્શક મુદ્રાથી એ શબ્દો ઉચ્ચાર્યા.

"તારી દયાની અને મને દરકાર ? તારી દયા અને તારા મૌનપર મારી સ્વતંત્રતા તથા પ્રતિષ્ઠાનો આધાર ? તારી આ કલ્પના છે સર્વથા નિરાધાર !" માણેકલાલે મલિન હાસ્યપૂર્વક ઉત્તર વાળ્યું.

"માણેકલાલ, આજે હું વળી પાછી કહું છું કે, મારી કુમારિકા પુત્રી ગુલાબ સાથે તું કરી ચૂકયો છે અપવિત્ર વ્યવહાર, એટલુંજ નહિ, પણ તે ગર્ભવતી થવાથી તેના બાળકને મારી નાખવામાટેનો પણ તે રાખ્યો હતો વિચાર અને તે તારાં પાપોનો ગુલાબપરના તારા પત્રમાં તેં પોતેજ કર્યો છે સ્વીકાર, તો પછી એના કરતાં વિશેષ બળવાન્ કયો મળી શકવાનો હતો તારી પાપિષ્ટતાને સિદ્ધ કરવામાટેનો આધાર ? માત્ર તારા એ પાપકર્મના સ્ફોટની જ વાર છે; તારા એ પાપકર્મનો પ્રકાશ થતાંની સાથે જ તારા માટે લોહશૃંખલા અને કારાગૃહવાસ તૈયાર છે !" ભાગીરથીએ ભીષણતાને ધારીને આ વચનો ઉચ્ચાર્યાં.

"પ્રમાદના યોગે મારા હાથે થએલા એક પાપનું પ્રમાણ બતાવી મને બળાત્કારે બીજા પાપનો ભાગી બનાવે છે ? એકવાર પાપની ગર્ત્તામાં પડેલાને બીજીવાર પાપની ભયંકર અને ગહનતર ગ-

ર્ત્તામાં ગબડાવે છે ?" માણેકલાલ આ શબ્દો ઉચ્ચારીને તેને વિસ્ફારિત નયનોથી નિહાળવા લાગ્યો.

પરંતુ એથી લેશ માત્ર પણ વિચલિત ન થતાં ભાગીરથી પોતાના નિશ્ચયમાં દૃઢ રહીને પૂર્વ પ્રમાણેજ ગાંભીર્યથી કહેવા લાગી કે:—"હા; વ્યવહારરૂપ અશ્વને કાબુમાં રાખવામાટે જે લક્ષ્મીરૂપ લગામની આવશ્યકતા હોય છે, તે લગામ તારા હાથમાંથી છટકી જવાથી અત્યારે તારો વ્યવહારરૂપ અશ્વ તોફાની છે; હું સારી રીતે જાણું છું કે તારી મહાભયમાં જિન્દગાની છે."

"એટલે ? આથી તું કહેવા શું માગે છે ?" માણેકલાલે અત્યંત આશ્ચર્ય દર્શાવીને પુછ્યું.

એના ઉત્તરમાં ભાગીરથીએ જણાવ્યું કે;—"માણેકલાલ, હું એક કલાકથી અહીં આવી છું, પણ હું આવી તે વેળાયે તું તારી પત્ની શારદા સાથે વાર્ત્તાલાપમાં નિમગ્ન હોવાથી મેં અહીં આવવાનું યોગ્ય ન ધાર્યું અને આ બારી આગળ તમારા તે વાર્ત્તાલાપને સાંભળતી હું ઉભી રહી. જ્યારે શારદા અહીંથી પોતાના પિતાને ઘેર જવામાટે ચાલી ગઈ, ત્યારેજ હું અહીં આવી અર્થાત્ તારી તંગીનો શારદા સમક્ષ તેં તારા મુખથી જ જે ચિતાર ચીતરી બતાવ્યો છે, તે અથથી ઇતિપર્યન્ત મારા જોવા અને જાણવામાં આવ્યો છે, એટલે હવે તારી સત્ય સ્થિતિને મારાથી ગુપ્ત રાખવાની તારી ચેષ્ટા નકામી છે; તારા નસીબમાં અત્યારે સરદારી નહિ, પણ ખરેખરી ગુલામી છે !"

"તો શું મારી સ્થિતિને જાણી લેવાથી છટકેલી લક્ષ્મીરૂપ લગામને તું મારા હાથમાં આપનાર છે ? શું તારા હાથમાં મારો ઉદ્ધાર છે ?" માણેકલાલે પ્રશ્નનો કોઈ યોગ્ય વિષય ન મળવાથી એક પ્રકારનો અર્થહીન પ્રશ્ન રજૂ કરી દીધો.

પરંતુ **માણેકલાલના** અભિપ્રાય પ્રમાણે જે પ્રશ્ન નિરર્થક હતો તેજ પ્રશ્ન **ભાગીરથીની** માન્યતા પ્રમાણે સાર્થક હોવાથી તેના બોલવાનો લાભ લઇને **ભાગીરથીએ** તત્કાળ ઉત્તર આપ્યું કેઃ—"માત્ર તારા મુખમાંથી મારા પ્રેમસ્વીકાર વિશે 'હા' શબ્દ નીકળે કે તે પળેજ તારામાટે રૂપિયા દશ હજારની રકમ તૈયાર છે!"

"પણ કેવળ દશ હજારથી શું થશે? પાંત્રીસથી ચાળીશ હજારનો ખાડો કેવળ દશ હજારથી પૂરાઇ જશે? સિંધુનદના પાત્રને એક કૂપના જળથી ભરવાની આશા વ્યર્થ છે! મારા ઉદ્ધારમાટે તારી સહાયતા અસમર્થ છે!" **માણેકલાલે** પુનઃ નિરાશાનું અવલંબન કર્યું; અને વધારામાં જણાવ્યું કે;—"મારી પ્રતિષ્ઠા જવાની છે અને તે જાશે!"

"નહિ, હાલ તરત થીગડું તો અવશ્ય દેવાશે!" **ભાગીરથી** તેના અભિપ્રાયનું ખંડન કરતી કહેવા લાગીઃ "ફાટેલા વસ્ત્રને એમનું એમ ઢસેડવાથી તે વધારે ફાટીને સત્વર જ નષ્ટ થાય છે; પણ જો તેને થીગડું મારવામાં આવે, તો તેથી શરીર ચાર દિવસ વધારે ઢંકાય છે. તરત દશ હજાર મળવાથી લેણદારોને ધીરજ આવશે અને તેથી તેઓ તકાજો ન કરતાં નાણાંને વસૂલ કરવાની મુદ્દતને લંબાવશે. જો એમ થશે તો અણીનો ચૂકયો સો વર્ષ જીવે એ નિયમ પ્રમાણે આ સંકટમાંથી છૂટવાનો બીજો પણ કોઇ લાગ ફાવશે."

"ખરેખર અણીનો ચૂકયો સો વર્ષ જીવે છે, એમ જે કહેવાય છે, તે ન્યાય આજે મને અક્ષરે અક્ષર સત્ય જણાય છે." ડૂબતું મનુષ્ય જેવી રીતે તૃણના આધારે તરી જવાની આશા રાખી તૃણને બાઝી પડે છે તદ્વત્ **માણેકલાલ** દશહજારની સહાયતાના લોભમાં સપડાઇને **ભાગીરથીની** ભયંકરતાને ભૂલતો ગયો અને **ભાગીરથીની** આ પ્રાસં-

ગિક ઉદારતાને જોઇને ભાગીરથી પ્રતિ તેનું હૃદય કાંઇક આકર્ષાવા લાગ્યું. તેણે પોતાના મનમાં વિચાર કર્યો કે; "અત્યારે જો આ હઠવાદિની અબળાની ઇચ્છાનો અનાદર કરીશ, તો કદાચિત્ એ ગુલાબપરના મારા પત્રનો પ્રકાશ કરશે અને તેમ થતાં મારામાટે અકાળ મરણનો જ પ્રસંગ આવી લાગશે; એથી વિરુદ્ધ જો એની ઇચ્છાને સ્વીકારીશ, તો હાલ તરત રૂપિયા દશહજારની રકમ પણ મળશે અને પૂર્વ પાપના પ્રકાશની ભીતિ પણ ટળી જશે!" આવા વિચારથી પોતાના હઠને ત્યાગી તે ભાગીરથીની ક્ષમા માગતો બોલ્યોકેઃ—"ભાગીરથી, હું તારા હૃદયને આજ પર્યન્ત ન ઓળખી શકયો એ મારા પ્રમાદમાટે હું મને પોતાને ધિક્કારૂં છું, તારા સ્નેહને સ્વીકારૂં છું અને તારી ક્ષમા માગી મારા મસ્તકને તારાં ચરણોમાં ધારૂં છું—

'ગયું અજ્ઞાન ઊડી હું સદાનો દાસ તારો છું;
રમા ભાગીરથી! હું ખાસ તારો, ખાસ તારો છું!"

આત્મા માયાને વશ થયો, માણેકલાલ ભાગીરથીના બાહુપાશમાં બદ્ધ થઇ ગયો. એજ વેળાએ દ્વારમાંથી કોઇ રમણીના મંજુલ કંઠથી ઉચ્ચારાયલા ત્રણ શબ્દો સંભળાયા કેઃ "હેં આ શું?" માણેકલાલ અને ભાગીરથીની દૃષ્ટિ દ્વારમાં ઊભેલી ગુલાબપર પડી અને ત્રણેની ત્યાં અપૂર્વ નિઃસ્તબ્ધતા થઇ ગઇ!

* * * * *

એ તો ઉપર જણાવેલું જ છે કે, ગુલાબ ભાગીરથીની સાથે આવેલી હતી અને બહાર ગાડીમાં જ બેઠી હતી. શારદા બંધ ગાડીમાં બેસીને બહાર નીકળી તે વેળાયે શારદાને ગુલાબે જોઇ હતી, પણ શારદા પોતાની ચિંતામાં પડેલી હોવાથી ગુલાબ તેના જોવામાં આવી ન હોતી. શારદા ગૃહમાં ન હોવા છતાં ભાગીરથીના આવવામાં જ્યારે બહુજ વિલંબ થઇ ગયો અને વિકટોરિયા-

વાળો ઊતાવળ કરવા લાગ્યો એટલે છેવટે અધીરી થઇને ગુલાબ પણ માણેકલાલના બંગલામાં આવી અને એકદમ તેના શયન-મંદિરમાં ચાલી ગઇ; પરંતુ ત્યાં ઇન્દુ અને એક બે બીજાં બાળકો વિના અન્ય કોઇ પણ જોવામાં ન આવવાથી તે લાયબ્રેરી હૉલમાં બરાબર તે વેળાયે જ આવી પહોંચી કે જે વેળાયે માણેકલાલ ભાગી-રથીની પ્રાર્થનાને સ્વીકારી તે દાનવીના બાહુપાશમાં બદ્ધ થયો હતો અને પોતાની માતાની આ ચેષ્ટાને જોઇને તેના મુખમાંથી ઉપર્યુક્ત ઉદ્‌ગાર નીકળતાં જે પરિણામ આવ્યુ હતું તે વાંચકોના જાણવામાં હોવાથી એ વિશેના વિશેષ વિવેચનની આવશ્યકતા નથી. ગુલાબના મુખમાંથી એ ઉદ્‌ગાર તો નીકળી ગયો, પરંતુ પછીથી એ સાહસ માટે તેના અંતઃકરણમાં પશ્ચાતાપ થવા લાગ્યો. ભાગીરથી પ્રથમ તો જરાક લજ્જિત થઇ ગઇ, પરંતુ તત્કાળ પોતાની લજ્જાને ત્યાગીને તેણે ગુલાબને અંદર બોલાવી અને પૂછ્યું કેઃ-"તારે આ દૃસ્યને જોઇને લેશમાત્રપણ આશ્ચર્યચકિત થવાનું નથી; સંસારશકટ આવી રીતે જ ચાલ્યા કરે છે!" ગુલાબ કાંઇ પણ બોલી નહિ, પણ માત્ર માણેકલાલ પ્રતિ તેણે કિંચિત્ તિરસ્કાર દર્શક દૃષ્ટિપાત કર્યો અને માણેકલાલ તેના આશયને જાણીને નીચું જોઇ ગયો. ભાગીર-થીએ માણેકલાલની આજ્ઞા લઇ ગુલાબ સાથે ત્યાંથી તત્કાળ પ્રયાણ કર્યું અને ઘેર જઇને ત્રણ કલાક પછી રૂપિયા દશહજારની નોટો ગુલાબદ્વારાજ તેનાપર મોકલી આપી. જ્યારે ગુલાબ નોટોનું બંડલ આપવા આવી તે વેળાયે રતનબાઇ અને કપિંજલ માણેકલાલ પાસે બેઠેલાં હોવાથી તેની સાથે વાર્ત્તાલાપ કરવાનો પ્રસંગ તેને મળી શક્યો નહિ. ભાગીરથી એક દાનવી હોવા છતાં આજે માણેકલાલની દૃષ્ટિમાં દેવી જ દેખાવા લાગી. ભાગીરથી સાક્ષાત્ રમણીય ભયંકરતા હતી એની અત્યારે માણેકલાલને કલ્પના માત્ર પણ નહોતી.

## પ્રકરણ ૨ જું

## આદર્શ દંપતી—ગોવિન્દલાલ અને સુભદ્રા

પેડરરોડના સમુદ્રતીરપ્રાંતમાંના પોતાના અત્યંત ભવ્ય અને ઇન્દ્રભુવનતુલ્ય બંગલાના ડ્રૉઇંગરૂમમાં મુંબઇનો મહાવિખ્યાત અને ધર્મરાજ સમાન આંટ ધરાવનારો વૃદ્ધ બૅંકર ગોવિન્દલાલ સવારમાં લગભગ નવ સાડાનવ વાગ્યાના શુમારે એક ઇજીચેરમાં પડીને થોડીવાર પૂર્વે આવેલા 'ગુજરાતી' પત્રના વાચનમાં નિમગ્ન થએલો હતો. ગોવિન્દલાલનું વય અત્યારે લગભગ સાઠ વર્ષનું થવા આવ્યું હતું, છતાં પ્રથમથી જ ખાનપાન આહારવિહાર તથા આરોગ્યના નિયમોના પાલનમાં તે નિયમિત રહેલો હોવાથી પ્રથમ દૃષ્ટિયે જોનારને તેનું વય ચાળીસ પિસ્તાળીસ વર્ષ કરતાં વધારે દેખાય તેમ નહોતું. માત્ર છેલ્લાં ત્રણ ચાર વર્ષથી તેના કેશ વિશેષ શ્વેત થવા લાગ્યા હતા અને તે એક અનિવાર્ય માનસિક વેદનાનું પરિણામ હતું, એમ ગોવિન્દલાલ પોતેજ વારંવાર કહ્યા કરતો હતો. તેના મુખમાંથી એક પણ દાંત હજી ઓછો થયો નહોતો અને ચામડીમાં કરચોળીયો પણ પડેલી ન હોવાથી મુખમંડળમાંની તેની તેજસ્વિતા અને પ્રભાવશીલતા અદ્યાપિ પૂર્વ સ્થિતિમાં જ જોવામાં આવતી હતી. અત્યારે તેણે ધોતિયું અને પેરણ એ બે વસ્ત્રો જ ધારણ કરેલાં હતાં અને ' ગુજરાતી ' વાંચતાં પણ તેના મનમાં કાંઇક બીજો જ વિચાર ચાલી રહ્યો હોય એમ તેની ચિંતિત મુદ્રાને જોતાં તત્કાળ જાણી શકાતું હતું.

ગોવિન્દલાલનો ડ્રૉઇંગરૂમ અનેક પ્રકારની ઉત્તમોત્તમ વસ્તુઓ,

કીમતી ફર્નીચર અને ઇરાની ગાલીચા ઇત્યાદિથી શૃંગારાયલો હતો, પરંતુ એ એક બૅંકરનો ડ્રૉઇંગરૂમ છે, એવો ભાસ જો તત્કાળ થઇ શકતો હોય, તો તે કેવળ ચાર ખૂણામાં ગોઠવેલી ચાર જંગી તીજોરીઓના યોગે જ થઇ શકતો હતો. ઘડીયાલમાં સાડાનવના ટાઇમને દર્શાવનારો અડધા કલાકનો એક ટકોરો થયો અને તે સાથે જ એક યુવતી અબળાએ એક થાળમાં ચાહે અને નાસ્તાની વસ્તુઓ સાથે ડ્રૉઇંગ રૂમમાં પ્રવેશ કર્યો. એ અબળાનું વય વધારેમાં વધારે પચીસથી છવીસ વર્ષનું હોવું જોઇએ એવી સ્પષ્ટ કલ્પના કરી શકાતી હતી અને યૌવન સાથે પરમાત્માએ એ અબળાને સૌન્દર્ય પણ તેવું જ અલૌકિક આપ્યું હતું. એ યૌવન તથા સૌન્દર્ય ઉપરાંત એનામાં જે અલૌકિક ગુણોનો નિવાસ હતો, તેમનો વાર્ત્તાના પ્રસંગમાં આગળ વધતાં વાંચકોને પૂર્ણ પરિચય થવાનો જ છે, એટલે અત્યારે જ એ વિશેના અધિક વિવેચનની આવશ્યકતા નથી. અત્યારે એ અબળાએ સાધારણ વસ્ત્રો અને સાધારણ આભૂષણો જ ધાર્યાં હતાં અને તેમ છતાં પણ એનાં અવ્યંગ અંગોની આકર્ષકતા કાંઇક જૂદા જ પ્રકારની જણાતી હતી. એ અબળા આવી તે વેળાયે ગોવિન્દલાલ ' ગુજરાતી 'ના વાંચનમાં એટલો બધો લીન હતો કે એના આગમનની તેને શુદ્ધિ જ નહોતી એટલે છેવટે અબળાએ તેને સંબોધીને મૃદુ મંજુલ સ્વરથી કહ્યું કે;—"પ્રાણાધાર, લ્યો આ ચાહે અને નાસ્તો તૈયાર છે !" ત્યારે શું એ અબળા ગોવિન્દલાલની ધર્મપત્ની હતી ? હા, એમ જ હતું, એ અબળા તે અન્ય કોઇ નહિ, પણ ગોવિન્દલાલની નૂતન ધર્મપત્ની અને આપણી કથાનાયિકા શારદાની સાપત્ન અને સમાનવયસ્કા માતા સુભદ્રા જ હતી.

સુભદ્રાના એ શબ્દો સાંભળતાંજ ગોવિન્દલાલની વાચનનિદ્રાનો

ભંગ થયો અને વર્તમાનપત્રને બાજૂમાં પડેલી બીજી કુરસીપર મૂકીને તે ચાહે પીવાને તૈયાર થયો. ચાહે અને નાસ્તો એક ટિપૉયપર મૂકવામાં આવ્યાં હતાં, પરંતુ નાસ્તાને હાથ ન અડકાતાં ગોવિન્દલાલે કેવળ ચાહે પાવાનો જ આરંભ કરી દીધો. સુભદ્રા સ્હામેના કોચપર બેસી ગઇ હતી અને પતિને નાસ્તાથી વિરક્ત થએલા જોઇને તે કહેવા લાગી કે;-" પ્રાણેશ, આજે ચાર પાંચ દિવસથી સવારમાં આપ બિલકુલ નાસ્તો કરતા નથી અને ભોજન પણ બહુ જ અલ્પ લ્યો છો, એનું શું કારણ છે, તે કાંઇ સમજી શકાતું નથી. પ્રકૃતિમાં કાંઇ અસ્વસ્થતા તો નથી જણાતી ? જો તેવું કાંઇ હોય, તો ચાર દિવસ આપણે ક્યાંક હવાફેર માટે જઇ આવીએ અથવા તો કોઇ સારા ડૉકટર કે વૈદ્ય પાસેથી યોગ્ય ઔષધ લઇને તેનું સેવન કરો. બૅંકરનો ધંધો એટલે મગજમારીનું કામ અને તેમાં આવી રીતે નિત્ય આહાર ઘટતો જાય, તો પરિણામ સારૂં ન થાય, એ આપ સારી રીતે જાણો છો, એટલે મારે આપને અધિક ઉપદેશ આપવો પડે તેમ તો નથી જ."

" પ્રિયતમ, ઇશ્વરની કૃપાથી મારી પ્રકૃતિને અદ્યાપિ અસ્વસ્થતાનો સ્પર્શ માત્ર પણ થયો નથી તેમજ વૃદ્ધાવસ્થાના યોગે નેત્રાની નિરીક્ષણશક્તિમાં તેમજ સ્મરણ શક્તિમાં જે ન્યૂનતા થવી જોઇએ, તે પણ થઈ નથી, તો પછી હવાફેરમાટે કોઇ અન્ય સ્થાનમાં જવાનું કિંવા ડૉકટર કે વૈદ્યના ઔષધનું વિના કારણ સેવન કરવાનું શું કારણ છે વારૂ ? મારાથી આજકાલ પૂર્વ પ્રમાણે ભોજન નથી લઇ શકાતું તેનું મૂળ કારણ મારી એક માનસિક વેદના છે અને એ વેદનાના નિવારણનો કોઇ ઉપચાર છે જ નહિ; એટલે ઉપચારનો વિચાર નિરર્થક છે." ગોવિન્દલાલે પોતાના સ્થિતિપરિવર્ત્તનના સત્ય નિદાનનો સ્ફોટ કર્યો.

"એવી તે શી માનસિક વેદના છે, પ્રાણાધાર ?" સુભદ્રાએ આતુરતાથીએ પ્રશ્ન પૂછ્યો.

"આ સંસારનો મહાવિલક્ષણ વ્યાપાર !" એમ કહીને ગોવિન્દલાલ સંસારના વિલક્ષણ વ્યવહાર વિશે ઉદ્દગાર કાઢતો કહેવા લાગ્યો કેઃ—

"અકળ સંસારની માયા વિવિધ રંગો બતાવે છે;
હસાવે એકને તો અન્યને તે રોવડાવે છે;
નથી ખાનાર જ્યાં, ત્યાં અન્નના ભંડાર ખુલ્લા છે;
અને ખાનાર ત્યાં ખોરાકની ખામી વસાવે છે;
અતુલ ધન હોય તો ત્યાં હોય છે સંતાનની ખામી,
દરિદ્રીના સદનમાં સંતતિનું સૈન્ય લાવે છે;
કદાચિત્ થાય છે સંયોગ ધન સંતાન બન્નેનો,
બની સ્વચ્છંદ સંતાનો પિતા માને સતાવે છે;
સુખી સંપૂર્ણ આ સંસારમાં નહિ કોઇ દેખાયે,
જગત્‌ની આ સુધામાં દુઃખવિષનો અંશ આવે છે !"

"ત્યારે તો આપની વૃદ્ધાવસ્થા થવા છતાં અદ્યાપિ આપણે નિઃસંતાન દશામાંજ રહ્યાં છીએ, એ માનસિક વેદના જ આપના અંતઃકરણને સતાવે છે એમ જ કહી શકાય ! પરંતુ નાથ, આપ આટલા બુદ્ધિમાન્ વિદ્વાન્ અને પરમાત્માની સત્તાને માનનારા હોવા છતાં જે ઘટના કેવળ પરમાત્માની ઇચ્છા અથવા અદૃષ્ટને જ આધાનને તેમાટે આટલો બધો શોક અને ખેદ કરો છો, એથી મને અતિશય આશ્ચર્ય થાય છે."

"સુભદ્રે, આપણે પુત્રસંતાનનાં માતાપિતા થવાના સદ્ભાગ્યને પ્રાપ્ત કરી શક્યાં નથી, એટલામાટે મારા હૃદયમાં આટલો બધો સંતાપ કિંવા પરિતાપ થાય છે, એમ તારે સ્વપ્નમાં પણ ધારવું નહિ;

કિંતુ જે પુત્રી **શારદા**ને મેં પુત્ર કરતાં પણ અધિક પ્રેમથી પાળી-પોષીને મોટી કરી હતી, જેના સુખમાટે દીર્ઘકાળ પર્યન્ત હું વિધુર અવસ્થામાં જ રહ્યો હતો અને જેને સુશિક્ષિતા કરવામાટે મેં અગાધ વ્યય અને પરિશ્રમ કર્યો હતો, તે **શારદા** એક આજ્ઞાધારક પુત્રી નીવડવાને બદલે સ્વચ્છંદ સુતા નીવડી, એથી જ મને કેટલીક વાર આવી અસહ્ય માનસિક વેદના થયા કરે છે. અરે આજે જો તે મારા ગૃહમાં હોત, તો શું તેનો પુત્ર આપણા હૃદયમાં શીતળતા તથા શાંતિનો સંચાર ન કરાવી શકત ! અસ્તુ; હવે એ વિશેનો શોક નિરર્થક છે; જે ભાવિ હોય છે, તેનો પ્રતિકાર કોઇથી પણ કરી શકાતો નથી !" ગોવિન્દલાલે નિઃશ્વાસ નાખીને પોતાની માનસિક વેદનાના સત્ય નિદાનનો પરિચય કરાવ્યો, અને ચાહનો છેલ્લો ઘૂટડો ભરીને કપને પાછો ટિપૉયપર રાખી દીધો.

**સુભદ્રા** કપ વગેરે ઉપાડવામાટે ઊઠતી હતી એટલામાં બહારથી એક નોકર આવ્યો અને તેણે જણાવ્યું કેઃ—"શેઠ સાહેબ, **શારદા** બહેન આવ્યાં છે અને તેઓ આપને મળવા માગે છે; પરંતુ તેમને આ બંગલામાં આવવા દેવાની આપની આજ્ઞા ન હોવાથી મારે પૂછવામાટે આવવું પડયું છે; તો તેમને આવવા દેવાં કે કેમ, તે કૃપા કરીને જણાવશો."

"આ કેવો ચમત્કાર ! જે **શારદા** વિશે અત્યારે જ વાર્ત્તાલાપ ચાલતો હતો, તે **શારદા**ના અચાનક આવવાના સમાચાર ! **શારદા**નું આયુષ્ય તો અવશ્ય દીર્ઘ અને બળવાન્ દેખાય છે ! કેમ પ્રાણનાથ, **શારદા**ને અહીં આવવા દેવાનો વિચાર થાય છે ?" **સુભદ્રા**એ વિલક્ષણ યોગાનુયોગ વિશે આશ્ચર્ય દર્શાવીને પતિને વિવેકથી પ્રશ્ન કર્યો.

અભિમાનની પણ કેવી વિલક્ષણ સત્તા હોય છે, એનો **સુભદ્રા**ને અત્યારે સાક્ષાત્કાર થયો. જે **શારદા**ના સ્વતંત્ર વર્ત્તનમાટે તિ-

રસ્કાર હોવા છતાં પણ ગોવિન્દલાલ ઘણીકવાર જે **શારદા**નું સ્મરણ કર્યા કરતો હતો અને જેને જોવાની અનેકવાર તેના મનમાં ઇચ્છા થઇ આવતી હતી તેજ **શારદા**ના આગમનના સમાચાર સાંભળતાંજ **શારદા**એ તેની આજ્ઞાના કરેલા અનાદરનું સ્મરણ થઇ આવવાથી તેના મુખમંડળમાં એક પ્રકારના તિરસ્કારનાં ચિન્હો પ્રકટી નીકળ્યાં અને તેથી તે વાણીમાં પણ તિરસ્કારને વ્યક્ત કરતો કહેવા લાગ્યો કે;—" એ સ્વતંત્ર વિચારની અને અંગ્રેજી શિક્ષણના અભિમાનમાં તણાઇ પિતાનું અપમાન કરનારી છોકરીનું મારા ઘરમાં કશું પણ કામ નથી; તેને જઇને જણાવી દે કે, આ તારા વિહારમાટેનો આરામ નથી."

" પણ શેઠજી, **શારદા** બહેન બહુ ખરાબ હાલતમાં હોય એમ દેખાયછે; કારણ કે, તેમનું મોઢું ઊતરેલું અને રડમસ જેવું જણાય છે !" ઘરના જૂના નોકરે **શારદા**ની વકીલાત કરી; કારણ કે, **શારદા**ને બાલ્યવસ્થામાં તેણે રમાડેલી હોવાથી **શારદા**માં તેનો એક પ્રકારનો વાત્સલ્યભાવ બંધાઇ ગયો હતો અને તેણે અત્યારે તેના મનમાં **શારદા**ની વકીલાતની પ્રેરણા કરી હોય, તો તે સર્વથા સ્વાભાવિકજ હતું.

પરંતુ એના ઉત્તરમાં **ગોવિન્દલાલે** વળી પણ ધિક્કારપૂર્વક જણાવ્યું કે:—" પિતાની આજ્ઞાનો અનાદર કરી સ્વતંત્રતાથી વર્ત્તનારી આજકાલની છકેલી છોકરીઓની છેવટે એવી જ હાલત થાય છે !"

હવે **સુભદ્રા** ધૈર્ય તથા મૌનનું અવલંબન કરી શકી નહિ અને તેથી તે અનુકંપાશીલ અબળા નમ્રતાથી પોતાના પતિને પ્રાર્થના કરતી કહેવા લાગી કે:—" નાથ, આટલી બધી નિર્દયતા ન બતાવો. એ ગમે તેવી તોય આપણી પુત્રી છે અને પોતે જ ચાલી ચલાવીને આપણે આંગણે આવી છે તો તેને માનપૂર્વક અંદર બોલાવો; જો તે દુઃખિની હોય, તો તેને આશ્વાસન આપી તેના દુઃખભારને

ઘટાવો; છોરૂ કછોરૂ થાય પણ માવિત્ર કુમાવિત્ર થતાં નથી એ વચનને સત્ય સિદ્ધ કરી બતાવો, તેણે અપકાર કર્યો હોય તો તમો તેને ઉપકારના ભારથી દબાવો !"

"સુભદ્રે, એક ઓરમાન દીકરીની આવી અને આટલી સીમા સુધીની વકીલાત કેમ આદરી છે ?" ગોવિન્દલાલે કટાક્ષ કર્યો.

"જ્યારે એની માતાની પદવીને તમારી સાથે લગ્ન સંબંધથી જોડાઇને મેં મારી કરી છે, તો હવે એ પારકી નહિ, પણ મારી પોતાની જ દીકરી છે! જે ઓરમાન માતાઓ પોતાની સોક્યનાં સંતાનોને પારકાં માની તેમના પ્રતિ દ્વેષભાવ દર્શાવે છે, અને તેમને સતાવે છે, રીબાવે છે; તે સ્ત્રીઓનો ખરેખર વ્યર્થ અવતાર છે, એવી રમણી નામધારિણી રાક્ષસીઓને હજારોવાર ધિક્કાર છે !!" સુભદ્રાએ પોતાના નામ પ્રમાણેની ભદ્રતાનો સાક્ષાત્કાર કરાવ્યો.

"ત્યારે શું હું તેના અપરાધ અને મારા થએલા અપમાનને ભૂલી જાઉં ? શારદાને આ ઘરમાં આવવા દઇને હું મારા પોતાના હાથે જ હલકો થાઉં ?" ગોવિન્દલાલે એક નવીન પ્રશ્ન રજૂ કર્યો.

"વૈરનો બદલો વૈરથી લેવો, એ તુચ્છ માનવી સ્વભાવ છે અને ઉદારતાથી વૈરીને ક્ષમા આપવી એ દૈવી ભાવ છે; આપ મનુષ્ય તો છો પણ મારી ઇચ્છા એવી છે કે દેવ થાઓ; પિતા પ્રભુ તુલ્ય હોવાથી પ્રભુ પ્રમાણે જ પોતાની પુત્રીના અપરાધને ભૂલી જાઓ !" સુભદ્રાએ આ ઉત્તરથી પોતાના દેવીત્વની અધિક સિદ્ધિ કરી બતાવી.

ગોવિન્દલાલનો ક્રોધાગ્નિ આવા અલૌકિક ઉપદેશજલના સિંચનથી કાંઇક શાંત થયો અને તેથી તેણે સુભદ્રાને કહ્યું કે:—"ભલે તારો જો એવો જ આગ્રહ હોય, તો તેને બોલાવ."

પતિના મુખમાંથી આ શબ્દો નીકળતાં જ સુભદ્રાએ નોકરને

તત્કાળ આજ્ઞા કરી કેઃ–" પટેલ, જા અને **શારદા** બહેનને જલ્દી આદરપૂર્વક અંદર લાવ."

" બાઇ સાહેબની જેવી આજ્ઞા. " આમ કહીને પટેલ ત્યાંથી વિદાય થઇ ગયો, પરંતુ તે હજી તો દ્વારમાંથી બહાર નીકળ્યો હશે એટલામાં મનમાં બીજો કાંઇક વિચાર આવતાં સુભદ્રાએ પતિને ઉદ્દેશીને કહ્યું કેઃ–" નાથ, જો આજ્ઞા હોય, તો હું પોતે પણ **શારદાને** લેવામાટે સ્હામી જાઉં !"

" જા, જા; મને દેવ બનાવ્યો છે, તો તું પણ દેવી થા !" ગોવિન્દલાલે વિનોદ અને કટાક્ષાત્મક અનુમતિ આપી.

સુભદ્રા બહાર ગઇ અને ત્રણેક મિનિટમાં **શારદાને** લઇને પાછી પોતાના પતિ પાસે આવી લાગી. **શારદાએ** આવતાંની સાથે જ પિતાનાં ચરણોને સ્પર્શ કરીને કહ્યું કેઃ—" પૂજ્ય પિતાજી, આપની આ એક સમયની પ્રિય પુત્રી આપનાં ચરણોમાં વિનયથી મસ્તક નમાવે છે!"

" **શારદે**, તારી આ અપ્રિય મુખમુદ્રા આજે પાછી મને શામાટે બતાવી ? વર્ષોથી ઓલવાયલી હૃદયજ્વાળાને આજે નવીનતાથી પાછી શામાટે ભડકાવી ? જે ગૃહમાંથી મરણપર્યન્ત ન આવવાની પ્રતિજ્ઞા કરીને નીકળી હતી, તે ગૃહમાં કોઇના બોલાવ્યા વિના જ આવતાં તને લજ્જા કેમ ન આવી ?" ગોવિન્દલાલે સુતાનો સત્કાર કરવાને બદલે તેના શિરપર ભયંકરતાથી ઉપાલંભોની વૃષ્ટિ વર્ષાવવા માંડી.

એના ઉત્તરમાં પોતાના સમસ્ત અભિમાનને ત્યાગીને અવસરને આધીન થએલી **શારદા** નેત્રોમાંથી અશ્રુ વર્ષાતી નિઃશ્વાસ નાખીને કહેવા લાગી કે;–" ભાવિની પ્રબળતા એવો રંગ લાવી કે તેણે માનિની **શારદાની** આ દુર્દશા કરી બતાવી ! મારી લાચારી મને બળાત્કારે અત્યારે અહીં ખેંચી લાવી છે, બળવાન્ કાળના વિલક્ષણ

પ્રભાવે મારી ગર્વભાવનાને મારી હટાવી છે! પિતાજી, આ શારદા આપની પાસે આજે કેવળ ભિક્ષા માગવામાટેજ આવી છે!"

"તારી ગર્વશીલતાએ એ છટા બતાવી કે છેવટે તે તને ભિક્ષા માગવામાટે મારા દ્વારમાં ખેંચી લાવી! શારદે, સ્ત્રીસ્વાતંત્ર્યનો ખોટો અર્થ ઉપજાવી, એક સર્વ પ્રકારે અયોગ્ય પુરુષના ગળામાં તેં મારી ઇચ્છા વિરુદ્ધ વરમાળા પહેરાવી, એ તારી પોતાની ભૂલ હવે તારા ધ્યાનમાં આવી?" ગોવિન્દલાલે ઉપાલંભની વૃષ્ટિ વર્ષાવવાના કાર્યને પૂર્વ પ્રમાણેજ ચાલૂ રાખીને કહ્યું.

"હા, પણ હવે એ ભૂલને ધ્યાનમાં લાવવાથી કાંઇ પણ લાભ થાય તેમ નથી! આ ભૂલ એવા પ્રકારની છે કે જેને સુધારવામાટેનો આ સંસારમાં એક પણ નથી ઉપાય; એકવાર સંધાયલા પતિપત્નીના સંબંધને કેવી રીતે તોડી શકાય અને એકવાર જે પુરુષને પતિ તરીકે સ્વીકારી લીધો હોય, તેને એક આર્ય અબળાથી આ જીવનમાં કેવી રીતે છોડી શકાય?" એ પ્રમાણેનું યોગ્ય ઉત્તર આપીને શારદા પોતાના મતની પુષ્ટિમાટે વધારામાં કહેવા લાગી કેઃ—

"હવે છે વ્યર્થ જો દઇએ અકારણ દોષ ભાવીને;
થવાનો છૂટકો એ ભૂલને અંતે નિભાવીને;
ક્ષમાની મૂર્ત્તિ છો મારા પિતા પૂરા કૃપાળુ છો;
કરો ઉદ્ધાર જો થાયે દયા માયા બતાવીને!"

પુત્રીની આવી નમ્રતાયુક્ત અને વિવેકમંડિત વાણીથી પિતાનો પ્રકોપ સર્વથા લુપ્ત થઇ ગયો; ગોવિન્દલાલના અંતઃકરણમાં વાત્સલ્યભાવ પૂર્ણ બળથી ઉછળી આવ્યો અને તેથી તે શારદાને આશ્વાસન આપતો કહેવા લાગ્યો કેઃ—શારદે, તું તારા પ્રમાદને શુદ્ધ તથા પશ્ચાતાપયુક્ત અંતઃકરણથી સ્વીકારે છે, એટલે હું પણ આજે ઉદારતાથી તને તારા અપરાધની ક્ષમા આપું છું; દુઃખમાંથી તારો

ઉદ્ધાર કરવામાટે મારો ભંડાર ખુલ્લો છે, પીડિત જનોને સહાયતા આપવામાટે આ ગોવિન્દલાલનો હાથ હમેશા ખુલ્લો છે! બોલ. તને શી સહાયતાની આવશ્યકતા છે? તારી માતા પાસે કોચપર બેસ અને શાંતિથી જે કાંઇ કહેવાનું હોય તે નિઃસંકોચ થઇને કહી દે.''

"બહેન, કોઇ પણ પ્રકારનો સંકોચ રાખીશ નહિ; તારા પિતા તને જોઇતી સર્વ સહાયતા આપશે." સુભદ્રાએ શારદાને સ્નેહથી પોતાની પાસે કોચપર બેસાડીને આશ્વાસન આપ્યું.

શારદા પોતાની સ્થિતિનું દર્શન કરાવતી કહેવા લાગી કેઃ—પિતાજી, મારા પતિએ શર્ત અને સટ્ટામાં બધી સંપત્તિ ગુમાવી દીધેલી હોવાથી અમારી પૂરેપૂરી પાયમાલી થઇ ગઇ છે, સૂરતમાંનાં ઘર અને બંગલો આદિ સ્થાવર સંપત્તિ વેચાઇ ગઇ છે અને અત્યારે નિત્ય પ્રમાણેનો ખર્ચ ચલાવી શકાય તેટલાં સાધનો પણ અમારી પાસે રહ્યાં નથી. મારાં ઉત્તમ વસ્ત્રો અને અલંકારો પણ વેચાઇ ગયાં છે અને અન્ન તથા દાંતનો કદાચિત્ વૈરભાવ થઇ જશે, એવો કટાકટીનો અને અણીનો પ્રસંગ આવી લાગ્યો છે. એટલું જ નહિ, પણ માથાપર કેટલુંક દેવું પણ થઇ ગયું છે અને તે જો અમુક સમયમાં નહિ આપી શકાય તો લેણદારો કઇ વેળાયે અમારી આબરૂપર હાથ નાખશે, એનો કશો પણ નિશ્ચય કરી શકાતો નથી. હવે જો આપ કૃપા કરો, તોજ અમારો આ સંકટમાંથી ઉદ્ધાર થાય તેમ છે; એક ઇશ્વર અને અન્ય આપ પ્રભુતુલ્ય પિતા વિના અમો નિરાધારોનો અત્યારે બીજો કોઇ પણ આધાર નથી; માટે જેમ યોગ્ય જણાય તેમ કરો; અમારા સંકટનિવારણના યત્નને આદરો.''

ગોવિન્દલાલનાં નેત્રો આર્દ્ર થઇ ગયાં! તે ઇજીચેરમાંથી ઉઠયો, ટેબલપર પડેલા ચાવીઓના ઝુમખાને ઊપાડી એક તીજોરી ઉઘાડી અને તેમાંથી નોટોનું એક બંડલ કાઢી શારદાને આપતાં તે કહેવા

લાગ્યો કે;–"**શારદે,** આ બંડલમાં પાંચહજારની કરન્સી નોટો છે એટલે, જે વ્યાજબી દેવું હોય તે પતાવી દે અને અત્યારના તારા પ્રસંગને નિભાવી લે. **માણેકલાલ**ને કહેજે કે, મને બૅંકમાં મળે; માત્ર તારા કલ્યાણમાટે હું તેને બોલાવીશ અને તે જો મારા કહ્યા પ્રમાણે વર્ત્તશે, તો તેને સારી પાયરીએ ચઢાવીશ !"

પતિની આવી ઉદારતાને જોઇને **સુભદ્રા**ને અતિશય આનંદ થયો અને તે પણ **શારદા**ને અધિક આશ્વાસન આપવાના ઉદ્દેશથી કહેવા લાગી કેઃ–" બહેન **શારદા, માણેકલાલ**ને અવશ્ય તારા પિતા પાસે મોકલજે. જો તેઓ નમી જશે, તો તારા પિતા એવા દયાળુ છે કે, આપણે બધાં એક રસોડે જમીશું એવો પ્રસંગ પણ આવશે."

**શારદા**એ પાંચ હજારની નોટોના બંડલને હાથમાં તો લીધું છતાં એટલી રકમથી ખાડો પૂરાય તેમ ન હોવાથી તે વળી પાછી પોતાના પિતાને આર્જવતાથી કહેવા લાગી કે;—" પણ પિતાજી, આટલી રકમથી કામ ચાલી શકે તેમ નથી. ઈન્દુના પિતા સટ્ટા અને શર્તમાં પાંત્રીસ હજારના દેવાદાર થયા છે એટલે તે દેવાની આફ્તને આ પાંચ હજાર આપીને ટાળી શકાય તેમ નથી. આટલી ઉદારતા દર્શાવી છે તો હજી પણ કાંઇક અધિક ઉદારતા દર્શાવો; કરોડોની મિલ્કતમાંથી કાંઇક વધારે સહાયતા આપી પુત્રી તથા જામાતાનાં જીવન તથા પ્રતિષ્ઠાને બચાવો ; "

**શારદા**નાં આ વચનો સાંભળતાં જ અત્યાર સુધીના **ગોવિન્દ-લાલ**ના અનુકંપામંડિત મુખમંડળમાં પુનઃ ગંભીરતાની છટાનો આ-વિર્ભાવ થવા લાગ્યો અને **ગોવિન્દલાલે** ગંભીર સ્વર તથા ગંભીર મુખમુદ્રાથી કહ્યું કે;–" **શારદે** મને કરોડપતિ ધારી લેવામાં તારી ભયંકર ભૂલ થાય છે. બૅંકમાં જે ચાર કરોડની થાપણ છે, તે મારી પોતાની કમાણી નથી; લોકોએ પોતાની પરસેવાની કમાણીનાં

એ નાણું મારામાંના તેમના વિશ્વાસથી મારી બૅંકમાં સંભાળવામાટે મૂકયાં છે, એટલે તે કોઇ પણ જાતની મજબૂત જામિનગીરી વિના જુગારી અને સટ્ટોડિયાને ધીરવાસારૂં નથી; આજકાલના કેટલાક અમાનતમાં ખયાનત કરનારા લોભાગૂ બૅંકરો પ્રમાણે વિશ્વાસઘાત કરવાનું કામ મારૂં નથી !"

"આપી પણ નહિ શકાય અને ધીરી પણ નહિ શકાય ?" શારદાએ વિલક્ષણ પ્રકારનો પ્રશ્ન રજૂ કર્યો.

"દિલગીર અને લાચાર છું કે, એમાંનું મારાથી કાંઇ પણ નહિ જ થાય !" ગોવિન્દલાલે સ્પષ્ટવક્તૃત્વ કરી દીધું.

"જો આપનું આ જ દૃઢ ઉત્તર હોય, તો અમારે વિષ પ્રાશીને આ સૃષ્ટિને કરવી પડશે ખાલી !" શારદાએ નિરાશાની સીમાનું દર્શન કરાવ્યું.

'પુત્રી, જામાતા, પત્ની અને પુત્ર, અરે એટલું જ નહિ, પણ મારા પોતાના પ્રાણ કરતાં પણ મને મારી પ્રતિષ્ઠા અને બૅન્કની આબરૂ છે વધારે વ્હાલી ! અત્યાર સૂધી જે માર્ગને મેં જોયો જ નથી, તે અન્યાયના માર્ગમાં ચાલું ? જુગારી અને સટ્ટોડિયા જમાઇની આબરૂને બચાવવામાટે મારાં પોતાનાં ધોળાંમાં ધૂળ ઘાલું ? આ સાહસ મારાથી થવાનું નથી; તું ગમે તેવો અને ગમે તેટલો કલ્પાંત કરીશ, પણ તારૂં આ બાબતમાં કાંઇ પણ વળવાનું નથી !" ગોવિન્દલાલ એકનો બે ન થયો.

"હાય, ત્યારે અમારો હવે કોઇ પણ આધાર નથી ?" શારદાએ અશ્રુ વર્ષાવીને કહ્યું.

"અનાચારિ જનોનો આ જગત્‌માં કયાંય પણ ઉદ્ધાર નથી!" ગોવિન્દલાલે પૂર્વ પ્રમાણે જ હૃદયને કઠિન રાખીને યથોચિત ઉત્તર આપ્યું.

"ત્યારે તો હવે કેવળ મૃત્યુ જ અમારા મોક્ષનું દ્વાર છે!" શારદાએ પોતાની મુક્તિનો અંતિમ માર્ગ બતાવ્યો.

"મૃત્યુ પાપિજનોને દુઃખના બંધનથી મુક્ત કરે છે, એ કલ્પના સર્વથા નિરાધાર છે; કારણ કે, પાપાત્માઓમાટે તો નરકમાં પણ અનેક યાતનાઓ તૈયાર છે." ગોવિન્દલાલ શારદાના શબ્દોથી લેશ માત્ર પણ વિચલિત ન થયો.

"ત્યારે અમે મરી જઇએ, એવો જ આપનો વિચાર છે?" શારદાએ ડૂસ્કાં ભરીને પૂછ્યું.

"મરવું કે જીવવું એ તમારો પોતાનો અધિકાર છે; આ વિષયમાં હું સગાઇની શર્મ નથી રાખી શકતો એનું કારણ એ છે કે, એ અપક્ષપાતતાપરજ મારી પ્રતિષ્ઠાનો સર્વસ્વ આધાર છે:—

નથી ધંધો શરાફીનો સહજ, કાળી કસોટી છે;
ચઢેથી એ પરે દેખાય નિષ્ઠા સાચી ખોટી છે;
અપાયે પાઇ ના એકે સગાઇની શરમ રાખી;
ભલે ભંડારમાં ભરપૂર ધન કોટાનુકોટી છે;
દયા આવી બતાવી કરવી નહિ વિશ્વાસઘાતકતા;
શરાફીમાં ફકત એ એક ખૂબી ખાસ મોટી છે!"

"ત્યારે હવે અમારા તારણનો શો ઉપાય?" શારદા બોલી.

"જે પાંચ હજારની રકમ તને અત્યારે આપી છે તે લઇ જા; છતાં તારા પતિના ગૃહમાં તારો નિભાવ ન થાય, તો અહીં પિતાની છાયામાં રહીને તારા પુત્રને પણ સુખી કર અને તું પણ સુખી થા!" ગોવિન્દલાલે પોતાની માન્યતા પ્રમાણે શારદાના તારણનો યોગ્ય ઉપાય દર્શાવ્યો.

આટલીવાર સુધી અશ્રુપાતના વ્યવસાયમાં લીન થએલી માનિની શારદાના મુખમંડળમાં પિતાનાં આ વચનો સાંભળતાં જ એક

પ્રકારના અભિમાનની છટા દેખાવા લાગી અને તેનું હૃદય ઉત્તેજિત થવાથી તે કાંઇક ગંભીરતાને ધારીને કહેવા લાગી કે:—" શું પતિ સાથે છૂટા છેડા કરીને પિતાના નામને કલંક લગાવું ? પતિના જીવતાંજ પિતાના ગૃહમાં રહી સધવા છતાં વિધવાના વ્રતને પાળી બતાવું ? ભલે ગમે તેમ થઇ જાય તો પણ એમ તો હું નથીજ કરવાની, જો મારા પ્રાણેશ મૃત્યુને વશ થશે તો હું પણ તેમની સાથે જ છું મરવાની !

" પડે છો દુ:ખ સંકટના ભયંકર પર્વતો માથે;
તથા ચિંતા જગતની સર્વ આવે એક સંગાથે;
સહીને શાંતિથી તે વેદના રહું ધર્મને ધારી;
સદા છાયા સમી ઊભી રહીને નાથની સાથે ! "

એના ઉત્તરમાં ગોવિન્દલાલે અતિશય કોપના આવેશથી જણાવ્યું કે;—

" ભલે જા, ચાલતી થા, કર નહીં ખાલી મગજમારી;
મરેલી શારદા, મેં આજથી લીધી તને ધારી ! "

" ગોવિન્દલાલ આ શબ્દો ઉચ્ચારીને તત્કાળ ત્યાંથી ઊઠી પોતાના ખાનગી રૂમમાં ચાલ્યો ગયો અને પિતાના મુખથી થએલો તિરસ્કાર અસહ્ય થવાથી નિરાશ તથા ભગ્નમનોરથ શારદા 'હાય !' શબ્દના ઉચ્ચાર સાથે તે ક્ષણેજ મૂર્ચ્છિત થઇને પૃથ્વીપર પડી ગઇ. સુભદ્રાએ તરત નોકરને બોલાવી શીતલ જળ મંગાવીને તેનું તેના મુખમંડળમાં તથા નેત્રોમાં સિંચન કર્યું અને એ ઉપચારથી પાંચેક મિનિટ પછી શારદા પાછી શુદ્ધિમાં આવી એટલે સુભદ્રા તેને આશ્વાસન આપતી કહેવા લાગી કે;–" શાણી શારદા, શોકને આટલી સીમા પર્યન્ત હૃદયમાં સ્થાન ન આપ અને આસુડાં ન સાર ! રડવાથી આંખોનું તેજ ઘટી જશે, ગાંડી, આમ રડવાથી કાંઇ પીડા

મટી જશે ? હમણાં એઓ જરા કોપાયા છે, એટલે એઓ શાંત થતાં હું પાછી તારા પિતાને સમજાવીશ અને છેવટે નહિ જ માને, તો મારા પલ્લાના રૂપિયા સાત હજાર મારી પાસે છે તે આજ સંધ્યાકાળે જ તને પહોંચાડીને તારી તથા તારા પતિની આબરૂને બચાવી શકાશે ત્યાં સૂધી બચાવીશ!"

સુભદ્રાના આ આશ્વાસનથી શારદાના શરીર તથા હૃદયમાં એક પ્રકારના નવીન જીવન તથા ઉત્સાહનો સંચાર થયો; સુભદ્રાના સાંત્વનથી તેનો શોક વિશેષ પ્રમાણમાં લુપ્ત થઇ ગયો. તે સુભદ્રાને પોતાની કૃતજ્ઞતાનું દર્શન કરાવતી કહેવા લાગી કે:–"માતા, તમે મારાં ઓરમાન માતા થતાં હોવાથી અહીં આવવા પૂર્વે મારા મનમાં તો એવો જ સંશય થયા કરતો હતો કે, પિતાજી કદાચિત્ ઉદારતા દર્શાવશે પરંતુ સાપત્ન માતા કદાચિત્ મારા કલ્યાણના માર્ગમાં દ્વેષબુદ્ધિથી અવશ્ય કોઇ પણ વિઘ્નને ઉપસ્થિત કરવાની ચેષ્ટા કરી બતાવશે. પરંતુ મારી એ ધારણા અસત્ય સિદ્ધ થઇ છે, પિતાની પ્રીતિ કરતાં એક સાપત્ન માતાની પ્રીતિ મહત્તર પ્રમાણિત થઇ ગઇ છે! તમે એક દેવી છો, એવી સ્વપ્નમાં પણ મને કલ્પના ન હોતી; કારણ કે, આપણો પરસ્પર પરિચય હતો જ નહિ અને સાધારણ રીતે સર્વ ઓરમાન માતાઓ કેવા પ્રકારની હોય છે, એ તો તમો જાણો જ છો, એટલે મારો જો તમારા વિશે પ્રથમ કાંઈ પણ પ્રતિકૂલ અભિપ્રાય બંધાયો હોય, તો મને તેની ક્ષમા કરશો. આજે મને તો એવોજ અનુભવ મળ્યો છે કે, મારી માતા સ્વર્ગવાસિની થએલી છતાં તમારા આ સ્વરૂપમાં જીવતી જ જણાય છે; ખરેખર એક સાપત્ન માતાના આવા વાત્સલ્યને જોઇને અતિશય આશ્ચર્ય થાય છે!"

"શારદા, વિશ્વમાં સર્વ સ્ત્રીઓ સમાન હોતી નથી. સાધારણ

રીતે આજકાલની ઓરમાન માતાઓ પોતાનાં આગમજાયાં સંતાનોને દ્વેષદૃષ્ટિથી જોનારી અને તેમનું અનિષ્ટ ઇચ્છનારી જ હોય છે; પરંતુ હું ઇશ્વરનો આભાર માનું છું કે, તે દયાઘન પરમાત્માએ મારા અંતઃકરણને એવા માલિન્યથી મુક્ત રાખ્યું છે. હું તો એજ ઇચ્છું છું કે, તું, તારો પતિ અને તારો પુત્ર આ આ મહાલયમાં જ આ-વીને વસો; આપણે સાથે જ વસીએ અને પરસ્પર સુખદુઃખનાં ભાગી થઇએ. અસ્તુ; અત્યારે હવે તું જા; કારણકે, તારા પતિનો ભોજન સમય થયો હશે: સાંઝ સુધીમાં આ વૃદ્ધ અનુચર તારી પાસે આવીને તને રૂપિયા સાત હજાર આપી જશે. બેચાર દિવસ પછી પાછી આવજે અને બની શકે તો તારા ઈન્દુને પણ સાથે લેતી આવજે; કારણ કે, મેં સાંભળ્યું છે કે, તે બાળક એક રત્ન સમાન છે અને તેથી તેને જોવા તથા રમાડવામાટે મારૂં મન બહુ જ અધીર તથા આતુર થઇ રહ્યું છે; જો જે, ભૂલીશ નહિ.”

શારદાએ સ્વાભાવિક ઉદ્‌ગાર કાઢ્યા કે:—

“પ્રભો ! આ દીન અબળાની વિનતિ આ સઘ સાંભળજો;
સુભદ્રા સમ સદા સાપત્ન માતા સર્વને મળજો ! ”

સુભદ્રા શારદાને તેની સાથે બહારના દરવાજા સુધી જઇને ગાડીમાં બેસાડી આવી અને અને કહેવાની આવશ્યકતા નથી કે, તેણે સંધ્યાકાળ થવા પૂર્વે જ પોતાના વચન પ્રમાણે રૂપિયા સાત હજાર શારદાને પહોંચડાવી દીધા.

# પ્રકરણ ૩ જું

---

## દીવાળું કે દૂધેવાળૂ?

આજે મંગળવારના સૂર્યનો ઉદય થઇ ચૂકયો હતો અને બુધવારને દિવસે લેણદારોને નાણાં ચૂકવવાનો માણેકલાલે વાયદો કરેલો હોવાથી માત્ર ચોવીસ કલાકનો જ સમય તેના હાથમાં હતો. જો આવતી કાલના સંધ્યાકાળ પર્યન્ત તે રૂપિયા પાંત્રીસથી છત્રીસ હજારની રકમ ભરી ન શકે, તો કદાચિત્ કોઇક લેણદાર તેની આબરૂપર હાથ નાખે તેમ જ બંગલાનો માલિક ભાડું વસૂલ કરવામાટે ફેસો કે ટાંચ પણ લઇ આવે એવો સોળેસોળ આના સંભવ હોવાથી ક્ષણે ક્ષણે માણેકલાલની ચિંતામાં વૃદ્ધિ જ થયા કરતી હતી. જો કે, ભાગીરથી પાસેથી મળેલી રૂપિયા દશ હજારની, ગોવિન્દલાલ પાસેથી મળેલી રૂપિયા પાંચ હજારની અને સુભદ્રા પાસેથી મળેલી રૂપિયા સાત હજારની રકમ મળીને કુલ રૂપિયા બાત્રીસ હજારની રકમ તો અત્યારપૂર્વે તેના હાથમાં આવી ગઇ હતી, છતાં અદ્યાપિ રૂપિયા અગિયારથી બાર હજારની રકમ ખૂટતી હતી અને તે કયાંથી મેળવવી, એની ચિંતામાં પડવાથી માણેકલાલને ખાનપાન તથા નિદ્રા વિશ્રામ આદિ સર્વથા ત્યાગી ગયાં હતાં. જે વેળાયે માણેકલાલનો આવો કટાકટીનો સમય ચાલતો હતો, તે સમયમાં ગુજરાતમાં ત્રણ વસ્તુઓનો અત્યંત સુકાળ થએલો હતો અને તે ત્રણ વસ્તુઓ તે કવિસંખ્યા, નાટકમંડળીઓ અને બૅન્કો જ હતી. કવિઓ એટલા બધા ઉભરાઇ જવા લાગ્યા હતા કે, મુંબઇ, વડોદરા, સૂરત, અમદાવાદ કે કરાચીમાં જે કોઇ પણ નાટકમંડળી છાવણી નાખીને પડેલી હોય, તે નાટકમંડળીના માલિક અથવા મૅનેજર પાસે રોજ નવા નવા લગભગ

અડધા ડજન જેટલા કવિઓ પોતાનાં લખેલાં નાટકોનાં થોથારિયાં લઇને પધારતા હતા અને પોતાને બેધડક કવિ, કવિરાજ કે રાજકવિના નામથી ઓળખાવતા હતા. અહીં કવિઓ એટલે કે, આજકાલના કેટલાક નાટક લખનારા લેભાગૂ અને બળાત્કારે કવિ બની બેઠેલા કવિઓ જ સમજવાના છે. એમાંનો કોઇ કવિ વિદ્યાર્થી હોવા છતાં શિક્ષણમાં ગુજરાતી સાતમી ચોપડી સૂધી આગળ વધીને નાટક લખવાના વ્યવસાયને વળગી પડગો હતો, કોઇ કવિ પોર્ટટ્રસ્ટમાં ક્લાર્કશિપ્ કરતાં કરતાં નાટક લખીને પ્રકાશમાં આવવાની આકાંક્ષા રાખતો હતો, કોઇ એરણપર હથોડા મારતો મારતો મગજમાં કવિ થવાનો કીડો ચવળી આવવાથી કાગળપર કલમના હથોડા મારીને નાટક લખવા મંડી ગયો હતો તો કોઇ વળી સંસ્કૃત તથા અંગ્રેજી ભાષાના મૂળાક્ષરોથી પણ અપરિચિત હોવા છતાં કાલિદાસ અને શેકસ્પીયરના દોષોનું વિવેચન કરી પોતાની નાટ્યકૃતિને કાલિદાસ તથા શેકસ્પીયરની નાટ્યકૃતિઓ કરતાં પણ ઉત્તમ સિદ્ધ કરવાની ચેષ્ટા કરતો જોવામાં આવતો હતો. પરંતુ એમાંના કોઇ કવિના નાટકમાં શૃંગારરસની શૂન્યતા હતી, કોઇના નાટકમાં હાસ્યરસ ઉડી ગયો હતો, કોઇની કૃતિમાં વીરરસે વૈરાગ્યભાવ ધારી લીધો હતો, કોઇના નાટકનો વસ્તુસંકલના સાથે વિરોધ દેખાતો હતો તો વળી કોઇના નાટકમાં કવિતાનો ખજાનો ખૂટેલો જણાતો હતો. અર્થાત્ તેમનામાં કવિ તરીકે જે સાહિત્યજ્ઞાન, અનુભવ અને પ્રતિભા આદિનો ભંડોળ હોવો જોઇએ, તેનો સર્વથા અભાવ હોવાથી એ કવિ મહાશયોનાં નાટકોનો નાટકમંડળીઓમાં ઉપાડ કે સત્કાર થતો નહોતો અને છેવટે તેમની 'અતોભ્રષ્ટસ્તતોભ્રષ્ટ' જેવીજ અવસ્થા થઇ પડતી હતી. આવોજ કેટલેક અંશે નાટકમંડળીઓનો પણ પ્રકાર હતો. મુંબઇ, સૂરત, વડોદરા, અમદાવાદ અને કરાચી જેવાં નગરોમાં તેમજ કાઠિયાવાડમાં જ્યાં

જુઓ ત્યાં નવી નવી ન્હાની કે મોટી નાટકમંડળીઓ નિત્ય અસ્તિત્વમાં આવ્યા જ કરતી હતી, પરંતુ એક નાટકમંડળીને ટકાવવામાટે જે ભંડોળની મુખ્ય આવશ્યકતા હોય છે, તે ભંડોળનો એમાંની ઘણી ખરી નાટકમંડળીઓના સંસ્થાપકો તથા સંચાલકો પાસે અભાવ હોવાથી કાં તો એવી નાટક મંડળીઓ જન્મ્યા પછી અલ્પ સમયમાં જ રામ બોલો ભાઇ રામ થઇ જતી હતી અને કાં તો ઋણના અસહ્ય ભારતળે દબાઇ જતી હતી. નાટકમંડળીઓ પ્રમાણે મુંબઇમાં નવી નવી બૅંકો સ્થપાવાની પણ એક મોસમ ચાલી હતી, એમ કહેવામાં અતિશયોક્તિનો લેશમાત્ર પણ સંભવ નથી. હિંદુ. મુસલમાન, યહૂદી કે ક્રિસ્તાન એટલું જ નહિ, પણ ઘાંચી, મોચી, તેલી, તંબોલી, લુહાર, સૂતાર કે ઢેઢ ને ચમાર, જે જુઓ તે બૅંકર, બૅંકના ડાયરેકટર, બૅંકના મૅનેજર કે પછી ભાગ્યહીન શેરહોલ્ડર અથવા સાચા કે ખોટા (બોગસ) ડિપૉઝિટર તરીકે જોવામાં આવતા હતા; નવી નવી બૅંકોના પ્રૉસ્પૅકટસ અને ચેક્બુકસ આદિની છપામણી સારા પ્રમાણમાં મળવાથી છાપખાનાવાળાઓને સારો તડાકો પડવા માંડયો હતો અને જો ટૂંકામાં કહીએ તો બૅંકોનો તે સમયમાં એક પ્રકારનો મૅનિયા (ઉન્માદ) જ ચાલ્યો હતો. જેવી રીતે એક સમયના શેર્મૅનિયાના યોગે હિન્દુસ્તાનના લોકોને અસહ્ય હાનિયો ખમવી પડી હતી, તેવી જ હાનિયો એ બૅંકમૅનિયાથી પણ ખમવી પડશે, એવા કેટલાક વિચારશીલ તથા અનુભવી પુરુષોનો અભિપ્રાય હતો અને તેમનો એ અભિપ્રાય કેટલીબધી સીમાપર્યન્ત સત્ય સિદ્ધ થયો હતો, એનો ઉલ્લેખ પ્રસ્તુત નવલકથામાં આગળ જતાં આવવાનો હોવાથી અત્યારે જ એ વિશેની પૂર્વોક્તિ અનુચિત છે. તે સમયમાં જે કેટલીક નવી બૅંકો સ્થપાયલી હતી તેમાંની એક બૅંકના સંસ્થાપક અને સંચાલક બટુકલાલ બારવટિયા નામના એક વાણિયા સદ્‌ગૃહસ્થ (?) હતા.

એમના પિતાશ્રી મૂળ ગુજરાતના નિવાસી હોવા છતાં કાઠિયાવાડમાં વસતા હતા અને **મોઅર સિંધવાણીજેવા બારવટિયાઓ** પાસેથી લૂટનો માલ ખરીદવાનો અને **બારવટિયાઓને** જોઇતી સહાયતા આપવાનો તેમનો વ્યવસાય હોવાથી તેઓ **બારવટિયાના** ઉપનામથી ઓળખાતા હતા અને તેથી **બટુકલાલનું** પણ એ જ ઉપનામ અથવા સર્નેમ ( Sirname ) કાયમ રહી ગયું હતું. એ **બટુકલાલ** પણ એક વિલક્ષણ પુરુષ હતા અને રેસગ્રાઉન્ડપર કેટલાક સદ્ધર આસામીઓને નાણાંની ધીરધાર કરવામાટે તેઓ ઘણીકવાર આવતા હોવાથી **માણેકલાલ** સાથે તેમનો સાધારણ મૈત્રીસંબંધ થએલો હતો. જો કે **માણેકલાલને** એ શ્રીમાન્‌નું વર્ત્તન ગમતું નહોતું, છતાં અત્યારે અચાનક કટાકટીનો પ્રસંગ આવેલો હોવાથી બની શકે તો **બટુકલાલ** પાસેથી રૂપિયા વીસ હજારની રકમ લેવી અને પ્રસંગને નિભાવવો, એવા વિચારથી **બટુકલાલપર** ચિઠ્ઠી લખીને સવારમાં નવ વાગે તેણે પોતા પાસે આવવાનું આગલે દિવસે જણાવ્યું હતું અને **બટુકલાલે** તે પ્રમાણે આવવાની હા પાડેલી હોવાથી **માણેકલાલ** તેની વાટ જોતો પોતાના લાયબ્રેરી હૉલમાં બેઠો હતો. સાડા આઠ વાગી ગયા હતા એટલે **લક્ષ્મણને** બોલાવીને **માણેકલાલે** કહ્યું કે;—

"નવ વાગે એક ગૃહસ્થ મને મળવામાટે આવવાના છે અને તેમનું નામ **બટુકલાલ** છે, તેઓ આવે એટલે તેમને તરત અહીં લાવજે અને ત્યાર પછી ચાહે આદિની ભટને કહીને તત્કાળ તૈયારી કરાવજે; અમો અહીં હોઇએ તેટલી વાર સુધી બીજા કોઇને અહીં આવવા દઇશ નહિ."

**લક્ષ્મણ** "વારૂજી" કહીને ત્યાંથી ચાલ્યો ગયો અને બહારના મોટા દરવાજાપર ઊભો રહી **બટુકલાલના** આવવાની વાટ

જોવા લાગ્યો. નવમાં હજી દશ મિનિટનો અવકાશ હતો, એ વેળાયે જ બટુકલાલ ભાડાની વિકટોરિયામાં બેસીને ત્યાં આવી લાગ્યો અને લક્ષ્મણ તેને માણેકલાલ પાસે લઇ ગયો. માણેકલાલે કુરસીપરથી ઉઠી હસ્તધૂનન કરીને તેને પોતાની પાસેના કોચપર બેસાડયો અને તેઓ એક બીજાના કુશળસમાચાર પૂછવા લાગ્યા.

એ બટુકલાલ શરીરે અત્યંત કૃશ અને સોટી જેવો પાતળો હતો; રિબ્કાર્ડ જાતિના ગરમ કપડાંનાં કોટ પાટલૂન અને જાકિટ આદિએ તેના શરીરની કાંઇક પ્રતિષ્ઠા જાળવી હતી, નહિ તો સત્ય પ્રકાર એવો હતો કે, તેના શરીરમાં માંસપૂર્તિ કરતી વેળાયે ઇશ્વરે કૃપણતા દર્શાવેલી હોવાથી તેના કેવળ અસ્થિમય શરીરમાંનાં અસ્થિ કેટલાં છે, એ જો તે ઉઘાડે ડીલે ઊભો હોય તો તરત ગણી શકાય તેમ હતું. જો કે તેનું વય પાંત્રીસ કે છત્રીસ વર્ષ કરતાં વિશેષ નહોતું; છતાં માથાના, મૂછના અને દાઢીના કુલઝપટ વાળ ધોળા દૂધ જેવા થઇ ગયા હતા અને નેત્રોની તેજસ્વિતા પણ એટલીજ હતી કે, બાર નંબરનો ચશ્મો ચઢાવ્યા વિના આંખો સાથે અડકાડેલી વસ્તુના સ્વરૂપને પણ તે ઓળખી શકતો નહોતો. ચાહે પીવાની તેને હદથી વધારે ટેવ હતી. લગભગ દર અડધા કલાકે તેને ચાહેનો સ્ટ્રૉંગ કપ જોઇએ જ અને તે ન મળે તો કદાચિત્ બટુકલાલભાઇના પ્રાણ સ્વર્ગમાં પણ પ્રયાણ કરી જાય એવો સંભવ હતો. તેની આ ટેવને માણેકલાલ જાણતો હોવાથી તેણે પોતે ચાહે પીધેલી હોવા છતાં પણ લક્ષ્મણને ચાહેની વ્યવસ્થા કરાવવાની પ્રથમથીજ આજ્ઞા આપી દીધી હતી. પરસ્પર કુશળપૃચ્છાની સમાપ્તિ થઇ એટલામાં તો લક્ષ્મણે ચાહે અને પાન ઇત્યાદિ વસ્તુઓને લાવીને ત્યાં હાજર કરી દીધી અને ચાહેનું ઉદર સાથે મિલન થતાં શરીરમાં નવીન ઉત્તેજન આવ્યું

હોય તેવો રંગ બતાવવાને શ્રીમાન્ **બટુકલાલે માણેકલાલને** પ્રશ્ન કર્યો કેઃ—

" કેમ **માણેકલાલભાઇ**, આજે અત્યારમાં મને અહીં શા કારણથી બોલાવ્યો છે ? મારૂં એવું તે શું કામ પડયું છે ? "

એના ઉત્તરમાં **માણેકલાલ** કિંચિદ્ મલિન મુદ્રાથી કહેવા લાગ્યો કે;—"**બટુકલાલભાઇ**, તમો એક અનુભવી પુરુષ હોવાથી એ તો સારી રીતે જાણો જ છો કેઃ—

"જરા રોળાયલાને લાતથી રગદોળતી દુનિયા:
જરા ચોળાયલાને ચીકણું કરી ચોળતી દુનિયા;
ખવાડે ખીર ખોટાને ખલેચી ખોલતી દુનિયા;
બહુ બીનારને બાંહે ધરીને બોળતી દુનિયા;
લવણ પયમાંહી શાકર ઝેરમાંહી ઘોળતી દુનિયા;
વિલક્ષણ રંગ દેખાડે કઢંગી ડોલતી દુનિયા ! "

"ખરેખર આ ડોલતી દુનિયા છે;" **બટુકલાલ બારવટિયા** ડોલતી દુનિયા વિશે પોતાનો અભિપ્રાય દર્શાવવા લાગ્યા; " જેઓ એને ડોલાવવાની કળા જાણે છે તેઓ એને પોતાની ઇચ્છા પ્રમાણે ગમે તેમ ડોલાવે છે; પોતા પાસે એક ફૂટી બદામની પૂંજી ન હોવા છતાં પારકે પૈસે પરમાનંદ મનાવે છે, રંગ રાગ ઊડાવે છે અને મૉટર દોડાવે છે; પરંતુ જેઓ આ ડોલતી દુનિયાને ડોલાવવાની કળાથી અજ્ઞ છે તે બુદ્ધિહીન લોકો ઘરના ખૂણામાં બેસી રાંડી રાંડના પેઠે આંસૂ વર્ષાવે છે અને એવા લોકોની બધિર થએલી બુદ્ધિને જોતાં મને તો કેટલીકવાર હસવું જ આવે છે ! "

" આંસૂ વર્ષાવનારાનો ચિંતાથી જીવ જતો હોય છે અને તમને મશ્કરી જણાય છે ? કોકનું ઘર બળતું હોય ત્યાં તમને તાપણું થાય છે ? " **માણેકલાલે** આશ્ચર્ય દર્શાવીને પૂછયું.

"બીજાનું ઘર બાળી પોતે તાપણું કરવું એ તો ચાલતા જમાનાનો એક સાધારણ ન્યાય છે! પણ હું એ જાણવા માગું છું કે, તે આંસુ વર્ષાવનારામાટે તમારા હૃદયમાં આટલી બધી લાગણી શાની થાય છે?" **બટુકલાલે** ચાલતા જમાનાના ન્યાયનો પરિચય કરાવીને પ્રશ્ન પૂછ્યો.

"એટલામાટેજ કે, હું પણ અત્યારે એવી જ અવસ્થામાં આવી પડયો છું!" **માણેકલાલે** હવે વાસ્તવિક વિષયપર આવીને કહેવા માંડયું: "**બટુકલાલભાઇ**! પાંત્રીસથી ચાળીસ હજારનું દેવું મારે આપવાનું છે અને તે પણ વળી આવતી કાલના સંધ્યાકાળ સુધીમાં જ. જો આવતી કાલના સૂર્યાસ્તસૂધીમાં મારાથી એ રકમ નહિ આપી શકાય, તો કદાચિત્ કોઇ માગનાર મારાપર કેસો કે ટાંચ લાવીને, કાં તો ઘરનો સામાન લઇ જશે અને કાં તો મને પોતાને શાહુકારી જેલમાં બેસાડશે, અને જો તેમ થશે તો મારી આબરૂના કાંકરા થઇ જશે!"

"બસ એટલી જ વાત છે ને? આવતી કાલે બુધવાર છે; માટે જો લેણદારોને આપવામાટે નાણાં ન હોય, તો બુધવારિયામાં જાઓ અને નાદારોની ટીપમાં પોતાનું પનોતું નામ લખાવીને દેવું પતાવવાની માથાકૂટમાંથી મુક્ત થાઓ; કારણ કે, જો દેવું ન આપી શકાય તો નાદાર થવું એવું કાયદાનું ફરમાન છે!" બટુકલાલે **માણેકલાલને** બુધવારિયામાં જવાની સારી સોના મોહોર જેવી સલાહ આપી.

**બટુકલાલનો** આ ઉપદેશ સાંભળી **માણેકલાલના** મુખમંડળમાં કાંઇક ક્રોધ અને તિરસ્કારની છટા છવાઇ ગઇ, પરંતુ તે છટા 'શૉર્ટ-સાઇટેડ' **બટુકલાલના** જોવામાં આવી શકી નહિ. **માણેકલાલ** ગંભીર સ્વર તથા ગંભીર મુદ્રાથી કહેવા લાગ્યો કે;—"શું હું નાદારોની ટીપમાં મારૂં નામ લખાવી મને પોતાને એક દીવાળીયા તરીકે ઓળખાવું?

હું સાત પેઢીનો શાહુકાર છેવટે દીવાળું ફુંકી બાપદાદાની આબરૂમાં કાળો દાગ લગાવું ? હું જો દીવાળું ફૂંકું તો પછી દુનિયાને મોઢું શું બતાવું ?"

માણેકલાલના આ ઉદ્દગારોને સાંભળી બટુકલાલે એક પ્રકારનું વિકટ હાસ્ય કર્યું અને ત્યારપછી તે એક મોટા ફિલૉસૉફર પ્રમાણે માણેકલાલને સંબોધીને કહેવા લાગ્યો કે;–"માઇ ડીયરેસ્ટ ફ્રેન્ડ ! દીવાળું ફૂંકવાથી એક ગૃહસ્થની પ્રતિષ્ઠામાં કલંક લાગી જાય છે, એમ માની લેવામાં તમારી એક મોટામાં મોટી અને અક્ષમ્ય ભૂલ થાય છે. આગળના અજ્ઞાનના કાળમાં–ડાર્ક એજમાં–દીવાળું દાગવાળું મનાતું હતું. પણ હવે તો તે દૂધેવાળૂ થયું છે; આ ઓગણીસમી તથા વીસમી સદીમાં તેમનું કલંક ધોવાઇને બિલ્કુલ સાફ થઇ ગયું છે. આજે તો દીવાળું 'સનલાઇટ' સોપ્ મનાય છે અને એટલામાટે એ દીવાળા સનલાઇટ સોપથી આપણી આબરૂ જેટલા વધારે પ્રમાણમાં ધોવાય છે, તેટલાજ વધારે પ્રમાણમાં આજકાલની ફૅશનેબ્લ આબરૂમાં વધારે અને વધારે સફાઇ આવતી જાય છે!"

"આપ શ્રીમાન્ આ સત્યજ કહો છો કે કેમ ?" માણેકલાલે જરા કટાક્ષમયતાથી એ પ્રશ્ન કર્યો.

"હું કહું છું તે અક્ષરેઅક્ષર સત્ય જ કહું છું." બટુકલાલ પુનઃ પોતાના અભિપ્રાયના સમર્થનમાં આગળ વધીને કહેવા લાગ્યો: "જુઓ, મારા સ્વર્ગવાસી પિતાશ્રીએ પોતાના જીવનકાળમાં સાડા ત્રણ દીવાળાં ફૂંકયાં હતાં, સાડા ત્રણ દીવાળાંથી મારા બોલવાનો એવો અર્થ સમજવાનો છે કે; એક દીવાળામાં રૂપિયે ચાર આના આપીને લેણદારોને પતાવી દેવામાં આવ્યા હતા અને તેથી જ એ અડધું દીવાળું હતું, બાકીનાં ત્રણ દીવાળાં કાયદાસર ફૂંકીને લેણદારોને એક પાઇ પણ આપવામાં આવી નહોતી. હવે જો દીકરો

બાપથી સવાયો નીકળે, તોજ તે બાપનો ખરો બેટો કહેવાય અને નહિ તો વર્ણસંકરના નામથા ઓળખાય, એવો એક નિયમ હોવાથી મારા પિતાજીએ સાડા ત્રણ દીવાળાં ફૂંકયાં હોય અને હું જો સાત દીવાળાં ન ફૂંકું તો તો પછી મારી જાતમાંજ ફેર આવી જાય. અર્થાત્ દીવાળાં ફૂંકવાનો આંકડો આપણે સાતનો કરી બતાવ્યો; લોકોની પૂંજીને સાતડેસાત કરવાનો બરાબર તાલ જમાવ્યો અને આપણી તીજોરી તર કરીને જનસમુદાયને રડાવ્યો! એ તો બાજી રમતાં આવડવી જોઇએ; કારણ કે, કાયદાની ચુંગાલમાં ન આવો, તો ભલે પ્રતિવર્ષ એક નવું દીવાળું ફૂંકી લોકોને ગમે તેટલો મોટો બગસરાનો ચોફાળ ઓઢાવો, એવું કાયદાનું ફરમાન છે!!"

"લાખોની મિલ્કત ખુલ્લે ખુલ્લી દેખાય છતાં માગનારાનો પોકાર ન થાય અને એક બે વાર નહિ પણ સાત સાતવાર દીવાળાં ફૂંકી શકાય, એ વાર્ત્તા તો મારાથી જીવ જતાં પણ ન માની શકાય!" માણેકલાલે બટુકલાલની વાર્ત્તાને મિથ્યા વાર્ત્તા તરીકે માનીને તેને સત્ય તરીકે સ્વીકારવાની ચોખ્ખી ના પાડી દીધી.

"ધેઅર્ લાઇજ્ ધિ બ્યૂટી-ખૂબી બધી એમાં જ સમાયલી છે તો!" બટુકલાલ એમ કહીને અશક્યને શક્ય સિદ્ધ કરી બતાવ·વાના પ્રયત્નમાં આગળ વધ્યો; "બાયડીનું ધરેણું ભલે બોંતેર લાખનું હોય, છતાં તે સ્રીધન ગણાય છે તેમજ બાયડીને ભેટ, સોગાદ તથા બક્ષીસ તરીકે આપેલો લાખોનો માલ બાયડીના બાપનો જ કહેવાય છે; જો પ્રથમથી જ સાવધાન રહી વાડી બંગલાના દસ્તાવેજ બાયડી છોકરાંનાં નામના કરી આપ્યા હોય, તો પછી તેનાપરથી પણ માગનારાનો કાયદાસરનો બધો હક્ક હવામાં ઊડી જાય છે અને આવી રીતે માલ બધો ઘરમાં હોવા છતાં શાહુકાર પોતે કડક બંગાળી અને સુકાટાટ જ દેખાય છે. કાયદાની બારીકીને ધ્યાનમાં

રાખી 'શ્રીગણેશાય નમઃ' થી 'અચ્યુતં કેશવમ્' સૂધી ખોટે ખોટા અને બનાવટી લખાયલા ચોપડામાં ખોટનો મોટો ખાડો અને નફાના નામનું હાથીની ગાડીના પૈડા જેવડું મોટું ગોળ મીંડું જણાય છે! માગનારા લાંબો ચૉફાળ ઓઢી પોક મૂકે છે, ચીનના શાહૂકાર કાયદા પ્રમાણે ઇન્સૉલ્વંટ થાય છે અને ઇન્સૉલ્વંટ થવાના દિવસે જ સાંઝે સાડા પાંચથી છ ની વચ્ચે પોતાની માનીતી મિસિસ્ 'સો ઍન્ડ સો'ની સાથે બૅન્ડસ્ટૅન્ડ, ચોપાટી કે હૅંગિંગ્ ગાર્ડનમાં બે ઘોડાની ગાડી અથવા તો ચાળીસ હજારની મૉટર કારમાં બેસી ખુશીખુશાલીથી હરતા ફરતા દેખાય છે! આજકાલ આવી ચાલાકીથી દીવાળાં ફૂંકાય છે; કારણ કે, જૂઠું કરો, પણ જુગતું કરો, એવું કાયદાનું ફરમાન છે!"

"આ તો કસાઇને ત્યાં કુશળ અને ધર્મીને ત્યાં ધાડ જેવોજ પ્રકાર કહી શકાય!" માણેકલાલ અત્યંત આશ્ચર્ય દર્શાવ્યું.

"એમ નથી, પણ એમ જ કહો કે, આ તો આ વીસમી સદીમાં લાડી, વાડી અને ઘોડાગાડી કે મૉટરગાડીવાળા થવાનો છે એક રામબાણ ઉપાય!" બટુકલાલે માણેકલાલના મતના પ્રતિવાદનું કાર્ય ચાલૂ જ રાખ્યું; "આ યૉર હમ્બલ સર્વન્ટ સાતવાર ઇન્સૉલ્વંટ થવા છતાં આપણી આ ચાલૂ જમાનાની ન્યૂ ફૅશનની આબરૂમાં જરા પણ ખામી આવી નથી! ભયંકર દીવાળીયો હોવા છતાં શેરબજાર અને ચાંદીના બજારને મરજીમાં આવે તેમ ડોલાવું છું; શેરસટ્ટાના બજારને ટચલી આંગળીએ નચાવું છું, એક મોટામાં મોટી તથા સારામાં સારી સ્વદેશી બૅંકનો કાર્યભાર કૌશલ્યપૂર્વક ચલાવું છું અને કરોડોની ઊથલપાથલ કરી બતાવું છું. બૅંકમાં જેમનાં નાણાં છે તેમને ચોર ઠરાવી મને પોતાને મોટા શાહૂકાર અને સત્યવાદી હરિશ્ચંદ્ર રાજાના અવતારમાં ખપાવું છું; કારણ કે, લોકોને ભલે ખરે બપોરે પોક

મૂકાવો પણ તેમ કરતાં પોતાને કાયદાની કલમથી બચાવો, એવું કાયદાનું ફરમાન છે!"

"બટુકલાલભાઇ, વિશ્વામિત્રે પ્રચંડ શત્રુભાવ બતાવ્યા છતાં વશિષ્ઠ ઋષિએ અંતપર્યન્ત શાંતિ બતાવી હતી અને રાજા હરિશ્ચંદ્રે પણ પોતાની વચનશીલતાને અંતપર્યન્ત નિભાવી હતી તેથી જ અક્ષય્ય કીર્ત્તિ અને અમર નામના તેમના ભાગમાં આવી હતી. આપ કદાચિત્ મારી પરીક્ષા લેતા હશો, પણ એ દઢતાપૂર્વક માનજો કે મારી આ અચળતા કદાપિ ચળવાની નથી અને દીવાળું ફૂંકવાની દિશામાં મારી પવિત્ર બુદ્ધિ કદાપિ વળવાની નથી! મેં તમને અત્યારે અહીં આવવાનો પરિશ્રમ એટલામાટે જ આપ્યો છે કે, મારે, પ્રથમ જણાવ્યા પ્રમાણે, આવતી કાલે લગભગ ચાળીસ હજારની રકમ લેણદારોને આપવાની છે; એમાંથી રૂપિયા બાવીસ હજાર મારી પાસે તૈયાર છે અને માત્ર રૂપિયા અઢાર હજારની મને હાલ તરત આવશ્યકતા છે. તમે એક મોટા બૅન્કર છો અને મારા મિત્ર છો, તો અત્યારે એટલી રકમ થોડા વખતનેમાટે મને આપો અને મારી આબરૂ બચાવો."

"અઢાર હજારની રકમ આપવામાટે મારી પણ ના નથી; પણ હુંડીની પાછળ તમારા શ્વસુર ગોવિન્દલાલ શેઠ એન્ડોર્સમેન્ટ કરી આપશે ખરા કે? જો તેમનું એન્ડોર્સમેન્ટ હોય, તો અઢાર હજારને બદલે અઢાર લાખ પણ આપી શકાય; પણ જો એવી સદ્ધર જામીનગીરી ન હોય, તો અઢાર હજારને ઠેકાણે અઢાર રૂપિયાની રકમ આપતાં પણ જીવ અચકાય, એ સ્વાભાવિક જ છે. કારણકે, બૅન્કરે સદ્ધર જામીનગીરી વિના કોઇને–અરે પોતાના સગા બાપને પણ–એક પાઇયે ન ધીરવી, એવું કાયદાનું ફરમાન છે!" બટુકલાલે, તે માણેકલાલની કેટલીક આંતરિક અવસ્થાને જાણતો હોવાથી, પોતાના હાથને એ

કાર્યમાંથી સરકાવી લેવાનો જ પ્રયત્ન કર્યો; કારણ કે, નાણાં આપીને કાકાને બદલે ભત્રીજા થવાનો પાઠ તે ભણ્યો જ નહોતો.

"તમે મારા મિત્ર હોવા છતાં અને મારી આંટ તથા સત્ય નિષ્ઠાને જાણતા હોવા છતાં આટલી રકમનો મારામાં વિશ્વાસ નથી? મિત્રધર્મનો શું તમારા હૃદયમાં લેશ માત્ર પણ પ્રકાશ નથી?" માણેકલાલે નિરાશાના ભાવથી આ પ્રશ્ન કર્યો.

તેના આ પ્રશ્નના શ્રવણથી વળી પાછું બટુકલાલને સ્વાભાવિક જ હસવું આવી ગયું અને વળી પાછો તે કહેવા લાગ્યો કે;— "માણેકલાલ શેઠ, તમો મારા મિત્ર હોવાથી જ કાંઇ પણ ફી લીધા વિના હું તમને બુધવારિયામાં જવાની સલાહ આપું છું, ઇન્સૉલ્વંટ થવાનો સીધો રસ્તો બતાવું છું; કારણ કે, બીજા દીવાળીયા પાસેથી આવી કીમતી સલાહ આપવામાટે જેટલી રકમનું દીવાળું ફૂંકવું હોય તેટલી રકમનું, આના પાઇનો હિસાબ કરી, સેંકડે દશ ટકા લેખે કમીશન ઓકાવું છું. બિઝ્‌નેસ્ ઇઝ્ આફ્ટર્ ઑલ્ બિઝ્‌નેસ્! અંકરોએ વ્યવહારના વિષયમાં ધોયેલા મૂળા જેવા સાફ રહેવું જોઇએ, એવું કાયદાનું ફરમાન છે!"

આ વેળાયે શારદા આવી પહોંચી અને તે દ્વારમાં પ્રવેશ કરવાની તૈયારીમાં હતી એટલામાં લક્ષ્મણે અંદર ન જવાની સૂચના આપવાથી તે દ્વારની બહારજ ઊભી રહી ગઇ અને માણેકલાલ તથા બટુકલાલના સંભાષણનું શ્રવણ કરવા લાગી.

માણેકલાલ બટુકલાલની નફ્ટાઇથી હવે કંટાળી ગએલો હોવાથી અને તેની પાસેથી સહાયતા મળવાની લેશ માત્ર પણ આશા ન રહેવાથી જરા કોપનો ભાવ દર્શાવીને બોલ્યો કે;—" બટુકલાલભાઇ, યાદ રાખજો કે કોક દિવસે તમારા ઉચ્ચારેલા આ શબ્દો તમને

પોતાને જ આડા આવશે; જે શરીર અત્યારે આટલા બધા અભિમાનને ધારણ કરી રહ્યું છે તે શરીર અઢાર હજાર રૂપિઆ તો શું પણ કેવળ અઢાર પાઇમાટે જ કોકનાં ચરણોમાં આર્જવતાથી મસ્તક નમાવશે—આ સાત દીવાળાં તમારા અંતઃકરણમાં અનિવાર્ય પશ્ચાત્તાપનો પ્રબળ પાવક પ્રકટાવશે !"

બટુકલાલ પાડાની પીઠપર પાણી પ્રમાણે એ શબ્દોને લેશ માત્ર પણ ધ્યાનમાં ન લેતાં ત્રીજીવાર વિકટ હાસ્ય કરીને કહેવા લાગ્યો કે;–"માણેકલાલભાઇ, તમે હજી દીવાળાની ખૂબીઓને જાણતા નથી, તેથીજ આટલા બધા લાલપીળા થઇ જાઓ છો. દીવાળાની ખૂબીઓને અત્યારેજ વિસ્તારથી સમજાવવા જેટલો મારી પાસે ટાઇમ નથી; પરંતુ નેવર માઇન્ડ ફૉર ધૅટ; કારણકે, થોડા દિવસમાં જ મારી અનુભવી અને કટાયલી, અરે ભૂલ્યો, કસાયલી કલમથી લખાયલું 'કાયદાસરનું દીવાળું ફૂંકાવનાર ભોમિયો' નામનું દળદાર પુસ્તક છપાઇને બહાર પડવાનું છે; તે જો વાંચશો, તો તમારા અંતઃકરણમાંથી આ સત્યના અથવા હરિશ્ચંદ્રત્વના ભૂતનો વળગાડ તત્કાળ દૂર થઇ જશે. એની ફક્ત રૂપિયા પંદર જ કીમત છે, સમજ્યા ? ત્યારે હવે ગુડ બાયૂ; કામકાજ હોય તો કહાવજો; જો બુધવારિયામાં જઇને ઇંન્સૉલ્વંટ થવાની ઇચ્છા થઇ આવે, તો ખાસ મારી સલાહ લેવામાટે મારા ચોપાટીપરના બંગલામાં આવજો !"

"શું હું આટલા નજીવા દેવામાટે દીવાળીયો થાઉં ? નહિ નહિ;—

'કરૂં કપડાંતણું લીલામ, ઘરનાં વાસણો વેચી;
ગએલો મુખમહીંથી અન્નનો હું ગ્રાસ લઉં ખેંચી;
અપાયે ત્યાંસુધી હું કર્જ આપી નામ અજવાળું;
મરી જાતાંય થૈ નાદાર નહિ ફૂંકીશ દીવાળું !'

"ભલે વિદાય થાઓ, પરિશ્રમની ક્ષમા કરજો; હવે હું આપ જેવા સદાશય મહાત્માને બીજીવાર પરિશ્રમ આપવાનો નથી!" માણેકલાલે છેવટે તિરસ્કારપૂર્વક આ શબ્દો ઉચ્ચાર્યા અને તે સાંભળીને બટુકલાલભાઇ હસિત મુદ્રા રાખીને ત્યાંથી પ્રયાણ કરી ગયા. શારદા અંદર આવી અને પોતાના પ્રાણેશ્વરને ધન્યવાદ આપતી કહેવા લાગી કે;—

"થશું બેહાલ ને કંગાળ ભીખી રોટલો ખાશું;
ગુમાવી આબરૂ નાદાર ના થાશું, નહીં થાશું;
ગઇ જો આબરૂ તો જીવવાથી શું ભલું થાશે;
મરીશું જાળવી લજ્જા અમર આ નામ રહી જાશે;
ભલે સંકટ જણાયે સત્યના આરંભમાં ભારી;
જગતમાં સત્યનો અંતે થશે જય સત્ય લ્યો ધારી!"

"ત્યારે શું તેં આજના આ બટુકલાલ સાથેના મારા સંભાષણનું શ્રવણ કર્યું છે?" માણેકલાલે પૂછ્યું.

"સમસ્ત સંભાષણનું નહિ, પણ તેના અંતિમ અલ્પ ભાગનું મેં શ્રવણ કર્યું છે; કારણકે, હું હમણાં જ અહીં આવી છું!" શારદાએ કહ્યું.

"જો બટુકલાલના આજના સર્વ ઉદ્દગારો તેં સાંભળ્યા હોત, તો આજકાલના હિન્દુસ્તાનમાં કેટલાક કેવા પ્રકારના નરપિશાચો વસે છે એની તારાથી યથાર્થ કલ્પના કરી શકાત! પરંતુ એકરીતે એ પાપાત્માના પાપમય વિચારોના શ્રવણથી તારાં પવિત્ર શ્રવણો અપવિત્ર ન થયાં, એ સારૂં જ થયું છે! અસ્તુ; પ્રાણ જવાના હોય, તો ભલે જાય: પરંતુ હું મારા કુળની ઉજ્જવલ કીર્ત્તિને આવા વર્ત્તનથી કલંકિત તો નથી જ કરવાનો!" માણેકલાલે અંતપર્યન્ત પોતાની સત્ય નિષ્ઠાને અવિચલ રાખીને કહ્યું.

"જો આવી જ સત્યનિષ્ઠાને અંતપર્યન્ત અવિચલ રાખશો, તો ગમે તેવાં સંકટોમાંથી પરમાત્મા આપણો ઉદ્ધાર કરશે અને અલ્પકાળમાં જ સુખસમૃદ્ધિનો સમય આવી લાગશે. ધૈર્ય, ધર્મ, મિત્ર અને નારી એ ચારની પરીક્ષા આવા સંકટના સમયમાં જ કરી શકાય છે." ધર્મમૂર્ત્તિ શારદાએ સંકટગત સ્વામીને ધૈર્ય તથા ધર્મના પાલનનો યોગ્ય ઉપદેશ આપ્યો.

"શારદા, તું મારી નારી તો આ સંકટસમયની પરીક્ષામાં પ્રથમ પંક્તિએ ઉત્તીર્ણ થઇ છે, અને એટલામાટે પરમાત્માનો હું અત્યંત આભાર માનું છું; આજકાલના ખાઇને ખુશ થનારા તાલી મિત્રોમાંનો એક મિત્ર તો પરીક્ષામાં બિલ્કુલ ફેલ થયો છે તેમજ અન્ય મિત્રો પણ એ પરીક્ષામાં આજકાલ ઉત્તીર્ણ થઇ શકશે કે નહિ, એની શંકાજ છે; કારણ કે, અત્યારના કાળનો પ્રભાવ જ એવા પ્રકારનો છે. બાકી રહી ધૈર્ય તથા ધર્મની પરીક્ષાની ઘટના, તો એમાટે પરમેશ્વરનાં ચરણોમાં મારી એટલી જ પ્રાર્થના છે કે, તે અંતપર્યન્ત ધૈર્ય તથા ધર્મના માર્ગમાં અચલ રહેવાની આ અસક્ત આત્માને સંપૂર્ણ શક્તિ આપે!" માણેકલાલે જેનાથી શારદા સર્વ પ્રકારે સંતુષ્ટ થાય એવાજ ઉદ્ગારો કાઢ્યા.

"પ્રાણેશ, મારે આપનાં ચરણોમાં એક બીજી પણ પ્રાર્થના કરવાની છે અને તે એ કે, નીતિશાસ્ત્રવેત્તાઓનો એવો અભિપ્રાય છે કે, દેશ, કાળ, શત્રુ, મિત્ર, વ્યય, આગમ, તેમજ પોતાની શક્તિનો વિચાર કરી તદનુસાર વર્ત્તવું એજ દક્ષ પુરુષનું કર્ત્તવ્ય છે; અર્થાત્ અત્યારે આપણી અવનતિની વેળા છે; આપણા ગૃહમાં ધનનો આગમ નામ માત્રને પણ નથી અને વ્યય પ્રતિમાસ હજારથી બારસો રૂપિયાનો હોવાથી એ વ્યયને પહોંચી વળવા જેટલી હાલ તરત આપણી શક્તિ નથી, એ તો આપ સારી રીતે જાણોજ છો, એટલે મારો

વિચાર છે કે, આ પુસ્તકોનો વિશાળ સંગ્રહ, આ ફર્નીચર, વધારાનાં વાસણ ફૂસણ, ગાડી ઘોડા અને એવી જ વિલાસ વૈભવની અન્ય વસ્તુઓને વેચી નાખીને તેમનાં નાણાં કરી લેવાં, પંદરથી વીસ રૂપિયાના ભાડાના સાધારણ, આપણી સ્થિતિને અનુકૂલ હોય તેવા, ગૃહમાં રહેવું અને રસોઇયા તથા બીજા બે ત્રણ નોકરોના ખર્ચને પણ ઘટાડી દેવો; એકલો લક્ષ્મણ આપણી પાસે હશે તો બસ છે. આથી એક તો અત્યારે નાણાંની આપણા હાથમાં સારી જેવી રકમ આવી જશે અને આટલા મોટા વ્યયનો ભાર પણ આપણા શિરપરથી ઉતરી જવાથી એ નાણાંના યોગે કેટલોક કાળ શાંતિમાં વીતાડી શકાશે. એટલામાં વળી પરમાત્મા કૃપાળુ થશે, તો આવી વસ્તુઓને પાછી વસાવી લેતાં ક્યાં વાર લાગે તેમ છે? અવસરને વશ થવું એમાં જ આપણી દક્ષતા છે; કારણ કે:—

‘ અવસરને વશ થઇ જવું મૌનને ધારી;
નીતિજ્ઞ બતાવે માર્ગ એજ શુભકારી;
વેળાવશ નળ નૃપ ગયા દ્યૂતમાં હારી;
ભટકી દમયન્તી વનવન હાય બિચારી;
વેળાવશ સીતારામ થયાં વનવાસી;
વેળાવશ દ્રૌપદી થઇ સૈરંધ્રી દાસી;
રૂઠે પ્રભુ થાયે અધમ ભાગ્ય બહુ ભારી:
ડગલું ભરવું સંભાળી તથા વિચારી ! ’

“ આ મારી પ્રાર્થનાને આશા છે કે, આપ અવશ્ય માન્ય કરશોજ !” શારદાએ સમય અનુસાર વર્તવાનો માણેકલાલને અત્યંત યોગ્ય તથા સામયિક ઉપદેશ આપ્યો.

"એવી રીતે આપણો નિર્વાહ કેટલાક કાળપર્યન્ત ચાલી શકશે?" માણેકલાલે ચિંતાવૃત્ત અંતઃકરણ અને મલિન મુખમંડળથી એ પ્રશ્ન પૂછ્યો.

"આપ મારા પિતાજી પાસે જશો, તો આપણો નિર્વાહ જેના યોગે સરળતાથી ચાલી શકે એટલી યોગ્ય વ્યવસ્થા તેઓ આપણા-માટે અવશ્ય કરી આપશે તેમજ મારાં સાપત્ન માતુશ્રી પણ યોગ્ય સહાયતા આપ્યા કરશે એટલે નિર્વાહના વિષયમાં આપણે નિશ્ચિન્તજ રહીશું; માત્ર વૈભવવિલાસને અત્યારે તિલાંજલિ આપવી પડશે." શારદાએ ઉત્તર આપ્યું.

માણેકલાલ આ ઉત્તર સાંભળીને ગંભીર વિચારમાં પડી ગયો અને કેટલીકવાર વિચાર કર્યા પછી તેણે શારદાને જણાવ્યું કેઃ—"આ-વતી કાલે લેણદારોને જેટલા રૂપિયા, આપવામાટે, તૈયાર છે તે આપી દીધા પછી અને જે રકમ અદ્યાપિ ખૂટે છે તેને મેળવવાનો પ્રયત્ન કર્યા પછી બેચાર દિવસમાં આ ચિંતાથી મુક્ત થઇ આપણે એ વિ-શેના નિશ્ચયપર આવીશું."

"જેવી પ્રાણનાથની ઇચ્છા." શારદાએ સંતોષ દર્શાવ્યો.

એ જ વેળાયે ટપાલના કાગળો લઇને લક્ષ્મણ આવ્યો; શારદા કેટલાંક વિશિષ્ટ ગૃહકાર્યોમાટે ત્યાંથી ચાલી ગઇ અને માણેકલાલ તે કાગળો વાંચવા લાગ્યો. બીજા કાગળો સાથે અંગ્રેજી ભાષામાં છાપેલો આમંત્રણ પત્રરૂપ એક કાર્ડ પણ હતો અને તેમાંના આમંત્રણનો આશય એવો હતો કે;—

"મહાશય માણેકલાલભાઇની સેવામાં,

"વિ. વિ. આજ રાત્રે સાડા આઠ વાગે 'તાજમહાલ હૉટલ'માં રા. રા. ચમનલાલ ચકોરલાલ ચૌદશિયાના સન્માનાર્થ, તેમને એક માનપત્ર અર્પવાના પ્રસંગે, ટીપાર્ટીનો મેળાવડો તેમજ નૃત્યાગાનનો

જલ્સો થવાનો છે અને તે પ્રસંગે આપણી અલબેલી મુંબઇ નગરીના અગ્રેસર નાગરિકશિરોમણિ ડૉકટર સર વલ્લભદાસ વિલાયતી અધ્યક્ષના આસનને દીપાવવાના છે. એ પ્રસંગે આપ શ્રીમાન્ પધારી પ્રસંગને અવશ્ય દીપાવશો, એવી આશા છે. આ જલ્સો ખાનગી હોવાથી પધારતી વેળાયે દરવાજાપર બતાવવામાટે આ આમંત્રણપત્રને સાથે જ રાખશો. લા. સેવકો, કાશીનાથ કૈલાસવાસી, ગુલામ હુસેન ગુલાંટિયા, કૈકોબાદ ફાકીના અને ડિ. કાસ્ટા ડબલરોટી ઇત્યાદિ. ”

આ આમંત્રણપત્રિકાને વાંચીને માણેકલાલ તો દિગ્મૂઢ જ થઇ ગયો; કારણ કે, એક હિન્દુ ગૃહસ્થને ટીપાર્ટી અને માનપત્ર આપવાનો મેળાવડો ‘ તાજમહાલ હૉટલ’માં કરવામાં આવે અને તે પણ વળી રાત્રિના સમયમાં તથા ખાનગી રીતે એ ખરેખર એક આશ્ચર્યકારક ઘટનાજ હતી અને એ આશ્ચર્યકારક ઘટના હોવાથી જ એક નવીન કૌતુક જોવાની માણેકલાલના મનમાં પ્રબળ આકાંક્ષા થઇ. તે સંધ્યાકાળ થવાની નિર્નિમેષ નેત્રોથી પ્રતીક્ષા કરવા લાગ્યો અને સંધ્યાકાળ થતાં જ નિત્ય કરતાં કાંઇક વહેલું જ ભોજન લઇ ગાડી જોડાવીને તે પ્રથમ બૅંડસ્ટેંડપર ગયો અને ત્યાં લગભગ કલાક સવા કલાકનો ટાઇમ વીતાડયા પછી મેળાવડાનો ટાઇમ થતાં ‘ તાજમહાલ હૉટલ’માં જઇ પહોંચ્યો. એક હિન્દુ ગૃહસ્થને ‘તાજમહાલ હૉટલ’માં ટીપાર્ટી અને માનપત્ર આપવાનો પ્રકાર જેટલા પ્રમાણમાં આશ્ચર્યકારક હતો તેટલા જ પ્રમાણમાં તે માનપત્ર આપવાનું કારણ પણ આશ્ચર્યકારક હતું અને તે આજકાલના હિન્દુસ્તાનના એક નવીન રંગને જ દર્શાવતું હતું. ચાલો ત્યારે આપણે પણ ત્યાં પ્રવેશ કરીએ.

## પ્રકરણ ૪ થું

---

### દીવાળાની જાહોજલાલીનો જલસો!

મુંબઇના ઍપોલોબંદરની શોભાને અત્યંત વધારનારા, પોતાના નામ પ્રમાણે આગરામાંના મુગલ શહનશાહ શાહજહાનના બંધાવેલા વિશ્વવિખ્યાત 'તાજમહાલ'ની અલ્પ અંશે પણ સ્પર્ધા કરતા અને ગગન-ચુંબિત તાતાના 'તાજમહાલ હૉટલ'ની નીચે અત્યારે એક ઘોડાની અને બે ઘોડાની જૂદી જૂદી જાતની કીમતી ગાડીઓ તેમજ નવી નવી ફૅશનની મૉટરકારોની હારની હાર ઊભેલી દેખાતી હતી; કારણ કે, આજે 'તાજમહાલ હૉટલ' માં થનારા જલ્સામાં કેવળ ઘોડા ગાડી અને મૉટરકારવાળા સદ્દગૃહસ્થો (?) ને જ આમંત્રણ મોકલીને બોલાવવામાં આવ્યા હતા. આ જલ્સામાટે 'તાજમહાલ હૉટલ' ના ફર્સ્ટ ફ્લોર (પહેલા માળ) પરનો એકાંત ભાગમાં આવેલો એક મોટો હૉલ તેમજ તેની પાસેનો એક ન્હાનો રૂમ જૂદા રાખવામાં આવ્યા હતા. તે મોટા હૉલમાં એક મોટું ડાઇનિંગ ટેબ્લ તથા તેની ચારે તરફ લગભગ પચીસથી ત્રીસ ઉત્તમ મહોગની વુડની કુરસીઓ ગોઠવી દેવામાં આવી હતી અને પધારેલા પરોણાના હુકમની તામીલ કરવામાટે બે બૉય્‌જ્‌ તથા બે સુંદર બારમેડ્‌સ્‌ ત્યાં યોગ્ય વસ્ત્રો પરિધાન કરીને તૈયાર ઊભી હતી. એ હૉલના એક ખૂણામાં એક ટેમ્પરરી (કામ ચલાઉ) બારની વ્યવસ્થા કરવામાં આવી હતી અને તેમાં બ્રૅન્ડી, વિસ્કી, શેરી, શૅમ્પેન્‌, પોર્ટવાઇન્‌ અને એવાં જ અન્ય જાતિનાં સ્પિરિટ્‌સ્‌ તથા વાઇન્સ તેમજ સોડા, લેમનેડ, જિન્જર, રાસ્પબેરી, પિક્‌-મી-અપ્‌, લેમન્‌ સ્કવૅશ્‌, આઇસ્ક્રીમ સોડા અને લીથિયા ઇત્યાદિ એરેટેડ વૉટર્સ્‌ની બાટલીઓ, ગ્લાસિસ્‌, આઇસ્‌ અને

પેસ્ટ્રી વગેરે ખાનપાનનાં સાધનો પણ તૈયાર રાખવામાં આવ્યાં હતાં. ટી તથા કૉફી તેમજ કોકો અને ચૉકલેટ જેવાં ઉષ્ણ પેયો પણ ઑર્ડર થતાંની સાથે જ તૈયાર કરી શકાય એમાટેની એ હૉલના બાહ્ય ભાગમાં ગોઠવણ કરાયલી હતી. હૉલની દીવાલો ઈંગ્લૅંડ ફ્રાન્સ, ઈટાલી અને અન્ય પાશ્ચાત્ય દેશોના વાઇન્સ અને સ્પિરિટ્સ બનાવનારાનાં બનાવેલાં જૂદાં જૂદાં વાઇન્સ તથા સ્પિરિટ્સની નાનાવિધ મનોહર ચિત્રોવાળી જાહેરખબરોથી તેમજ સિગાર્સ અને સિગારેટ્સની અને તેમાં પણ ટર્કિશ સિગારેટ્સની જાહેરખબરોના બોર્ડ્સ અથવા ટિનના તખ્તામાં આલેખાયલાં, તુર્કસ્તાન અથવા ઇજિપ્ટ દેશની મનોહર સુંદરીઓનાં ચિત્રોથી અત્યંત શોભી રહી હતી; હૉલ ઇલેક્ટ્રિક લાઇટ્થી પ્રકાશિત થએલો હતો અને ઇલેક્ટ્રિક ફૅન્સ પણ ચાલતાં હોવાથી અંધકાર તથા ઉષ્માને ત્યાંથી બહિસ્કાર મળી ચૂકયો હતો. આગરાના ઇતિહાસપ્રસિદ્ધ ‘ તાજમહાલ ’ કરતાં આ તાતાના ‘તાજમહાલ’માં ઇલેક્ટ્રિક લાઇટ, ઇલેક્ટ્રિક ફૅન્સ અને ઇલેક્ટ્રિક પાવરથી ચાલતી લિફ્ટ્સ આદિની વિશેષતા હતી અને એ ઓગણીસમી તથા વીસમી સદીમાંના વૃદ્ધિંગત થએલા પદાર્થવિજ્ઞાનનું પરિણામ હતું, એ નવેસરથી કહેવાની આવશ્યક્તા નથી. એ હૉલમાં આવવાના માર્ગમાં હૉટલનો એક યૂનીફૉર્મવાળો બૉય્ નિમંત્રિત અતિથિઓનાં નિમંત્રણપત્રોને જોવામાટે અને તેમનો સાત્કાર કરવામાટે તૈયાર ઊભો હતો.

માણેકલાલ જે વેળાયે પોતાની નિમંત્રણપત્રિકા બતાવીને એ હૉલમાં આવ્યો તે વેળાયે બે ત્રણ ગૃહસ્થો ત્યાં બેઠા હતા, પણ તેમાંના એક બટુકલાલ બારવટિયા વિના બીજા કોઇને તે વધારે ઓળખતો નહોતો. માણેકલાલને જોતાં જ બટુકલાલભાઇ પોતાની કુરસીપરથી ઊઠીને ઊભા થયા અને શેક હૅન્ડ કરીને માણેકલાલને

પોતાની પાસેની એક કુરસીપર બેસાડયો. તે માણેકલાલ સાથે અમુક વાર્ત્તાલાપ ચલાવવાની તૈયારીમાં હતો એટલામાં આજના જલ્સામાં અધ્યક્ષસ્થાને વિરાજવાનું અપૂર્વ માન જેમને આપવામાં આવ્યું હતું તે ડૉકટર સર વલ્લભદાસ વિલાયતી ત્યાં આવી લાગ્યા અને તેથી બટુકલાલભાઇ તેમના સત્કારમાટે ઊઠીને ઊભા થયા. સર વલ્લભદાસ અત્યારે પાટલૂન, લૉંગ્ કોટ, બૂટ અને પારસીશાઇ ફુલ્લમોરાની પાઘડી ઇત્યાદિ વસ્ત્રો પરિધાન કરીને એટલે કે નૅશનાલિટી–જાતીયતાને જાળવવામાટે પોતાના ફુલ ડ્રેસમાં પધાર્યા હતા. આવતાંની સાથે જ ત્યાં માત્ર બે ચાર માણસોને જ જોઇ, ખીસામાંથી ઘડિયાલ કાઢી આશ્ચર્ય દર્શાવતા સર વિલાયતી બટુકલાલને ઉદ્દેશીને ગંભીર મુદ્રાથી કહેવા લાગ્યા કે:—"મિસ્ટર બારવટિયા, આપણા ઇડીયટ્ ઇન્ડિયનોને ટાઇમનું કાંઇ વેલ્યૂ જ નથી. સાડા આઠનું અપોઇન્ટમેન્ટ અને પંદર મિનિટ્ વધારે થઇ ગઇ, છતાં અહીં તો ઓન્લી સાડા ત્રણથી પોણાચાર માણસોજ દેખાય છે! પણ, ચાલો, બીજા લોકોને આવતાં મોડું થયું, એ પણ એક રીતે સારૂં જ થયું છે; કારણ કે, નીરાંતે એક વાતનો ખુલાસો મારે તમારી પાસેથી જાણી લેવાનો છે!"

"સેવક જાણતો હશે તે ખુશીથી જણાવશે." બટુકલાલે કહ્યું.

"મિસ્ટર બારવટિયા, ગઇ કાલે સાંઝે અચાનક મારી પાસેથી આજના મેળાવડામાં પ્રિસાઇડ કરવાનું પર્મિશન્ માગવામાં આવ્યું અને રાતોરાત ઇન્વિટેશન્ કાર્ડ્સ છપાવી દેવામાં આવ્યા; પણ આ પાર્ટી અથવા મેળાવડો શામાટે અને શાનો કરવામાં આવ્યો છે, તે તો હું જાણતો જ નથી. માટે કૃપા કરીને જણાવશો કે આજે આ જલ્સાની ધામધૂમ શા કારણથી કરવામાં આવી છે?" સર વિલાયતીએ પોતાનો પ્રશ્ન રજૂ કર્યો.

"આજે આપણી 'ઑનેસ્ટી ક્લબ'ના એક ઑનરેબલ મેમ્બર મિસ્ટર ચમનલાલ ચકોરલાલ ચૌદશિયાનું ઘરમાં લાખોની મિલ્કત હોવા છતાં ઇન્સાફની અદાલતમાં ડંકાનિશાન સાથે કાયદાસરનું દીવાળું ફુંકાયું અને લેણદારોથી કાંઇ પણ ન કરી શકાયું, એની ખુશાલીનો અથવા તો એમજ કહો કે, દીવાળાની જાહોજલાલીનો આજે અત્યારે અહીં એક જલ્સો થવાનો છે તેમજ એક નવી બૅંક ઊઘાડવાનો ઠરાવ પણ આજની સભામાં મૂકવાનો છે, કેમકે, કોઇએ પણ ધંધાવગર નકામા માખો મારતા બેસી ન રહેવું જોઇએ અને ઉદ્યોગ કરવો જ જોઇએ, એવું નીતિના કાયદાનું ફરમાન છે!" બટુકલાલ બારવટિયાએ આજના જલ્સાનો ઉદ્દેશ કહી સંભળાવ્યો.

આજે પ્રભાતમાં માણેકલાલને બટુકલાલના દીવાળા વિશેના અપૂર્વ વિચારો જાણવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો અને અત્યારે દીવાળાની જાહોજલાલીના જલ્સાને જોવાનો પ્રસંગ પ્રાપ્ત થવાનો હોવાથી તે મનમાં કહેવા લાગ્યો કે;—"નવા જમાનાનાં આ નવાં કૌતુકો ખરેખર અદ્‌ભુત અને અશ્રુતપૂર્વ જ કહી શકાય!" તે આવી રીતે વિચારમાં નિમગ્ન હતો એટલામાં કૈકોબાદ કાકીના, કાશીનાથ કૈલાસવાસી, ગુલામહુસેન ગુલાંટિયા, ડિ. કાસ્ટા ડબલરોટી, ચમનલાલ ચૌદશિયા અને શાશ્વતાનંદ સરસ્વતી આદિ દશ પંદર મનુષ્યોનો સમુદાય ત્યાં એકસાથેજ આવી લાગ્યો અને હસ્તધુનન તથા કુશળસમાચાર આદિ વિધિની સમાપ્તિ થયા પછી સર વિલાયતીએ બટુકલાલને ઉદ્દેશીને કહ્યું કે;—"ત્યારે મિસ્ટર બારવટિયા, હવે સત્વર જ કરી દ્યો આજના જલ્સાના કામકાજની શરૂઆત; કારણકે, મારે બરાબર સાડા અગિયાર વાગે કલકત્તાવાળી ગૌહરજાનના જલ્સામાં એક સ્થળે પ્રિસાઇડ કરવામાટે જવાનું હોવાથી અહીં બે સવા બે કલાકથી વધારે ટાઇમ આપવાની મને ફુરસદ નથી!"

"ઑલરાઇટ; આપણું આજનું કામકાજ થોડા વખતમાં જ આટોપાઇ જશે અને રિફ્રેશમેન્ટ તથા ડિનર લીધા પછી આજના મેળાવડાની સમાપ્તિ થઇ જશે." એમ કહીને બટુકલાલભાઇ પોતાના ભાષણનું મંગલાચરણ કરતા બોલ્યા કે;—"મેહરબાન બાનુઓ અને ગૃહસ્થો..........."

પરંતુ તેમને આટલેથી જ બોલતા અટકાવીને સર વિલાયતીએ સવાલ કર્યો કે;—"પણ મિસ્ટર બારવટિયા, આજના આ મેળાવડામાં કોઇ બાનુ તો છે જ નહિ, તો પછી તમે બાનુ કહીને કોને બોલાવો છો ?"

એના ઉત્તરમાં પોતાના પક્ષનું સમર્થન કરતા મિસ્ટર બારવટિયા ગંભીર સ્વરથી કહેવા લાગ્યા કે;–"ઈન્દ્ર જેવી રીતે પોતાની સભામાં રાજહંસરૂપે પધારેલા ઋષિ વિશ્વામિત્રને ઓળખી શકયા નહોતા, તેવી જ રીતે આજે, સર વિલાયતી, આપની પણ હૉરિબ્લ્ મિસ્ટેક થાય છે. આ બારમેઇડ઼ બાનુ નથી તો શું વાંદરી છે ? એક અબળા ગમે તેવી હલકી પદવીની હોય તોપણ માનાર્થે બહુવચનનો પ્રયોગ કરીને તેને માન આપવું જ જોઇએ, એવું કાયદાનું ફરમાન છે! સમજ્યા?"

"ઓહ ! આઇ બેગ્ યૉર્ પાર્ડન્ ! ચાલો વધો આગળ." સર વિલાયતીએ પોતાની ભયંકર ભૂલનો સ્વીકાર કરીને તેમને આગળ વધવાની સૂચના આપી દીધી.

"લેડીઝ્ ઍન્ડ જેન્ટલમેન્ !" મિસ્ટર બારવટિયા આગળ વધીને કહેવા લાગ્યા: "પ્રથમ તો આજની સભાના અધ્યક્ષસ્થાનને દીપાવવાનું માન આપણા કૃપાળુ મિત્ર માન્યવર સર વલ્લભદાસ વિલાયતીને આપવામાટેની હું દરખાસ્ત મૂકું છું અને આશા છે કે, મારી એ મજબૂત દરખાસ્તને તમો બરાબર ટેકો આપશો જ."

"મજબૂત દરખાસ્તને જો કે ટેકા કે થાંભલાની જરૂર હોતી જ નથી, છતાં એટીકેટ્‌ને અનુસરીને હું તમારી મજબૂત દરખાસ્તને મજબૂત ટેકો આપું છું." પગથી માથા સૂધી અંગ્રેજી પોશાકમાં સજ્જ થએલા મિસ્ટર ગુલામહુસેન ગુલાંટિયાએ મોઢામાંની સળગતી ચિરૂટને હાથમાં રાખી ઉભા થઇને મિસ્ટર બારવટિયાની દરખાસ્તને ટેકો આપ્યો.

સર વલ્લભદાસ ઊભા થઇને કહેવા લાગ્યા કે;–"અત્યારની સભામાં આટલા બધા લાયક ગૃહસ્થો હાજર હોવા છતાં મને જ આ માન આપવામાં આવ્યું છે તેમાટે હું આપ સર્વનો અંતઃકરણ પૂર્વક આભાર માનું છું; કારણ કે, દેશોન્નતિનાં આવાં કાર્યોમાં ઉત્સાહથી ભાગ લવો એ હું મારી પોતાની એક ડયૂટી જ માનું છું; ભલે ત્યારે ચાલવા દો કાર્યશકટને આગળ; કારણ કે, મને વધારે ફુરસદ નથી."

સર વલ્લભદાસ વિલાયતીએ અધ્યક્ષના આસનને શોભાયમાન કર્યા પછી મિસ્ટર ગુલામહુસેન ગુલાંટિયા ઊભા થઇને બોલવા લાગ્યા કેઃ—" માનવંતા પ્રેસીડંટ સાહેબ, બાનુઓ અને ગૃહસ્થો ! આપણા ડીયરેસ્ટ ફ્રેન્ડ અને આપણી 'ઑનેસ્ટી કલબ' ના એક માનવંતા મેમ્બર મિસ્ટર ચમનલાલ ચકોરલાલ ચૌદશિયાએ લોકોને મોટામાં મોટા વ્યાજની લાલચમાં નાખી લોભી લોકોનાં જમીનમાં દાટી રાખેલાં નાણાંને બહાર કઢાવ્યાં, રાંડીરાંડોનાં ઘરેણાં વેચાવ્યાં અને ઘણાકોની સ્થાવર સંપત્તિનાં લીલામ કરાવ્યાં; એટલે કે, જમીનમાં ઘરેણાં કે રોકડના રૂપમાં અને સ્થાવર સંપત્તિના સ્વરૂપમાં એક જ સ્થાનમાં અટકી પડેલી સંપત્તિને સમસ્ત દેશમાં હરતી ફરતી કરીને અર્થશાસ્ત્રના કેવળ પુસ્તકોમાં પડી રહેલા સિદ્ધાંતોને વ્યવહારમાં યોજી બતાવ્યા છે અને પારકે પૈસે પરમાનંદ મનાવવાના અનેક માર્ગો આપણને દર્શાવ્યા છે એ એમની કાર્યકુશળતામાટે આપણે એમને દિલોજાનથી

મુબારકબાદી આપવી જ જોઇએ! થ્રી ચીયર્સ ફૉર મિસ્ટર ચમનલાલ ચૌદશિયા; બોલો હિપ્ હિપ્ હિપ્ હુર્રે! હિપ્ હિપ્ હિપ્ હુર્રે, હિપ્ હિપ્ હિપ્ હુર્રે!"

આખો હૉલ તાળીઓના ગગડાટ અને હુર્રેના પોકારથી ગાજી રહ્યો અને જ્યારે કોલાહલ કાંઇક શાંત પડ્યો એટલે મિસ્ટર ગુલાંટિયા પોતાના ભાષણમાં આગળ વધીને કહેવા લાગ્યા કેઃ—

"અત્યારે જ મિસ્ટર ચૌદશિયાને આ સભામાં અધ્યક્ષ મહાશયના મુબારક હાથે માનપત્ર અપાય, એવો અમારો વિચાર હતો; પણ આ મેળાવડાની તૈયારી ગઇ કાલે અચાનક કરવામાં આવેલી હોવાથી આજે સવારમાં સૅટિનપર છાપવા આપેલું માનપત્ર છાપખાનામાંથી છપાઇને આવ્યું નથી તેમજ જે ચાંદીના દાબડામાં મૂકીને તે માનપત્ર આપવાનું છે તે ચાંદીનો દાબડો પણ સોની રામજી ભગવાનને ત્યાંથી તૈયાર થઇને આવ્યો નથી અને એટલામાટે એ માનપત્ર અત્યારે આપી શકાયું નથી. આવતી કાલે અથવા તો પરમ દિવસે એ માનપત્ર ચાંદીના દાબડામાં મૂકીને પ્રમુખ સાહેબપર મોકલી આપવામાં આવશે અને આશા છે કે તેઓ તે માનપત્ર મિસ્ટર ચૌદશિયાપર મોકલી આપવાની કૃપા કરશે જ."

"Oh very heartily I shall send it to Mr. Chaudashia as soon as I get it from you!" ("હું તે માનપત્ર તમારા તરફથી મને મળશે એટલે તે ક્ષણે જ અત્યંત હર્ષપૂર્વક મિસ્ટર ચૌદશિયાપર મોકલી આપીશ.") સર વિલાયતીએ જણાવ્યું.

હવે જે શ્રીમાન્ મહાશયના માનમાં આજનો આ ભયંકર મેળાવડો કરવામાં આવ્યો હતો તે શ્રીયુત ચમનલાલ ચૌદશિયા પોતાની કૃતજ્ઞતાને દર્શાવતા તથા પોતાના મિત્રો અને વખાણનારાનો

ઉપકાર માનતા મોઢું દીવકું રાખીને કહેવા લાગ્યા કેઃ—“પ્રમુખ સાહેબ, બાનુઓ અને ગૃહસ્થો ! આ સાત લાખનું સપાટાબંધ દીવાળું ફૂંકવામાં જો મારા મિત્ર મિસ્ટર બટુકલાલ બારવટિયા, સૉલિસિટર મિસ્ટર આચારિયા, જૂના તથા જાણીતા અકાઉન્ટંટ મિસ્ટર કેકોબાદ કાકીના અને મારા ગુરુદેવ આ પૂજ્ય શાશ્વતાનંદ સરસ્વતીની કીમતી સલાહ તથા વખતોવખતની મદદ ન મળી હોત, તો હું આટલી હદ સુધી ફતેહ મેળવી શકત કે નહિ, એની શંકાજ હતી; અર્થાત્ દીવાળું ફૂંકવાના કાર્યમાં મને મળેલા વિજયમાટેનું માન એ મહાશયોને જ ઘટતું હોવા છતાં મારા માનમાં જે આ દબદબાભરેલો મેળાવડો કરવામાં આવ્યો છે, એ કેવળ આપની મારા તરફની લાગણી તથા ઉદારતાનું જ પરિણામ છે; અને આપ સર્વ મિત્રોની લાગણીમાટે આ સેવક આપ સર્વ મિત્રોનો અંતઃકરણપૂર્વક આભાર માને છે. જો પરમાત્માની કૃપા હશે અને આપ સર્વની આવી જ સહાયતા મળ્યા કરશે, તો આ યૉર હમ્બલ સર્વન્ટ સ્વર્ગમાં પ્રયાણ કરવા પૂર્વે આવાં બીજાં દોઢ ડજન દીવાળાં સકસેસફુલી ફૂંકી બતાવશે ! મેહરબાનો, હવે આપના કીમતી વખતનો વધારે ભોગ ન લેતાં આપ સર્વનો ફરી એક વાર હૃદયપૂર્વક આભાર માનીને હું બેસી જવાની રજા લઉં છું.”

ચમનલાલ ચૌદશિયાના એ ભાષણને શ્રોતાઓએ તાળીઓના ગગડાટથી વધાવી લીધું અને ત્યારપછી વળી પાછા ગુલામહુસેન ગુલાંટિયા ઉઠીને બોલવા લાગ્યા કેઃ—“મેહરબાન મીરમજલિસ, બાનુઓ અને ગૃહસ્થો ! આજકાલ આ અલબેલી અને રંગીલી મુંબાપુરીમાં દિવસે દિવસે આવકમાં ઘટાડો અને ખર્ચમાં ભયંકર વધારો થતો જાય છે. છેલ્લાં વીસથી પચીસ વર્ષમાં અહીં અનાજના અને ઘી શાકના ભાવમાં પચાસ ટકાનો, ઘરનાં ભાડાંમાં એંસી ટકાનો અને

ફૅશનેબ્લ કપડાંની સીલાઇમાં નેવૂ ટકાનો વધારો થઇ ગયો છે, હજી વધારો થતો જ જાય છે અને :ભવિષ્યમાં એ વધારો કેટલી હદ સૂધી પહોંચશે, એની કશીપણ કલ્પના કરી શકાય તેમ નથી; ખર્ચના વધારાની હાલત આવી છે અને બીજી તરફ જોઇએ તો ઑફિસોમાં પગારનો રેટ્ તો જે આજથી કેટલાંક વર્ષો પૂર્વે હતો તેનો તે જ રહેલો છે; એટલામાટે............."

મિસ્ટર ગુલાંટિયા આગળ બોલવાના હતા, પણ તેમના વાક્યને વચ્ચેથી ઝડપી લઇને 'વન' માં આવેલા અને કમરેથી જરાક વાંકા વળી ગએલા અકાઉન્ટંટ મિસ્ટર કૈકોબાદ કાકીના પોતાના ફેંટાને માથાપર બરાબર બેસાડતા અને તપકીરથી ખરડાયલા નાકને રૂમાલવતી લૂછતા ડચકાં ભરીભરીને બોલવા લાગ્યા કેઃ—"એતલામાતે બાવા, એનો અંજામ એ આયોચ કે, ડીવસે ડીવસે ભનેલાઓની સંખિયા વઢટી જાયેચ ને ઑફિસમાં મૅત્રિક, અન્દર ગ્રૅજ્યુએત કે બી.એ. થએલાને પંડર, વીસ કે પચીસ રૂપરદીના કંગાલ પગાર મલવાથી ફૅમીલીને પાલવામાં ઘની જ હારમારી ભોગવવી પરેચ. આતલું બોલીને રજા માગિયા વતરોગ જ બેસી જાઉંચ!"

"મારવાડીલા વ્યાજ ભરૂન ભરૂન માઝા તર દમ નિઘૂન જાતો; તો પણ પૂરૂં પડી શકતું નથી." કાશીનાથ કૈલાસવાસીએ મરાઠી તથા ગુજરાતી ભાષાનો ખીચડો કરીને પોતાનો બળાપો જણાવ્યો.

"વેરી પિટીએબ્લ કંડીશન્ નો ડાઉટ્!" (નિઃશંક અત્યંત દયાજનક અવસ્થા!") ડિ. કાસ્ટા ડબલરોટી પણ ચાલતી ગાડીમાં બેસી ગયા.

"સુશિક્ષિતોંકી યે દશા અવશ્ય ઘૃણા ઉપજાનેવાલી હય્!" શાશ્વતાનંદ સરસ્વીએ પણ પોતાની અનુકંપા દર્શાવી.

હવે વળી પાછો મિસ્ટર ગુલાંટિયાના ભાષણનો વારો આવ્યો અને તેઓ અત્યંત લાગણીનો ડોળ બતાવીને બોલવા લાગ્યા કેઃ— "એટલામાટે મારો એવો વિચાર છે કે, એક નવી બૅન્ક ખોલીને આપણા લાચાર દોસ્તોને મોટા પગાર આપી ઠેકાણે પાડવા અને કાકા ફઇના તથા મામા માસીનાઓને પૈસાદાર બનાવવા અને મારા એ પરોપકારના કાર્યમાં આશા છે કે, આપ સર્વ મિત્રો તરફથી મને યોગ્ય સહાયતા મળશે જ !"

સર્વથી પ્રથમ **શાશ્વતાનંદ સરસ્વતી** એ વિચારને હસ્તાશ્રય આપતા કહેવા લાગ્યા કેઃ–" યે તો આપ જાનતેહી હયઁ કે હમારે ધનાઢ્ય શિષ્યોંકી સંખ્યા બહોત હી મોટી હય. અગર વ્યાજકા અચ્છા લોભ દિખલાઓગે ઔર હમેં કમીશનકા લાભ દિલવાઓગે તો હમ આપકે હજારો શેર બિકવા દેંગે; આપકી બોગસ બૅન્કકા પાયા થોડે હી દિનોંમે મજ઼બૂત બના દેંગે !"

"થૅંકયૂ; આપને આપની મરજી પ્રમાણેનો ઘણો જ સારો લાભ આપવામાં આવશે. ચોરી કાંઇ ભાગે મોંઘી હોતી નથી. !" મિસ્ટર ગુલાંટિયાએ તે મહાત્માશ્રીનો આભાર માન્યો.

"આપની નવી બૅન્કનો બીજી બૅન્કો સાથેનો વ્યવહાર હું બંધાવી આપીશ; પણ તે મેહનતનો બદલો મને મળવો જ જોઇએ; કારણ કે, મજૂરને મેહનતાણું મળવું જ જોઇએ, એવું કાયદાનું ફરમાન છે." **બટુકલાલ બારવટિયાએ** ગરમ લાગણીનો જવાળામુખીમાંથી નીકળતા લાવા પ્રમાણેનો પ્રવાહ કાઢી બતાવ્યો.

"તેમજ મિસ્તર ગુલાંતિયા !" ધીમે રહીને કેકોબાદ કાકીના બોલવામાટે બીજીવાર ઊભા થઇને કહેવા લાગ્યા: "બૅંકના અકાઉન્તમાં ગોતાલા કેવી રીતે કરવા ને બૅન્કને જરૂર પરે તારે ટન કલાકમાં જ ફરચામાં લઇ જઇ સકાય ટેવી ટૈયારીઓ આગમચઠીજ

કેવી રીટે કરી રાખવી, ટે બધા ડાવપેચ આય સેવક ટમૂને બટાવસે, કાંય કે, નવી બૅન્ક ઊઘરસે ટો ટો ટે આય સેવકને જરૂર પાંચ પૈસા ખતાવસે!"

"મંગળાચરણમાં બોગસ્ બૅન્કના બોગસ્ ડિપૉઝિટર તરીકે પોતાની મિસિસનું નામ આ સેવક લખાવશે અને ડિપૉઝિટની રકમનો આંકડો બે લાખનો ભરી બતાવશે!" મિસ્ટર ચૌદશિયા ઉદારતાની સીમાના શિખરપર જઇને બેસી ગયા.

"બૅન્કના કાર્યભારને ધીકતો દેખાડવામાટે ખરેખર તમારા જેવા બોગસ્ ડિપૉઝિટરોની પણ અતિશય આવશ્યકતા છે. જો તમારા જેવા બીજા પણ બેચાર બોગસ્ ડિપૉઝિટરો હોય, તો લાવજો; કારણ કે, બોગસ્ બૅન્કોમાં આવો જ તાલ રચાય છે, બોગસ્ ડિપૉઝિટરોની જમે રકમ બોગસ્ ખાતાદારના નામે ઉધારાય છે અને જમે ઉધારના બન્ને પલ્લાને એક લેવલમાં લાવી બતાવાય છે. આ બધું તો જાણે થશે, પણ બોર્ડ ઑફ્ ડાયરેક્ટર્સમાં કયાં કયાં મોટાં અને નામાંકિત લફરાંનાં નામોને લાવવાં, આપણા હાથમાંનાં પૂતળાં અક્કલના કયા ઓથમીરોને બનાવવાં, આ એક બહુ ભયંકર પ્રશ્ન છે." મિસ્ટર ગુલાંટિયાએ બૅન્કના વ્યવસાયમાંની એક ભયંકરતાનો ભાસ કરાવ્યો.

"આ સવાલમાં કાંઇ પણ માલ નથી, આ કાંઇ એટલો બધો ભયંકર સવાલ નથી;" મિસ્ટર બારવટિયા હિંમત બંધાવતા બોલી ઊઠયા: "માત્ર મૉટરને મોશનમાં રાખી કેટલાક લોકોની મુલાકાત લવાની જ વાર છે અને જાણી લેવું કે ડાયરેક્ટરોની નામાવલી તૈયાર છે. કેટલાક તળિયાઝાટક ઑનરેબ્લ્સ બૅન્ક પાસેથી વ્યાજ આપીને ક્રેડિટ્પર નાણાં લેવામાટે ડાયરેક્ટર તરીકે પોતાનું નામ ખુશીથી

લખાવશે; કેટલાક પ્રકાશમાં આવીને માન મેળવવાની ભૂખથી દુકાળિયા જેવા બની ગએલા ધનવાનો પ્રસિદ્ધિમાં આવવાની આશાથી આ ડાયરેકટરોના લિસ્ટમાં પોતાનાં મુબારક નામ નોંધાવશે અને કેટલાક ચાલાક ડૉક્ટર્સ તથા બૅરિસ્ટર્સ કમીશન મેળવવાના લોભથી આ ખાડામાં યાહોમ કરીને ઝીપલાવશે! અરે જુઓ તો ખરા, આ મિસ્ટર બારવટિયા કેટલાક રાજાઓને પણ તમારી બૅન્કના પેટર્ન બનાવશે, આવાં પાંચસો નામો આ તમારો સેવક માત્ર પાંચ કલાકમાં જ લઇ આવશે."

"ત્યારે આ નવી બૅન્ક ખોલવાનો અને તેને 'ધિ વલ્કેનો બૅન્ક ઑફ ઇન્ડિયા'–એટલે કે, 'હિન્દુસ્તાનની જ્વાળામુખી બૅન્ક' નામ આપવાનો ઠરાવ પસાર?" મિસ્ટર ગુલાંટિયાએ હર્ષમાં આવીને પૂછ્યું.

"એકી અવાજે અને સર્વાનુમતે પસાર!" સર્વ સભાસદોએ એક સાથે પોતાની અનુમતિને દર્શાવનારો પોકાર કર્યો.

સર્વનાં ભાષણો થયાં, પરંતુ પ્રારંભથી અત્યારસુધી માત્ર માણેકલાલ ભયંકર મૌનને ધારણ કરીને બેસી રહ્યો હતો, એટલે સર વિલાયતીએ તેને સંબોધીને કહ્યું કે;–"કેમ મહાશય માણેકલાલભાઇ, આજની સભામાં આપ કાંઇ પણ બોલતાજ નથી? જો બોલવામાટે આપને અધિક સમયની અવશ્યકતા હોય, તો આપને હું મને ફુરસદ ન હોવા છતાં પણ પાંચ દશ મિનિટનો વિશેષ ટાઇમ આપવાને તૈયાર છું."

"આ દીવાળાં ફૂંકવાની અને બોગસ્ બૅન્કો ખોલવાની કળાથી હું સર્વથા અનભિજ્ઞ હોવાથી મારાથી આ વિષયમાં કાંઇ પણ બોલા શકાય તેમ ન હોવાથી જ હું મૌનનું અવલંબન કરીને બેસી રહ્યો છું; કારણ કે, **મૌનં સર્વાર્થસાધનમ્**' એ ન્યાય પ્રસિદ્ધ છે." માણેકલાલે કટાક્ષયુક્ત ઉત્તર આપ્યું.

હવે કોઇ બોલનાર ન હોવાથી સર વિલાયતીએ પ્રમુખ તરીકેના પોતાના ભાષણનો આવી રીતે આરંભ કર્યો;–" વેલ લેડીઝ્ ઍન્ડ જેન્ટલમેન્, જર્મની તથા અમેરિકામાં જેમ આજકાલ સાયન્સ્ અને બુદ્ધિવાદ સાથે દીવાળાં ફૂંકવાની અને લોકોના પૈસાને કાયદાસર હજમ કરવાની કળાનો પણ વિકાસ થતો જાય છે, તેમ આજે આપણા હિન્દુસ્તાનમાં પણ એ કળાનો પાયો રોપાયો છે એ જોઇને મને અતિશય આનંદ થાય છે. હું આશા રાખું છું કે, એ કળાની આપણા દેશમાં અલ્પ કાળમાં જ ઉન્નતિ થશે અને એ કળામાં આપણો દેશ પણ બીજા સુધરેલા દેશોની બરાબરી અથવા સ્પર્ધા કરી શકશે. કેટલાક લોકો આઇ મીન મૂર્ખ ઍન્ડ ઇડીયટ્ લોકો દીવાળાના આ આબરૂદાર ધંધાને પાપનો ધંધો કહી વખોડે છે, પણ તે બુદ્ધિહીન જનો જાણતા નથી કે, આ એક અત્યંત પ્રાચીન અને પુરાતન ધંધો છે. કૌરવ અને પાંડવાના ભારતીય યુદ્ધના સમયમાં આ પવિત્ર આર્યભૂમિમાં થઇ ગએલા પ્રાતઃસ્મરણીય મહાત્મા ચાર્વાકે એક અલૌકિક શાસ્ત્ર રચીને એજ સિદ્ધાંતનો વિશ્વમાં પ્રચાર કર્યો હતો કે, જ્યાંસુધી જીવવું ત્યાં સુધી સુખમાં જ જીવવું, ઋણ કરીને પણ ઘૃત પીવું; કારણ કે, આ દેહ ભસ્મીભૂત થઇ ગયા પછી એનો કાંઇ પુનર્જન્મ થવાનો નથી !*, હવે પુનર્જન્મ થાય છે કે નથી થતો એ વાદ ધર્મ-

---

*ચાર્વાક વિષે મહાભારતમાં એવો ઉલ્લેખ કરાયલો છે કે, ચાર્વાક જાતિનો રાક્ષસ હતો અને દુર્યોધનનો મિત્ર થતો હતો, કૌરવ પાંડવોના ભારતીય યુદ્ધના અંતમાં તે, જે વેળાયે ધર્મરાજ યુધિષ્ઠિરે વિજય સહિત હસ્તિનાપુરમાં પ્રવેશ કર્યો, તે વેળાયે બ્રાહ્મણનો વેશ ધારીને હસ્તિનાપુરમાં ગયો હતો અને ત્યાં ભીમના મરણની અસત્ય વાર્ત્તા વિસ્તારીને પાંડવોના નાશનો યત્ન તેણે આદર્યો હતો; પરંતુ અન્ય બ્રાહ્મણોએ તેના છદ્મ વેશને ઓળખી લઈને પોતાના નેત્રાગ્નિથી તેને ભસ્મીભૂત કરી નાખ્યો

વિષયક હોવાથી એનો વિચાર અહીં અસ્થાનીય છે; પણ ચાર્વાકનો ઋણ કરીને પણ ઘૃત પીવાનો સિદ્ધાંત તો અવશ્ય સર્વકાળમાં આદરણીય અને માનનીય છે, એ વિશે તો મતભેદ છે જ નહિ; કારણ કે, જે લોકો એ સિદ્ધાંતનો મુખથી નિષેધ કરે છે તેઓ પણ અંતરમાં એનું પાલન કરે છે, એ સર્વાનુભૂત વાર્ત્તા હોવાથી એના અધિક વિવેચનની આવશ્યકતા નથી. વળી જો આ બીજાની સંપત્તિને હજમ કરી જવાનો વ્યવસાય અયોગ્ય જ હોત, તો 'પારકે પૈસે પરમાનંદ,' 'પારકે પૈસે દીવાળી;' 'પારકે પૈસે તહેવાર અને ઉડાવ મલીદા બેવાર,' 'બાવો બેઠો જપે ને જે આવે તે ખપે,' 'રામનામ જપના પરાયા માલ અપના' તેમજ 'પારકો ખડિયો ને પારકી સાઇ ને મતું મારવામાં મારા માવજીભાઇ' જેવી ગુજરાતી અને "Get money, still get money boy! no matter by what means!" જેવી અંગ્રેજી ફિલૉસોફિકલ કહેવતો અસ્તિત્વમાં આવી શકત ખરી કે ? કદાપિ નહિ ! (તાળીઓનો ભયંકર ગગડાટ) આ ધિ વહ્કેનો બૅન્ક ઑફ ઇન્ડિયાના બોર્ડ ઓફ ડાયરેક્ટર્સના ચેર-મૅન્ તરીકે હું 'સર' હોવાથી મારૂં નામ આપું છું અને બીજી બૅન્કો-માંથી મને જે કમીશન મળે છે તેના કરતાં મિસ્ટર ગુલાંટિયા પાસેથી પચીસ ટકા ઓછા લેવાની ઉદારતા બતાવું છું ! (બીજીવાર તાળીઓ) 'યા હોમ કરીને પડો ફતે છે આગે !' એ કવિ નર્મદના સૂત્રને ભૂલી ન જાઓ, દૂધ મલીદા ખાવામાટે દીવાળાં ફૂંકો અને પારકે

---

હતો. તેણે નાસ્તિકતા અથવા અનીશ્વરવાદનો પ્રચાર કર્યો હતો, પરંતુ અનીશ્વરવાદશાસ્ત્રના જે મુખ્ય નિયમોનો ગ્રંથ 'બાર્હસ્પત્ય સૂત્ર'ના નામથી ઓળખાય છે તે સૂત્રોનો પ્રથમ નિર્માતા તો બૃહસ્પતિ જ હતો; પરંતુ ચાર્વાકે તેમને શ્રેણિબદ્ધ કરીને તેમનો અધિક પ્રચાર કર્યો હતો અને તેથીજ નિરીશ્વરવાદી તરીકે તેની ખ્યાતિ થએલી છે.

પૈસે કરોડપતિ થાઓ! આ સબ્જેક્ટ વિશે મારો વધારે વિવેચન કરવાનો વિચાર હતો, પણ લાચારીએ આટલેથીજ અટકાવું છું; કારણ કે, હાલ તરત વધારે ટાઇમનો ભોગ આપવાની મને ફુરસદ નથી!"

સર વિલાયતી તાળીઓના ત્રીજીવારના ગગડાટ વચ્ચે ચેઅરમાં બેસી ગયા અને ત્યારપછી 'વોટ ઑફ થૅંક્સ' ની દરખાસ્ત મૂકવામાટે ડિ. કાસ્ટા ડબલરોટી ઊભા થઇને બોલવા લાગ્યા કે;- "વોટ ઑફ થૅંક્સ્‌ની દરખાસ્ત લાવતાં હું જણાવવાની રજા લઇશ કે, ગોવેથી આ સેવક આજથી દશવર્ષ પહેલાં ઉધરાણાથી આગબોટનું ભાડું મેળવી ખજૂર તથા નાળીયેરના ભાતા સાથે આ મુંબઇના કિનારા પર ઉતર્યો હતો અને ત્યાર પછી અહીં આ સેવકે બે વર્ષ પર્યન્ત ડબલ રોટીની ફેરી કરીને ગુજરાન ચલાવ્યું હતું. ત્યારપછી ચાન્સ મળતાં અચાનક આ 'પારકે પૈસે પરમાનંદ'ના ધંધામાં ઝીપલાવ્યું અને તેનું આજે મૉટરમાં ફરીએ છીએ તથા મોજ મજાહ કરીએ છીએ એ પરિણામ આવ્યું. હું ઇચ્છીશ કે આપણા બધા મિત્રો આવાં જ ઘી કેળાં ખાય અને પોતાપાછળ દીવાળાં ફૂંકીને પણ બાલબચ્ચાંમાટે લાખોની મિલ્કત મૂકી જાય; કારણ કે, 'Charity begins at home!' દાનનો આરંભ પ્રથમ ગૃહમાંજ થાય છે!' 'ઘરના છૈયા ઘંટી ચાટે પાડોશીને આટો!' એ સૂત્ર મૂર્ખજનોનું છે. આજે પ્રમુખ સાહેબે પોતાના અમૂલ્ય સમયનો ભોગ આપીને સભાનું કાર્ય દક્ષતાથી ચલાવ્યું છે અને આપણને જે કેટલોક અશ્રુતપૂર્વ તથા ઐતિહાસિક પ્રમાણોથી ભરપૂર ઉપદેશ આપ્યો છે તેમાટે તેમનો અંતઃકરણપૂર્વક આજની સભાના સભાસદોની વતી હું આભાર માનું છું."

પુનઃ તાળીઓનો ગગડાટ થયો અને તે સાથે સભાના કાર્યનો અંત આવતાં આનંદભોગ, ખાનપાન તથા નૃત્યગાન આદિનો સમય

થવાથી સર વિલાયતીએ કહ્યું કે:—" ચાલો ત્યારે બ્રાન્ડીબાઇ તથા વિસ્કીબાઇને લાવો, વાજતે ગાજતે તે શ્રીમતીઓને આ મંડપમાં પધરાવો ! "

" અને ઉસ્તાદજીને સાથે લઇને પધારેલા પેલા બહાર બેઠેલા તાયફાને પણ માનપાનથી અંદર બેલાવો. " બટુકલાલ બારવટિયાએ એક બૉયને નાદિરી હુકમ સંભળાવ્યો.

બૉય વારાંગના તથા તેના સાજિન્દાઓને બોલાવવામાટે બહાર ગયો અને બીજા બૉય તથા બે બારમેઇડ્સે આજ્ઞા પ્રમાણે મદિરાની બાટલીઓ, ગ્લાસિસ બરફના કકડાથી ભરેલી ચીનીની પ્લેટો અને પેસ્ટ્રી વગેરે પેય તથા ખાદ્ય વસ્તુઓને લાવીને ટેબલપર ગોઠવી દીધી. એક તરફ મદિરાદેવીની ઉપાસનાનો આરંભ થયો અને બીજી તરફ સાજિન્દાઓ પોતાની સારંગી તથા તબલાના તાર તથા સ્વરોને મેળવવા લાગ્યા અને વારવનિતા વાદ્ય સાથે પોતાના મધુર કંઠસ્વરનું સંમેલન કરવા લાગી.

પ્રથમ મદિરાદેવીના સત્કારનો આરંભ કરતાં અધ્યક્ષ સર વલ્લભદાસ વિલાયતીએ ઉદ્‌ગાર કાઢ્યો કે;–" ઓહ, માદરા, મદિરા ! તારી તો છે બલિહારી—

' ત્રણે લોકનાં મન હરનારી એક:
પરખો તમમાં જો કૈં હોય વિવેક !"

આ પ્રમાણેનો ઉદ્‌ગાર કાઢ્યા પછી સ્વામી શાશ્વતાનંદ સરસ્વતીપર તેમની દૃષ્ટિ પડતાં તેમણે સ્વામીશ્રીને પૂછ્યું કે;—" પણ સ્વામી શાશ્વતાનંદજી, આપ શ્રીમાનને આ વસ્તુ ચાલી શકશે ખરી કે ? જો ન ચાલી શકે તેમ હોય, તો દૂધ જેવી કોઇ બીજી બ્રાહ્મણિયા વસ્તુ મગાવીએ. "

મહાજ્ઞાની (?) શાશ્વતાનંદ સરસ્વતીએ એના ઉત્તરમાં જણાવ્યું

કે;—"સંન્યાસીકે લિયે જયસે કિસી પદાર્થકા બિધિ નહીં હય, વય-સેહી કિસી પદાર્થકા નિષેધ ભી નહીં હય; ઔર યે વસ્તુ તો અત્યંત ઉત્તમ હય, તો ફિર ઇસકા નિષેધ તો હો હી કહાંસે સકતા હય ભલા ? લાઇયે, સબસે પ્રથમ હાથ ઇસ તરફ બહ્ડાઇએ; ક્યોં કે સોમપાન કરનેકે લિયે તો વેદોંકી ભી આજ્ઞા હય; ઇસ વિષયમેં વે-દોંકા પ્રમાણુ ભી મિલ સકતા હય."

" સત્ય કથન છેઃ કારણુ કે;—

" વિધિ મધુ પી સૃષ્ટિ રચે, પોષે હરિઃ કરી પાન;
મધુ પી નાશે સર્વને, સદા શંભુ ભગવાન;
શોકહરા આનંદદા, સાહસની દાતાર;
લીન કરે જપ તપ વિના, પીયો પીયો બસ યાર ! "

બટુકલાલ બારવટિયાએ શાશ્વતાનંદના મતને પુષ્ટિ આપીને મદિરાપાનનું મનોહર સમર્થન કરી બતાવ્યું.

હવે ગુલામહુસેન ગુલાંટિયા હાથમાં મદિરાના લાલરંગી છલછલતા જામને લઇને કહેવા લાગ્યા કે:—" ચાલો ત્યારે ગટગટાવો અને આપણા કૃપાળુ મિત્ર મિસ્ટર ચમનલાલ ચૌદશિયાની દિલોજાનથી સલામતી ચ્હેવડાવો. કારણુ કે;—

'પિયેંગે મય બજાહિર કિસ્કી હમકો સાકિયા! ચોરી?;
ખુદાકી જબ નહીં ચોરી તો ફિર બન્દેકી ક્યા ચોરી?"

સારાંશ કે, મદિરાપાનનો વ્યવસાય પૂર્ણ બળથી ચાલવા લાગ્યો અને જેમ જેમ મદિરાદેવીનું તેના ઉપાસકોના મસ્તિષ્કમાં ચોગ્ય પ-રિણામ થતું ગયું તેમ તેમ યદ્વાતદ્વા વાક્યોચ્ચારનો વ્યાપાર પણુ આરંભાયો. મદિરાપાન કિંવા અન્ય કોઇપણુ વસ્તુને મુખમાં નાખવાના વ્યાપારથી જો કોઇ સર્વથા મુક્ત રહ્યો હોય તો તે કેવળ આણંદલાલ જ હતો. તે એક ખૂણામાં પડેલી ઇજીચેરમાં જઇને

પડી રહ્યો હતો અને પડયો પડયો ચાલૂ જમાનાની આ વિલક્ષણ ચેષ્ટાઓનું વિચારપૂર્વક નિરીક્ષણ કર્યા કરતો હતો. સર વિલાયતી તથા મિસ્ટર બારવટિયાએ એક બે વાર એ આનંદમાં ભાગ લેવા-માટેનો તેને આગ્રહ કર્યો, પણ પ્રકૃતિની અસ્વસ્થતાનું નિમિત્ત બતાવીને માણેકલાલે તેમના આગ્રહનો અસ્વીકાર કરીને એ વ્યવસાયથી અ-લિપ્ત રહેવાનું જ યોગ્ય ધારેલું હોવાથી આગ્રહ કરનારા શાંત થઇને પોતાના વ્યવસાયમાં લીન થઇ ગયા. મિસ્ટર બટુકલાલ જેવા ચાહના બુભુક્ષિત હતા તેવા જ મદિરાપાનમાં પણ અકરાંતિયા હોવાથી તેમણે તો ઠંડા પાણી પ્રમાણે જ બ્રાન્ડી વિસ્કી તથા જે પેય આવે તેને ઉદરમાં પધરાવવાનો અખંડ વ્યાપાર આરંભી દીધો હતો અને તેથી થોડી જ વારમાં બીજાઓ કરતાં તેમના શરીરમાં મદિરાદેવીએ વિ-શેષ પ્રભાવ પાડવાથી તેઓ ટૂટયા ફૂટયા શબ્દોમાં અને ઉભા થવા પછી લડથડિયાં ખાતા વારયોષિતા તથા સાજિન્દાઓને ઉદ્દેશીને ક-હેવા લાગ્યા કે;—" વેલ મેસર્સ તંબૂરાવાળા, સારંગીવાળા અને તબલાવાળા ઉસ્તાદજી...........તમે તમારા ઢીલા પડેલા તંબૂરા તથા સારંગીના તાર અને તબલાના ચામડાને ટાઇટ બનાવો; તેમજ નાયકાજી ! તમે પણ મેહરબાની કરી ઊભાં થઇ ધાંટો કાઢી નાચકૂ-દનો રંગ જમાવો. "

" જેવી સરકારની આજ્ઞા !" વારાંગનાએ તાબેદારી બતાવી, અને પૂછ્યું કે;—" પણ રાગ કયો આલાપું સરકાર ?"

નર્ત્તકીની મોહક અંગચેષ્ટાને જોઇને સંન્યાસી શાશ્વતાનંદ બોલી ઊઠયા કે;—" હાય! જાની, જ઼રા ધીરેસે મારો કટાર !"

"ભેરવી છેડો કે મલ્હાર, અમને તો છે બે ઘડી જરા ગમ્મ-તની જ દરકાર!" મિસ્ટર બારવટિયાએ ફરમાઇશ કરી.

માનારી વારનારીએ જાણી લીધું કે, 'અહીં સંગીતવિદ્યાનો

જ્ઞાતા કોઇ પણ નથી, સર્વ ગર્દભોજ એકત્ર થયા છે;' અને તેથી તે તેમના મનોરંજનાર્થ નીચે પ્રમાણેનું એક સરળ સંગીત ગાવા લાગી:—

સંગીત.

" બાંકે બલમાને બૈયાં મરોર ડારી;
છોડો છોડો જી છયલા! મયઁ હાય હારી-વાંકે

શેર.

અદા દિખાકે સનમ્ વો કમાલ કરતે હયઁ;
દિલે આશકકો છુરીસે હલાલ કરતે હયઁ;
નામંઝૂર વસ્લકા સવાલ કરતે હયઁ;
જીના આશકકા જહાંમેં વબાલ કરતે હયઁ;
નાઝોંકી પાલી મયઁ તો નારી અછૂતી કુવાંરી"-બલમાને.

સંગીતની સમાપ્તિ થતાં જ અધ્યક્ષ મહાશય સર વિલાયતીએ ધન્યવાદદર્શક ઉદ્‌ગાર કાઢ્યોકે;—" વેલ્ડન્ વેલ્ડન્ !"

" બ્રેવો બ્રેવો !" મિસ્ટર બારવટિયા પણ તેમની સાથે જોડાયા અને ત્યારપછી બહુ વિચાર કરીને બોલ્યા કે;—" પણ દોસ્તો, મારી એવી મરજી થાય છે કે, વિલાયતી ફૅશન પ્રમાણે આ નાયકાજી ગાય અને આપણે બધા નાચીએ, આઇ મીન્ ડાન્સ કરીએ ડાન્સ; કેમ શો વિચાર છે ?"

" છટ્ નૉન્સન્સ ! ગામઠી ગાયનસાથે વિલાયતી નાચનો ગોટાળો ? આ તે સુધારો કે બગાડો ?" સર વિલાયતીએ પોતાનો સખ્ત વાંધો બતાવ્યો.

પણ મિસ્ટર બટુકલાલ કે જેમનું ઉપનામ બારવટિયા હોય તેઓ જો સર વિલાયતીના તેજમાં અંજાઇ જાય, તો તો પછી દુનિયાનો છેડો જ આવી ગએલો કહેવાય; અર્થાત્ તેઓ હાથમાં

ખ્લાસ રાખીને પોતાની અપૂર્વ વિદ્વત્તા અને બુદ્ધિમત્તાનું પ્રદર્શન કરાવતા કહેવા લાગ્યા કે;—“માઇ ડીયર બિરાદર, એજ ખરેખરો છે આજકાલનો સુધારો! ગામઠી પાણીમાં વિલાયતી સોડા તથા ઍસિડ વપરાય છે; ગામઠી ઘોડા વિલાયતી ગાડીમાં જોડાય છે; આ ગામઠી શરીરપર વિલાયતી વસ્ત્રો ધારણ કરાય છે; ગામઠી બરફ સાથે વિલાયતી બ્રાન્ડી મિક્સ થાય છે; આપણા ગામઠી વાળ વિલાયતી અસ્ત્રાથી મુંડાય છે અને વિલાયતી કાતરથી કપાય છે; ગામઠી મકાન વિલાયતી શિલ્પકળાથી બંધાય છે; ગામઠી મોઢામાંથી વિલાયતી ભાષણ સંભળાય છે; ગામઠી ગાયન વિલાયતી હારમોનિયમ સાથે ગવાય છે તેમજ વિલાયતી ફોનોગ્રાફમાં ભરાય છે; આજકાલનો ગામઠી અંધકાર લૅમ્પ, ઇલેક્ટ્રિક લાઇટ કે કિટ્સન્ લાઇટ્ આદિ જૂદાજૂદા વિલાયતી પ્રકાશોથી જ લોપાય છે, ઇત્યાદિ ઇત્યાદિ; અર્થાત્ આજકાલના હિન્દુસ્તાનમાં જ્યાં જુઓ ત્યાં ગામઠી અને વિલાયતીનું મિક્સ્ચર થએલું દેખાય છે અને આપ સાહેબને આ ગામઠી ગાયન સાથે વિલાયતી ડાન્સનો ગોટાળો થએલો જોઇને આશ્ચર્ય થાય છે, એથી મારા હૃદયમાં શોકનો ભયંકર આઘાત થઇ જાય છે!”

સર વિલાયતીની બોબડી બંધ થઇ જવાથી તેઓ પોતાના મતને પાછો ખેંચી લેતાં નમ્રતાથી બોલ્યા કે;—“મિસ્ટર બારવટિયા, હું મારા શબ્દોને પાછા ખેંચી લઉં છું. મારી આ ભૂલમાટે લાંબી માફી માગવાનો અને આ ગામઠી તથા વિલાયતીના મિક્સ્ચર વિશે એક મોટું ભાષણ કરવાનો મારો વિચાર હતો, પણ લાચાર છું કે હાલ તરત મને તેટલી ફુરસદ નથી. ચાલો ત્યારે તમે પણ નાચો અને બીજા બધાને પણ નચાવો.”

“આવો, દોસ્તો, મેદાનમાં આવો; નાયકાજી, ગાયન ચલાવો અને ઉસ્તાદજી! તમે ખેમટાનો ઠેકો બજાવો!” મિસ્ટર બારવ-

રિયાએ એક સાથે ત્રણ આજ્ઞાઓ આપી દીધી.

વાદ્ય સહિત વારાંગનાના સંગીતનો આરંભ થયો અને મદિરા-પાનથી ઉન્મત્ત થએલા દીવાળીયા દોસ્તો ઉંટની પેઠે નાચવા મંડી ગયા; માણેકલાલને આ દશ્ય અરુચિકર ભાસવાથી તે ત્યાંથી ઉઠીને ચાલતો થઇ ગયો અને સર્વ નાચવાની ધામધૂમમાં લીન થએલા હોવાથી તેના જવાનું કોઇને કાંઇ ભાન જ રહ્યું નહિ. તેમની આ ધમાચકડી ક્યાંસૂધી ચાલી તે તો પરમાત્મા જાણે, પણ જરૂર તેમણે રાતના એક બે તો વગાડયા જ હશે, એવી સાધારણ કલ્પના કરી શકાય છે, અસ્તુ; આપણો વિશેષ સંબંધ માણેકલાલ સાથે હોવાથી આપણે તો તેનું જ અનુસરણ કરીશું.

માણેકલાલ જે વેળાયે લિફ્ટમાં બેસીને નીચે આવ્યો તે વેળાયે બરાબર સાડા અગિયારનો ટાઇમ થયો હતો; માણેકલાલ ઘડિયાલમાં ટાઇમ જોઇને ત્યાં ગાડીઓ અને મોટરની લાઇન હોવાથી પોતાની ગાડીને શોધતો આગળ વધ્યો અને જ્યારે તે પોતાની ગાડી આગળ આવી પહોંચ્યો તે વેળાયે ગાડીમાં એક અબળાને બેઠેલી જોઇને આશ્ચર્યચકિત થઇ ગયો. તેના મુખમાંથી ભ્રમના યોગે એવા ધીમો ઉદ્દગાર નીકળી ગયો કેઃ—"આ મારી જ ગાડી છે કે હું ભૂલ્યો છું !"

તેના આ ઉદ્દગારને સાંભળતાં ગાડીમાં બેઠેલી અબળાએ કિંચિત્ હાસ્ય કરીને જણાવ્યું કે;–" ગાડી તમારીજ છે, તમે ભૂલ્યા નથી અને ગાડીમાં અન્ય કોઇ નહિ પણ એ તો હું જ બેઠેલી છું !"

" ભાગીરથી ! તું અહીં ક્યાંથી ? " માણેકલાલે તેના સ્વરને ઓળખીને આશ્ચર્યથી પ્રશ્ન કર્યો; કારણકે, ગાડી જરા અંધકારાવૃત્ત સ્થાનમાં ઊભેલી હોવાથી તે તેની મુખમુદ્રાને સ્પષ્ટતાથી જોઇ શકયો નહોતો

ભાગીરથીએ કહ્યુ કે;-"ગાડીમાં બેસી જાઓ એટલે ગાડી ચાલ્યા પછી આપણે યોગ્ય વાર્તાલાપ કરીશું."

માણેકલાલ ગાડીમાં બેઠા અને કોચમૅને ઘોડાને ચલાવ્યો.

---

# પ્રકરણ ૫ મું

---

## પિશાચનન્દિની !

ગાડી ચાલ્યાપછી ભાગીરથીએ પ્રથમ માણેકલાલદ્વારા કોચ-મૅનને ગાડીને કેનેડી સીફેસ તરફ લઇ જવાની આજ્ઞા અપાવી દીધી અને ત્યારપછી માણેકલાલ સાથેના વર્ત્તાલાપને આરંભીને કહ્યું કે:- "માણેકલાલ, અત્યારે અચાનક 'તાજમહાલ હૅાટલ' આગળ આવીને હું તમારી ગાડીમાં તમારી વાટ જોતી બેઠી હતી, તેથી તમારા મનમાં જે આશ્ચર્ય થયું હતુ તે થવું જ જોઇએ; પરંતુ તમે અહીં આવેલા છો એ વાર્ત્તા મારા જાણવામાં કેવી રીતે આવી અને તે જાણવા છતાં મારૂં તમારી પાસે શા કારણથી અને શા ઉદ્દેશથી આગમન થયું છે, એનો ખુલાસો આ પ્રમાણે છે;" આમ કહીને ભાગીરથીએ ભેદના સ્ફોટનો આવી રીતે આરંભ કર્યો: "તમો ગૃહમાંથી બહાર નીકળ્યા પછી લગભગ પોણા કલાકે હું તમારા બંગલામાં પહોંચી, પરંતુ ત્યાં તમે પણ નહોતા, એટલું જ નહિ, પણ તમારી દેવી શારદા તથા તમારા પુત્ર ઇન્દુની પણ ત્યાં ગેરહાજરી જ હતી. પૃચ્છા કરતાં લક્ષ્મણના મુખથી મારા જાણવામાં આવ્યું કે, તમે 'તાજમહાલ હૅાટલ'માંના એક મેળાવડામાં પધાર્યા હતા અને તમારાં પત્નીશ્રી તથા તમારો પુત્ર તમારાં સાસૂ સુભદ્રાનું તેડું આવવાથી તમારા સસરા ગોવિન્દલાલને ત્યાં ગયાં હતાં અને તેઓ રાતે

કદાચિત્ પાછાં નહિ, પણ આવી શકે, એમ પણ સુભદ્રાએ કહાવ્યું હતું અર્થાત્ શારદાની આવી ગેરહાજરીનો લાભ વારંવાર મળી શકવાનો સંભવ ન હોવાથી અને તેની ગેરહાજરીથી તમારા શયન-મંદિરમાં પડેલી પત્નીની ખોટને પૂરી નાખવાનો મારો મનોભાવ હોવાથી હું તમને શોધતી ઍપોલો બંદરપર આવી પહોંચી અને ત્યાં તમારી ગાડીને ઊભેલી જોઇને ભાડાની ગાડીને રજા આપી તમારી વાટ જોતી હું તમારી ગાડીમાં જ બેસી રહી હતી. આપણને પાછાં વાલુકેશ્વર પહોંચતાં સુધીમાં હજી અડધા પોણા કલાકનો ટાઇમ્ તો થશે જ એટલે અડધીરાત તો થઇ જ જશે; છતાં ચાર પાંચ કલાકને માટે આપણે એકાંતના લાભને મેળવી શકીશું; એટલામાટે મારો એજ વિચાર છે કે, કેનેડી સીફેસપરથી ગાડીને પાછી વાળીને તરત ઘર ભણી જ લેવડાવવી અને જે યોગ્ય પ્રસંગ મળ્યો છે તેનો યોગ્ય ઉપયોગ કરી લેવો !"

ગાડી ઢાંકેલી અને બંધ બારણાંવાળી હોવાથી તેના અંતર્ભાગમાં અંધકાર વ્યાપેલો હતો, છતાં માર્ગમાંના સરકારી દીપકનો પ્રકાશ કેટલીકવાર ગાડીમાં આવતો હોવાથી અમુક સમયના અંતરે તેઓ એક બીજાના મુખને અલ્પ પ્રમાણમાં જોઇ શકતાં હતાં, નિરંતર નહિ; અને તેથી ભાગીરથીની ઉપર્યુક્ત વાર્ત્તાના શ્રવણથી માણેકલાલના મુખમંડળમાં જે એક પ્રકારની ગ્લાનિ તથા ઘૃણાની છટા વ્યાપી ગઇ તે તત્કાળ ભાગીરથીના જોવામાં આવી શકી નહિ. માણેકલાલે તેની વાર્ત્તાનું શાંતિથી શ્રવણ કરી લીધા પછી કિંચિત્ શૈથિલ્યદર્શક ભાવથી જણાવ્યું કે;–" ભાગીરથી, આવા વિલાસો અને આવી ક્રીડાઓમાં નિમગ્ન થવાની આનંદજન્ય વાસના પુરુષના હૃદયમાં ત્યારે જ ઉદ્ભવે છે કે જ્યારે તેનું ચિત્ત સર્વ પ્રકારે ચિંતા અને શોકથી મુક્ત હોય છે; જે વેળાયે એક સાંસારિક પુરુષનું ચિત્ત

પ્રતિષ્ઠા જવાની ચિંતાથી સંપૂર્ણ ઘેરાયલું હોય છે, તેવા સમયમાં આવા વિષયોનું પુરુષને સ્મરણ પણ ભાગ્યે જ થાય છે, તોપછી એ વિશેની વાસનાનો તો સંભવ જ ક્યાંથી હોઇ શકે વારુ ? મારા ચિત્તમાં અત્યારે કેવી અને કેટલી ભીષણ ચિંતાનો અધિકાર વ્યાપેલો છે, એ તું સારી રીતે જાણે છે, છતાં મારાપર આવો બળાત્કાર કરે છે, એ જોઇને મને ખરેખર શોકયુક્ત આશ્ચર્ય જ થયા કરે છે. ભાગીરથી, મારી પ્રતિષ્ઠાના નાશનો પ્રસંગ આવી લાગ્યો છે અને તેથી મારો તો આજના પ્રભાતકાળથી એવો જ વારંવાર વિચાર થયા કરે છે કે, અપ્રતિષ્ઠાના ભારને શિરપર ઉપાડીને કલંકિત જીવનને ધારવા કરતાં આત્મહત્યા કરીને પ્રતિષ્ઠામાં ને પ્રતિષ્ઠામાં મરી જવું એ જ વધારે સારું છે; આત્મહત્યા કરવાનો મારો દૃઢ નિશ્ચય થઇ ચૂક્યો છે !"

"માણેકલાલ, આવા બાલિશ વિચારોને હૃદયમાં કદાપિ સ્થાન ન આપશો;" માણેકલાલના એ વિચારોથી આશ્ચર્યચકિત તથા કિંચિત્ ભયભીત થએલી ભાગીરથીએ ઉપદેશ આપવાનો આરંભ કરીને કહ્યું: "કારણ કે, આ માનવ દેહ પૂર્વજન્મની અનેક તપશ્ચર્યાઓના ફળ તરીકે જ પ્રાપ્ત થાય છે ! અર્થાત્ આ શરીર તે માટીનું એક રમકડું નથી કે ઇચ્છા હોય ત્યાંસુધી રમ્યાં અને જ્યારે કંટાળો આવ્યો ત્યારે તેને પછાડીને તોડી નાખ્યું! આત્મહત્યા સંકટમાંથી મુક્ત થવાનો ઉપાય નથી, કિન્તુ સંકટરોગના નિવારણનો સત્ય ઉપચાર તો પુરુષાર્થ અને પુરુષાર્થ જ છે !"

"પરંતુ જ્યારે પુરુષાર્થ સર્વથા નિષ્ફળ જ થાય છે, તે વેળાયે સંકટમાંથી મુક્ત થવામાટેનો કેવળ આત્મહત્યા વિના બીજો યોગ્ય ઉપાય હોતો જ નથી; કારણકે, આત્મહત્યા નિમેષ માત્રમાં જ સર્વ

સંકટ તથા ચિંતાનો સદાને માટે અંત લાવી નાખે છે!" માણેકલાલે પોતાના પક્ષનું સમર્થન કર્યું.

આ વેળાયે ગાડી કેનેડીસીફ઼્સપર આવી પહોંચી અને કોચમૅને ઘોડાને થોભાવ્યો, પરંતુ માણેકલાલે તેને ગાડીને ઉભી ન રાખતાં ઘર તરફ઼ ચલાવવાની આજ્ઞા આપવાથી ગાડી પાછી ચાલવા લાગી અને ભાગીરથીએ માણેકલાલના પક્ષનું ખંડન કરતાં જણાવ્યું કે;– "જો પુરુષાર્થની વિચારપૂર્વક યોજના કરવામાં આવે, તો પુરુષાર્થની કદાપિ નિષ્ફ઼ળતા થતી જ નથી, એવી કેવળ મારી માન્યતા છે એમ નથી, કિન્તુ બહુધા સર્વ શાસ્ત્રકારોનો એજ અભિપ્રાય છે અને પુરાતન ઇતિહાસો પણ એ સિદ્ધાન્તની સત્યતાની આપણને સાક્ષી આપી રહ્યા છે. ઋષિ વિશ્વામિત્રે એક નવીન સ્વર્ગને નિર્માણ કરીને દેવોના મદનું પણ મર્દન કરી નાખ્યું હતું, તે કેવળ તેના પુરુષાર્થનું જ પરિણામ હતું એ વાર્ત્તા તમારા સાંભળવા કે જાણવામાં નથી જ આવી કે શું ? આવાં અનેક ઉદાહરણો આપણાં નેત્રો સમક્ષ વિદ્યમાન હોવા છતાં પુરુષાર્થના વિચારને ત્યાગીને એક ષંઢ પ્રમાણે આત્મહત્યાના વિચારને હૃદયમાં સ્થાન આપવું, એ તો ખરેખર પુરુષના પુરુષત્વને લજ્જાવનારી ઘટના જ કહી શકાય!"

"હું આટલી સીમાપર્યન્ત હતાશ થઇ ગયો છું તેનું મૂળ કારણ એ છે કે, કેવળ મારી ગૃહલક્ષ્મી શારદા વિના જેના અંતઃકરણમાં મારા વિશે સત્ય અનુકંપા હોય, એવું મારૂં શુભેચ્છક આ સંસારમાં અન્ય કોઇપણ મનુષ્યપ્રાણિ નથી અને શારદા એક અબળા હોવાથી દીર્ઘ કાળપર્યન્ત મને જોઇતી સર્વ સહાયતા આપવાની તેનામાં શકિત નથી ! " માણેકલાલે પુનઃનિરાશાદર્શક ઉદ્ગાર કાઢ્યા અને પુનઃ કહ્યું કે; "અત્યારે મારા હૃદયમાં જે વેદના થાય છે; તેને સહન કરવામાટેની દૃઢ શકિતનો મારામાં સર્વથા અભાવ હોવાથી

જ મેં નિરુપાય થઇને આત્મહત્યાના વિચારને મારા અંતઃકરણમાં આશ્રય આપ્યો છે!”

“માણેકલાલ તમારી વેદના તો મારી ધારણા પ્રમાણે કાંઇ જ નથી!” ભાગીરથીએ પુનઃ પ્રતિવાદ કરવા માંડયો: “કારણકે, અન્ય જનો આના કરતાં પણ મહાભયાનક દુઃખ, સંકટ અને વેદનાઓને રડી રડીને સહન કર્યા કરે છે, છતાં આત્મહત્યા કરીને મરી જવાની નાદાની કદાપિ કરતા જ નથી. તમે કહો છો કે, મારૂં આ સંસારમાં કોઇ પણ નથી, તો હું તમને એમ પૂછવા માગું છું કે, આ સંસારમાં કોણ કોનું છે વારૂ? જેટલાં મનુષ્યો એક બીજાને પોતાનાં તરીકે જાણીને અથવા ઓળખાવીને હળે મળે છે અને બીજાના દુઃખથી દુઃખી તથા સુખથી સુખી થાય છે, તે સર્વ મનુષ્યો સર્વથા સ્વાર્થપરાયણ જ હોય છે! કારણકે તેઓ કેવળ પોતાના સ્વાર્થની સિદ્ધિમાટે જ સંસારમાં એવા પ્રકારનું વર્તન કરતાં હોય છે, આપણા સત્ય હિતૈષો તરીકે તો આપણે કેવળ તેને જ ઓળખાવી શકીએ કે જે કેવળ નિઃસ્વાર્થ ભાવથી જ પોતાની આત્મીયતાને વ્યકત કરતું હોય! પરંતુ સંસારમાં એક પણ એવી સર્વથા સ્વાર્થરહિત વ્યકિત મળવી અશકય છે! કારણકે, સ્વાર્થનું જ બીજું નામ સંસાર છે અને તેથી સંસાર સ્વાર્થમય હોય તો તે સર્વથા સ્વાભાવિક જ છે. જે દિવસે આ સંસારના જીવો સર્વથા સ્વાર્થહીન થઇ જશે, તે વેળાએ પછી કોઇ કોઇને પૂછશે કે બોલાવશે જ નહિ; અને તે દિવસે સંસારમાંથી ‘સંસાર’ નામનો પણ સર્વથા લોપ જ થઇ જશે! દુઃખ તથા વેદના વિશે તમે જે કાંઇ કહો છો તે સર્વથા સત્ય છે, પરંતુ સર્વ દુઃખો તથા વેદનાઓને ટાળી દેવાની લક્ષ્મીદેવી સંપૂર્ણ શક્તિ ધરાવે છે. અર્થાત્ જેના ભંડારમાં લક્ષ્મી નૃત્ય કરતી હોય છે, તે પુરુષ કિંવા પ્રમદાને કુટુમ્બ, મિત્ર કિંવા પરિવારની લેશ

માત્ર પણ ન્યૂનતા રહેતી નથી; કારણકે, વસ્તુતઃ તેનું કોઇ આત્મીય જન ન પણ હોય, તોય લક્ષ્મીના પ્રભાવથી અને લક્ષ્મીની લાલસાથી અનેક સ્ત્રી પુરુષો તેનાં આત્મીય થવાને તૈયાર હોય છે!"

" એ લક્ષ્મીદેવીની મારાપર અવકૃપા થએલી છે અને તેથી જ હું મારા જીવનથી કંટાળી ગયો છું !" માણેકલાલે નિઃશ્વાસ નાખીને કહ્યું.

" લક્ષ્મીની કૃપા ઉદ્યોગના યોગે થાય છે; ઉદ્યમશીલ પુરુષના ભંડારમાં જ લક્ષ્મી નિવાસ કરવામાટે પધારે છે; અન્નનો ગ્રાસ પોતાની મેળેજ મુખમાં જતો નથી, કિન્તુ તેને હસ્તવડે ઉપાડીને મુખમાં નાખવો પડે છે, ત્યારે જ ક્ષુધાની શાંતિ થઈ શકે છે. સિંહ પોતાની ગુહામાં પડયો હોય ત્યાં તેને શિકાર મળી શકતો નથી, કિન્તુ શિકારને શોધવામાટે તેને પોતાની ગુહામાંથી બહાર જ નીકળવું પડે છે." ભાગીરથીએ આ પ્રમાણે કહીને પ્રશ્ન કર્યો કેઃ–" લક્ષ્મીને પ્રાપ્ત કરવામાટેનો અત્યાર સુધીમાં તમે કોઇ પણ યોગ્ય ઉદ્યોગ કર્યો છે ખરો કે ? "

" જ્યાં ભાગ્યની મંદતા હોય છે, ત્યાં મનુષ્યના ક્ષુદ્ર ઉદ્યોગો સર્વથા વ્યર્થ થઇ જાય છે અને તેથી મારા ઉદ્યોગો નિષ્ફળ જ નીવડયા છે !" માણેકલાલે પૂર્વ પ્રમાણેની નિરાશા જ દર્શાવી,

" ભાગ્યની મંદતા કિંવા પ્રબળતાનો લક્ષ્મીના લાભ સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ છે જ નહિ; સંસારનાં સર્વ કાર્યો કેવળ ઉદ્યોગ અને ઉદ્યોગના યોગે જ સિદ્ધ થાય છે; ભાગ્યદેવી આવીને મનુષ્યના હસ્તે કોઇ કાર્ય કરાવતી નથી. મનુષ્યનું કર્યું ન થઇ શકતું હોય અને મનુષ્યની શકિતથી આસાધ્ય હોય એવું આ સંસારમાંનું કયું કાર્ય છે, તે કૃપા કરીને મને બતાવશો ? " ભાગીરથીએ ઉદ્યોગની મહત્તાનું વળી પણ દૃઢતાથી પ્રતિપાદન કર્યું.

આવા પ્રકારના વાર્તાલાપમાં માર્ગ ક્યાં કપાઇ ગયો, એની એ બન્નેમાંથી કોઇને પણ શુદ્ધિ રહી નહિ. અચાનક જ્યારે ગાડી ઊભી રહી ગઇ અને કોચમૅને ઊતરીને ગાડીનો દરવાજો ઉઘાડ્યો, ત્યારે જ તેમના જાણવામાં આવ્યું કે, ગાડી બંગલાના કમ્પાઉંડમાં આવીને ઊભી રહી હતી. લક્ષ્મણ શેઠના આવવાની વાટ જોતોજ ઊભો હતો; કારણ કે, શારદા ગૃહમાં ન હોવાથી શેઠ આવીને સૂઇ ન જાય ત્યાં સુધી શેઠની સેવામાં હાજર રહેવામાટેની શારદા તેને ભલામણ આપતી ગઇ હતી. માણેકલાલ સાથે ભાગીરથીને પણ ગાડીમાંથી ઊતરતી જોઇને લક્ષ્મણે કાંઇક આશ્ચર્યથી પૂછ્યું કે; " ભાગીરથીબા ! આપ અત્યારે શેઠની સાથે ક્યાંથી ?" પણ ભાગીરથી એનું કાંઇ ઉત્તર આપે તે પૂર્વે માણેકલાલે જ તેના પ્રશ્નનું ઉત્તર આપતાં જણાવ્યું કે;–"એ તો હું મેળાવડામાંથો હરિદાસભાઇની તબીયતના સમાચાર પૂછવા એમને ઘેર ગયો હતો અને હરિદાસભાઇની પ્રકૃતિ ભયંકર થઇ ગએલી હોવાથી તેમની આજ્ઞા થતાં વિલનો કાચો ખરડો તૈયાર કરાવવામાટે એઓ મારી સાથે અહીં આવ્યાં છે. અમે ઉપર જઇએ છીએ, માટે તું તારાં શેઠાણીને પણ ઉપર મોકલી આપ !" આ છેલ્લી આજ્ઞા માણેકલાલે લક્ષ્મણને એવા હેતુથી આપી હતી કે, શારદાની ગેરહાજરીની વાતને તો જાણે તે જાણતોજ નહોતો એમ જ લક્ષ્મણને દર્શાવવું. અર્થાત્ તેની આ આજ્ઞા સાંભળતાં લક્ષ્મણે કહ્યું કે;–"મારાં શેઠાણી તો તેમનાં માતુશ્રી પાસે ગયાં છે અને તેઓ તથા ઈન્દુ પ્રભાત પર્યન્ત ત્યાંજ રહેવાનાં છે. આપના ગયા પછી ભાગીરથીબા આવ્યાં હતાં અને તેમને આ વાર્ત્તા મેં જણાવી પણ હતી."

" પણ મને તો એમણે એવું કાંઇ જણાવ્યું જ નથી !" માણેકલાલે અક્ષરે અક્ષર અસત્ય વાદ કર્યો.

" તમે જોયું તો ખરું કે, **એમની** પ્રકૃતિ કેટલી બધી બગડી ગઇ છે અને એમનું જીવન ઘડી પળપર આવીને અટક્યું છે તે ! તે વખતે પણ હું આપને બોલાવવામાટે જ આવી હતી; પણ જ્યારે આપ પોતે જ પધાર્યાં; ત્યારે મારા અહીં આવવાની વાત કહેવાનું પણ મને ભાન રહ્યું નહિ. જુઓ તો ખરા, મારી સ્મરણશક્તિ પણ દિવસે દિવસે કેવી અને કેટલી બધી મંદ થતી જાય છે ! " **ભાગીરથીએ** પણ અસત્યવિજય નાટકની ભૂમિકા પૂર્ણ અભિનયસાહિત ભજવી બતાવી.

**માણેકલાલ** તથા **ભાગીરથીને** આ પ્રપંચ અથવા સાંગામલબારી કરવાની એટલામાટે આવશ્યકતા જણાઇ હતી કે, **લક્ષ્મણ** અથવા ગૃહના અન્ય કોઇ મનુષ્યદ્વારા મધ્યનિશાના સમયમાં **ભાગીરથીના** **માણેકલાલ** સાથેના આગમનની વાર્ત્તા **શારદાના** જાણવામાં આવી જાય, તો પણ **શારદાને** શંકાશીલ થવાનો પ્રસંગ પ્રાપ્ત ન થાય. પાપના માર્ગમાં વિચરતાં સ્ત્રી અને પુરુષનાં અંતઃકરણો ડગલે ને પગલે કેટલાં અને કેવાં શંકાશીલ તથા ભયભીત રહ્યાં કરે છે, એનું આ એક પ્રત્યક્ષ ઉદાહરણ જ કહી શકાય.

**ભાગીરથીને** લઇને **માણેકલાલ** પોતાના શયનમંદિરમાં આવી પહોંચ્યો અને કોટ પાટલૂન આદિ ઉતારીને એક ઇજીચેરમાં પડી વિચારમાં નિમગ્ન થયો. **ભાગીરથી** તેની સમક્ષ ટેબલ પાસેની એક કુરસીપર બેસી ગઇ અને વિચારમગ્ન **માણેકલાલના** મુખમંડળમાં થતાં પરિવર્ત્તનોનું એક ધ્યાનથી અવલોકન કરવા લાગી. કેટલી વાર પછી **માણેકલાલ** **ભાગીરથીને** ઉદ્દેશીને ગંભીર સ્વરથી કહેવા લાગ્યો કે:—

" **ભાગીરથી**, તારા અભિપ્રાય પ્રમાણે મનુષ્યની શકિતથી અસાધ્ય હોય એવું આ સંસારમાંનું કોઇ પણ કાર્ય છે જ નહિ અને

તારા એ અભિપ્રાયને સત્ય તરીકે જ સ્વીકારી લઇએ, તોપણ તે કાર્યને સિદ્ધ કરવામાટે અમુક સાધનની આવશ્યકતા તો હોય છે જ; એટલે કે, સાધન વિના કોઇ પણ મનુષ્ય પોતાના કોઇ પણ કાર્યને કદાપિ આ સંસારમાં સિદ્ધ કરી શકતું નથી, એવો મારો અભિપ્રાય છે. મારી પાસે અત્યારે એવું એક પણ સાધન નથી કે જેના યોગે હું મારા કાર્યની સિદ્ધિને પ્રાપ્ત કરી શકું ! ”

ભાગીરથીએ પણ તેવા જ ગંભીર ભાવથી એનું પ્રત્યુત્તર આપ્યું કે;—“ તમારી આ માન્યતાને હું સ્વીકારૂં છું, અને તેથી પ્રથમ એ સાધનને પ્રાપ્ત કરવાનો માર્ગ દર્શાવું છું, તે જોઇ લ્યો. એ તો હવે તમે સારી રીતે જાણી ચૂકયા છો કે, સંસારનાં સર્વ સુખોને આપનારી જો કોઇ પણ દેવી હોય તો તે શારદાદેવી પણ નથી અને પાર્વતીદેવી પણ નથી, કિન્તુ કેવળ એક લક્ષ્મીદેવી જ છે ! અને એટલામાટે સર્વથી પ્રથમ લક્ષ્મીદેવીની પ્રાપ્તિનો જ તમારે ઉદ્યોગ કરવાનો છે. હવે જો તમારી ઇચ્છા હોય તો એ ઉદ્યોગના આરંભની દિશા પણ તમને બતાવી દેવામાટે આ તમારી ચરણકિંકરી તૈયાર છે !”

“ જો એવા કોઇપણ યોગ્ય ઉપાયને બતાવવાની તારામાં શક્તિ હોય, તો તે ઉપાયને વ્યવહારમાં યોજવામાટે આ તારો આભારી સેવક માણેકલાલ પણ એક પગે તૈયાર છે !” માણેકલાલે તે ઉપાયને જાણવામાટેની માર્મિક આતુરતા દર્શાવી.

“ તમારો શ્વસુર ગોવિન્દલાલ એક મહાધનાઢ્ય બૅંકર છે અને તે કોટિપતિના નામથી ઈંગ્લૅંડ, અમેરિકા, ચીન તથા જાપાન આદિ દૂર દૂરના દેશોમાં પણ વિખ્યાત છે, એ તો તમે સારીરીતે જાણો જ છો તેમજ તે પુત્રહીન છે અને અત્યાર સુધી બીજા કોઇના નામનું તેણે મૃત્યુપત્ર કરીને પોતાની સંપત્તિના ઉત્તરાધિકારી તરીકે

કોઇને નિયત પણ નથી કર્યો તેમજ કોઇ બીજા સંબંધિ જનના પુત્રને પોતાનો દત્તકપુત્ર પણ નથી કરી લીધો. અર્થાત્ અત્યારસુધીની સર્વ પરિસ્થિતિ અનુકૂળ હોવાથી જો એ પરિસ્થિતિનો યોગ્ય લાભ સમય વીતી જવા પૂર્વેજ લઇ લેવામાં આવે, તો ગોવિન્દલાલને બદલે તમેજ કોટિપતિ બની શકો તેમ છે અને તેમ થતાં તમારા ભંડારમાં લક્ષ્મીદેવીના આગમન તથા નૃત્યનો આરંભ થવાથી તમારી આ સર્વ ચિંતા તથા આપત્તિ ટળી જશે અને તમારા આજના અવતારમાં મહત્ પરિવર્ત્તન થઈ જશે, એ નવેસરથી જણાવવાની આવશ્યકતા હોય એવી મારી ધારણા નથી." ભાગીરથીએ લક્ષ્મીદેવીની પ્રાપ્તિના ઉપાયની સૂચનાનો પ્રથમ અંશ દર્શાવ્યો.

પરંતુ એ સૂચનાનો લક્ષ્યાર્થ માણેકલાલના સમજવામાં ન આવવાથી તેણે આશ્ચર્ય દર્શાવીને પૂછ્યું કે:—"લંકામાં સુવર્ણના રાશિ હોવા છતાં તે આપણા ઉપયોગમાં આવી શકે એમ છે ખરૂં કે? ગોવિન્દલાલની સંપત્તિ મારા અધિકારમાં આવે અને હું કોટિપતિ થઇ જાઉં, એવી આશા રાખવી સર્વથા વ્યર્થ છે; આ આશા આકાશકુસુમ અથવા વંધ્યાપુત્ર સમાન છે!"

"એક પુરુષાર્થ અથવા ઉદ્યોગ એવા પ્રકારનો પણ છે કે જો પાપ પુણ્યના વિચારને હૃદયમાં સ્થાન આપ્યા વિના કેવળ ઐહિક ભોગવિલાસની વાસનાને જ પ્રબળતાથી ચિત્તમાં ધારણ કરીને અત્યંત નિર્ભયતાથી તેની:વ્યવહારમાં યોજના કરવામાં આવે, તો તે પુરુષાર્થ અથવા ઉદ્યોગના પરિણામે એક પળમાત્રમાં જ ગોવિન્દલાલની સર્વ સંપત્તિ તમારા અધિકારમાં આવી જાય અને તમો કોટિપતિ થઇ જાઓ, એ મરણની ઘટના પ્રમાણે જ નિ:સંશય વાર્ત્તા છે." ભાગીરથીએ હવે પોતાના ભાષણમાં કિંચિત્ ભીષણતાની છટા દર્શાવવા માંડી.

"ગોવિન્દલાલની સંપતિને મારા અધિકારમાં કરી લેવાનો એવો કયો છે પુરુષાર્થજન્ય ઉપાય ?" માણેકલાલે ઉત્કંઠાથી પૂછ્યું.

"જો કોઇપણ પ્રકારે ગોવિન્દલાલનો સત્વર સ્વર્ગવાસ થઇ જાય, તો તેની સર્વ સંપત્તિ તમારી થાય; ગોવિન્દલાલનો સ્વર્ગવાસ એજ તેની સંપત્તિના સ્વતંત્ર સ્વામી થવામાટેનો છે એક માત્ર ઉપાય !" ભાગીરથીએ કહ્યું.

"જીવન તથા મરણની ઘટના વિધિના હસ્તમાં છે!" માણેકલાલે જણાવ્યું.

"જીવનનો અધિકાર કદાચિત્ વિધિના હસ્તમાં હોય તો તે એક જૂદી વાત છે; પરંતુ મરણના અધિકારને જો મનુષ્ય ધારેતો અવસ્ય પોતાના હસ્તમાં ધારી શકે છે; પોતાના ભાગ્યોદયના માર્ગમાંના કંટકને જડમૂળથી ઊખેડી નાખી તે માર્ગને નિમેષ માત્રમાં સુધારી શકે છે !" ભાગીરથીએ એ વિષયમાં પણ માણેકલાલનો પ્રતિવાદ જ કરી બતાવ્યો.

"તારા બોલવાના માર્મિક અર્થને હું અદ્યાપિ સમજી શકતો નથી; માટે જે આશય હોય તે સ્પષ્ટતાથી સમજાવ." માણેકલાલે કહ્યું.

"મારા કથનનો સ્પષ્ટ આશય એ જ છે કે, યમરાજ જો ગોવિન્દલાલના પ્રાણહરણમાં વિલંબ કરતો હોય, તો તમે જ યમરાજના સ્વરૂપને ધારણ કરી કોઇ પણ ઉપાયે તેની પ્રાણજ્યોતિને સત્વર જ સદાને માટે બુઝાવો; સીધી રીતે ન લાવી શકાય તો આડી રીતે પણ તેની અતુલ સંપત્તિને પોતાના અધિકારમાં લાવો; વધારે વિચાર ન કરતાં આ નિશ્ચયને સત્વર જ વ્યવહારમાં યોજી બતાવો !" ભાગીરથીએ ગોવિન્દલાલનો વધ કરી નાખવામાટેની માણેકલાલને સ્પષ્ટ શબ્દોમાં પ્રેરણા કરી.

માણેકલાલે ભાગીરથીના એ ઉપદેશને સાંભળી તો લીધો, પરંતુ જેવી રીતે ભૂમિકંપના પરિણામે ગગનચુંબિત આગારો અને દૃઢતમ તથા અચલ ગિરિવરો પણ કંપાયમાન થઇ જાય છે, તેવી રીતે તેના એ ઉપદેશથી માણેકલાલના સર્વાંગમાં કંપનો આવિર્ભાવ થઇ ગયો અને તે ભાગીરથીને ઘૃણાપૂર્ણ તથા ભયયુક્ત દૃષ્ટિથી નિહાળવા લાગ્યો. તેને આવી રીતે કંપાયમાન તથા ભયભીત થએલો જોઇને ભાગીરથીએ તેના હસ્તને પોતાના હસ્તમાં ઝાલી લીધો અને કહ્યું કેઃ—" માણેકલાલ, ભય તથા કંપને ધારણ કરવાનો આ સમય નથી; કેવળ સાહસને જ હૃદયમાં આશ્રય આપો અને બાહુના બળથી તમારા ભાગ્યની પરીક્ષા કરો !"

" ભાગીરથી, શું મારા તુચ્છ સ્વાર્થ અને આ ક્ષણભંગુર સંસારના અલ્પકાલીન ધનવિલાસમાટે હું એક ધર્માત્મા પુરુષની હત્યા કરીને રૌરવ નરકનો અધિકારી થાઉં ? સ્વાર્થની સિદ્ધિમાટે પરમાર્થની ભાવનાને ભૂલી જાઉં ? આ પુરુષાર્થને મારા નમસ્કાર છે, આવા પુરુષાર્થના યોગે ધનાઢ્ય થવા કરતાં પોતાની જીવન જ્યોતિને જ સદાને માટે બુઝાવી નાખવી, એમાં જ મનુષ્યનો ખરેખરો ઉદ્ધાર છે ! " માણેકલાલે પોતાની પાપભીરુતાનો યોગ્ય પરિચય કરાવ્યો.

" જો તમારી આવી જ ભાવનાઓ હોય તો પછી મારે એમ જ કહેવું પડે છે કે, તમે આ સંસારને યોગ્ય નથી અને સંસાર તમારામાટે યોગ્ય નથી ! " ભાગીરથીએ ઉપાલંભોની વૃષ્ટિનો આરંભ કરીને કહ્યુંઃ " જો આવા જ વિચારો હોય, તો આ મોહમયી મુંબાપુરીને ત્યાગીને કોઇ તીર્થસ્થાનમાં ચાલ્યા જાઓ, ભિક્ષાવૃત્તિ કરો, લોકોના તિરસ્કારને પાત્ર થાઓ, ધનાઢ્ય જનોના લત્તાપ્રહારોને ખમો અને પોતાના કંગાલ જીવનને ગમે તેમ કરીને પૂરૂં કરો ! જો

તમારી સંસારમાં રહેવાની અને એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ તરીકેના જીવનને વીતાડવાની ઇચ્છા હોય, તો યોગ્ય અને અયોગ્ય, ઉચિત અને અનુચિત અથવા તો પાપ અને પુણ્યના વિચારને સર્વથા ત્યાગી દ્યો; અને પ્રપંચ તથા છળકપટના શસ્ત્રને જ પ્રેમપૂર્વક પોતાના હસ્તમાં ધારી લ્યો! પ્રપંચ તથા છળકપટની સહાયતા વિના એક નિમેષ માત્રને માટે પણ તમારાથી આ સંસારમાં રહી શકાય તેમ નથી. ભયભીત ન થાઓ, આ સંસાર પરાપૂર્વથી એવી જ રીતે વર્તતો આવ્યો છે અને તેથી આ સંસાર જ આપણને એવા વર્તનનું શિક્ષણ આપીને આપણને એ વર્તનના માર્ગમાં પ્રેર્યા કરે છે. વિલંબ માત્ર તમારી આંખોના ઊઘડવાનો જ છે. જે વેળાયે તમો એવિશે શાંતિથી વિચાર કરશો અને સંસારની અલક્ષ્ય રૂપથી વહન કરતી ધારાને પકડી પાડશો, તે વેળાયે તમારી આ બંધ આંખો પોતાની મેળે જ ઊઘડી જશે. અત્યારે મુંબઇમાં જે જે પુરુષોને તમે કોટિપતિ અને લક્ષાધીશના અવતારમાં નિહાળી રહ્યા છો, તે સર્વનાં ગૃહોમાં શું કલ્પવૃક્ષો ઊગેલાં છે? શું લક્ષ્મીદેવી તેમની આજ્ઞાધારિણી દાસી અથવા દારા છે? શું તેમના પિતા, પિતામહો અને પ્રપિતામહો પોતાના જન્મની સાથેજ દ્રવ્ય તથા ભૂમિને ગાંસડીમાં બાંધીને લેતા આવ્યા હતા? નહિ, એમ કદાપિ બન્યું પણ નથી અને બનવાનું પણ નથી. એ ધનાઢ્યોમાંના અધિકાંશ પુરુષો કેવળ પ્રપંચથી બીજાની સંપત્તિઓને પચાવીને, ગરીબોની ગર્દનપર નિર્દયતાથી તીવ્ર છુરીઓ ચલાવીને તથા નરહત્યા જેવાં કૃત્યોને વ્યવહારમાં યોજી બતાવીને જ કોટિપતિ તથા લક્ષાધીશ થએલા છે! એ ધનાઢ્ય પુરુષોના ભંડારમાં જે ધન છે. તે આવા પુરુષાર્થના પરિણામે જ આવેલું છે અને મોટા મોટા જમીનદાર તથા જાગીરદારોના અધિકારમાં જે ભૂમિ છે, તે કૃષિકારો પાસેથી બળાત્કારે જ છીનવી લેવાયલી

છે ! વસ્તુસ્થિતિ આવી હોવા છતાં એટલે કે, એ ધનાઢયોની અધિકાંશ સંખ્યા પાપમાર્ગગામિની હોવા છતાં પણ સમાજમાં તેમની આટલી સીમા પર્યન્ત માનમર્યાદા જળવાય છે, તેનું મુખ્ય કારણ તેમની સંપત્તિ તથા તેમનો વૈભવ જ છે ! લક્ષ્મીદેવીમાં પાપની પ્રતિમાને ધર્મના આવરણમાં છુપાવી દેવાની અલૌકિક શક્તિ રહેલી હોવાથી ધનના યોગે તેમનાં સર્વ દુષ્કૃત્યો અને પાપાચરણો ઢંકાઇ જાય છે અને લોકો તેમને ધિક્કારવાને બદલે માન આપવા જ મંડી જાય છે ! પરંતુ વાસ્તવિકતાથી જોતાં લોકો તેમનો નહિ, કિન્તુ તેમની લક્ષ્મીનો જ આદર કરે છે; કારણ કે, એક મનુષ્ય તરીકે તો ધનાઢય અને નિર્ધન જનમાં કશો પણ ભેદ હોતો જ નથી; જે ભેદ હોય છે તે કેવળ ધનાઢયતા તથા નિર્ધનતાનો જ હોય છે. એક નિર્ધન મનુષ્યનું શરીર પણ ધનાઢય જનના શરીર પ્રમાણે જ અસ્થિ, માંસ તથા ચર્મ આદિનું બનેલું હોય છે અને મનુષ્ય તરીકેના નિર્ધન જનના અધિકારો પણ ધનાઢય જનના અધિકારો પ્રમાણેના જ હોય છે; પરંતુ ધનાઢય અને નિર્ધનમાં એટલો અંતરાય છે કે, ધનાઢય જનો ટટ્ટીની આડમાં રહીને શિકાર કરવાની વિદ્યામાં પ્રવીણ હોય છે અને નિર્ધન જનો એ કળાથી સર્વથા અજ્ઞ હોવાથી દુઃખની ગહન ગર્ત્તામાં ગબડી પડે છે ! ધનાઢયોનાં કુકૃત્યો કળાપૂર્વક થતાં હોવાથી બહુધા કોઇના જોવામાં આવી શકતાં નથી અને કદાચિત્ તે કોઇના જોવા કે જાણવામાં આવી જાય છે, તોપણ તેમની ધનસત્તાના ભયથી તેમનાં તે કુકૃત્યોને પ્રકાશમાં લાવવાનું કોઇથી પણ સાહસ કરી શકાતું નથી ! છતાં ધારો કે કોઇ સાહસી મનુષ્ય તેવું સાહસ કરી બેસે છે, તોપણ તે ધનહીન હોવાથી પ્રતિષ્ઠાહીન મનાય છે, અને તેથી તેના કથનમાં કોઇનો વિશ્વાસ બંધાતો નથી અને તેના કથનને લોકોની લેશમાત્ર પણ પુષ્ટિ મળી શકતી નથી.”

**માણેકલાલ ભાગીરથીની** વિલક્ષણ કોટિઓના શ્રવણથી ચકિત થઇ ગયો, અને તેનામાં એ ઉક્તિના ખંડનનુ સામર્થ્ય ન હોવાથી બોલ્યો કેઃ—“ **ભાગીરથી**, તારી આ સર્વ ઉક્તિઓ યથાર્થ છે; છતાં પાપના અવલંબનથી દ્રવ્યનું સંપાદન કરવું, એ મને તો અન્યાય યુક્ત જ જણાય છે અને એ અન્યાયના માર્ગમાં વિચરવાની કોણ જાણે શા કારણથી મારી ઇચ્છા નથી જ થતી !”

એના ઉત્તરમાં પુનઃ **ભાગીરથી** ભાષણ કરવા લાગી કેઃ—**મા**ણેકલાલ, તમે બહુ જ ભોળા છો; હાથીના દાંત ખાવાના બીજા હોય છે અને દેખાડવાના બીજા હોય છે ! જે પરમાત્માએ એક મનુષ્યને વિપુલ ધનભંડાર આપ્યો છે કે જેના યોગે તે ઉત્કૃષ્ટ ભોજનો આરોગી શકે છે, ઉત્કૃષ્ટ વસ્ત્રાલંકારોને ધારી શકે છે, આનંદથી મધુર નિદ્રાનો આસ્વાદ લઇ શકે છે, ઉચ્ચ આસને વિરાજીને અધમાધમ કૃત્યો કરી શકે છે અને સર્વને પોતાના ચરણતળે ચગદી શકે છે, છતાં તેને તેનાં એ અયોગ્ય કૃત્યો વિશે કોઇ કાંઇ પૂછી શકતું નથી; અરે એટલુંજ નહિ, પણ તેને આંખ ઉઘાડીને જોવા સુદ્ધાંનું પણ કોઇથી સાહસ કરી નથી શકાતું ! અને અંન્યજનને તેજ પરમાત્માએ સાધારણ અન્ન, વસ્ત્ર તથા પર્ણકુટી આપવામાં પણ સંપૂર્ણ કૃપણતા દર્શાવી છે, એટલે એથી પરમાત્માને તમારાથી અન્યાયશીલ સિદ્ધ કરી શકાય એમ છે ખરૂં કે ? શું કોઇએ એમ સાંભળ્યું છે અથવા કોઇ છાતી ઠોકીને એમ કહી શકે છે કે, પરમાત્માએ ધનાઢ્ય જનોને એવી સદર પરવાનગી આપી દીધી છે કે; તમો લલના, લક્ષ્મી અને ધરાને લઇને આનન્દમાં પોતાના જીવનને વીતાડો અને દીનજનો ભલે નિરંતર તમારા કલ્યાણમાટે પરિશ્રમ કરી કરીને જ મરી જાય ? તેમજ પરમાત્માએ નિર્ધન જનોને એવી આજ્ઞા આપેલી છે ખરી કે, તમે સદા ગધાવૈતરૂં કરીને જ રોટલાનો કકડો ખાતા રહો;

તેરોટલાનો સૂકો કે લૂખો કકડો ન મળે તો એકાદશીવ્રતનું જ પાલન કરતા રહો; શરદી, ગરમી અને ઉષ્ણતાના કષ્ટને વસ્ત્રહીન અવસ્થામાં રહીને સહન કર્યા કરો; ફાટયાં ટૂટયાં વસ્ત્રોથી શરીરલજ્જાનું રક્ષણ કરો; રક્તના પાનથી તૃષાને શમાવો; ન્હાની ન્હાની ઘાસની ઝૂપડીઓમાં રહીને જ પોતાના જીવનને વીતાડો અને પોતાની કમાણીના સ્વર્ણ-અંશને ધનાઢ્યજનોનાં ચરણોમાં સમર્પીને પોતે કંગાલના કંગાલ જ બન્યા રહો ? નહિ, પરમાત્માએ કોઇને પણ આવી આજ્ઞા આપેલી જ નથી અને તે એવી આજ્ઞા કદાપિ કોઇને આપવાનો પણ નથી; એટલામાટે પરમાત્મા કદાપિ અન્યાયશીલ સિદ્ધ થઇ શકતો નથી. અર્થાત્ સંસારમાં જે પુરુષો બુદ્ધિમાન્ છે અને જેમણે બુદ્ધિના બળથી કૌટિલ્યકળાનો સંપૂર્ણ અભ્યાસ કરેલો છે, તે બુદ્ધિમાન્ પુરુષો બુદ્ધિહીન જનોને છળ, બળ તથા કળાથી ઠગીને પોતે સંસારમાં જ સ્વર્ગના આનંદનો ઉપભોગ લીધા કરે છે અને બુદ્ધિહીનતાના યોગે અન્ય જનો સંસારમાં નરકયાતનાનો સાક્ષાત્કાર કરતા દેખાય છે. જો તમે શોધક બુદ્ધિથી નેત્રોને ઉઘાડીને જોશો, તો તમને એવાં અનેક ઉદાહરણો મળી આવશે કે જે બળવાન્ હોય છે તે નિર્બળને દબાવીને તેના સર્વસ્વનું હરણ કરી લે છે અને આવી રીતે શતાવધિ નિરપરાધી જનોની હત્યા કરીને તે ધનાઢ્ય બની જાય છે! સર્વ ધનાઢ્ય પુરુષો પ્રથમ આવી રીતે જ ધનાઢ્ય થએલા છે અને જ્યારે તે અત્યાચારીઓ અનર્થ તથા પાપની કમાણી કરીને સંપૂર્ણ ધનવાન્ થઇ ગયા ત્યારે તેમણે આત્મરક્ષાના એક ઉપાય તરીકે સર્વત્ર એવી વાર્ત્તાનો વિસ્તાર કરી તથા કરાવી દીધો કે, ‘ અન્યને કષ્ટ આપવું તે એક મહાભયંકર પાપ છે અને કોઇના ધનનું અન્યાયથી અપહરણ કરવું એ ભીષણ અન્યાય છે, ઇત્યાદિ !’ એવી રીતે પરધનના અપહારકો પોતે આનંદમાં જીવન વીતાડવા લાગ્યા અને બિ-

ચારા ભોળા લોકો તેમના વચનમાં વિશ્વાસ રાખીને નાના પ્રકારના સંકટોને ભોગવવા લાગ્યા ! સારાંશકે, આ વિષયમાં વિશેષ વાદવિવાદની આવશ્યકતા છે જ નહિ. જો તમારે સંસારમાં સુખી થઇને રહેવું હોય, તો સંસારની દૃષ્ટિથીજ કાર્ય કરો; કારણકે, સંસારના ધર્મનું અવલંબન કર્યા વિના સુખનો તથા જીવનનો લેશમાત્ર પણ આનન્દોપભોગ ભોગવી શકાય તેમ નથી. અદ્યાપિ મારા ઉપદેશનું તમારા મનમાં કાંઇ પણ પરિણામ ન થયું હોય, તો પછી જેવી તમારી ઇચ્છા હોય તે પ્રમાણેજ વર્ત્તો. મારો તો એવોજ અભિપ્રાય છે કે, ધર્મ અને ન્યાયનાં સ્વાંગો કેવળ સ્વાર્થ પરાયણ ધનાઢ્ય જનોનાં જ ઉત્પન્ન કરેલાં છે અને તેનું કારણ એજ છે કે, તેમના પોતાના આનંદમાં કોઇ વિઘ્ન આવવા ન પામે અને અન્યાય તથા પાપના ભયથી અન્ય જનો સદા કંપતા અને ભયભીત થતા રહે !"

"હું તારી સર્વ વાર્ત્તાઓને સ્વીકારીને તે પ્રમાણે વર્ત્તવાની પણ મારી ઇચ્છા દર્શાવું છું, છતાં જે એમ કહેવામાં આવે છે કે, ખૂન ખૂનીના શિરપર ચઢેલું જ રહે છે અને અપરાધ માથાપર ચઢીને બોલે છે, તે જો સત્ય હોય, તો તો મારૂં એ પાપકૃત્ય અવશ્ય પ્રકાશમાં આવી જશે અને જો તેમ થયું તો મારે પણ કૂતરાના મોતે જ ફાંસીને લાકડે લટકીને મરવું પડશે, એ વિશેનો તેં કાંઇ વિચાર કર્યો છે ખરો કે ? ખૂન અને કસ્તૂરી છુપાં રહી શકતાં જ નથી !" માણેકલાલે પીગળવા છતાં વળી પાછો એક નવીન સંશય દર્શાવ્યો.

"આ માન્યતાને સત્ય તરીકે સ્વીકારી લેવામાં પણ તમારો ભયંકર પ્રમાદ થાય છે;" ભાગીરથીએ તેની એ માન્યતાનું પણ બુદ્ધિવાદથી ખંડન કરવા માંડયું; "કારણકે, સૈન્યમાં અનેક સૈનિકો હોય છે અને તેમાંના એક એક સૈનિકના હસ્તથી કેટલા પુરુષોનો

વધ થયો હશે એની સંખ્યા તમારાથી કિંવા કોઇથી પણ ગણાવી શકાય તેમ છે ખરૂં કે ? જો ખૂન ખૂનીના માથાપર જ ચઢી બેસતું હોય, તો તો એ સૈનિકોનાં જીવન ટકી જ ન શકે અને તેઓ પીડાથી પીસાઇને જ મરી જાય; પણ વસ્તુસ્થિતિ એથી સર્વથા ભિન્ન હોવાથી એ જ સિદ્ધાંત સિદ્ધ થાય છે કે, સ્વાર્થનિપુણ ધનાઢ્ય જનોએ પ્રચારેલી પાપવિષયક કાલ્પનિક ભીતિથી વિના કારણ અન્ય જનો ભયભીત થઇ જાય છે અને પોતાના સ્વાર્થને સિદ્ધ કરતાં અચકાય છે. કાર્ય કરવાનું કૌશલ્ય તો એ જ છે કે, 'સર્પ પણ મરી જાય અને લાકડી પણ ન ટૂટે !' પાપ કરવું હોય તો તેમાં કળાની આવશ્યકતા છે અને પાપને પણ એક કળાના સ્વરૂપમાં લોકો સમક્ષ રજૂ કરવું, એમાં જ પુરુષની બુદ્ધિનું ગૌરવ છે ! બુદ્ધિમત્તા તથા કૌશલ્યથી કરાયલું પાપ કદાપિ લોકોના જાણવામાં આવી શકતું નથી." આ પ્રમાણે કહીને પોતાના કથનની અધિક પુષ્ટિમાટે ભાગીરથી કેટલાક ઐતિહાસિક પ્રમાણો આપતી કહેવા લાગી કે;—

"દુર્યોધને લીધી ધરાને પાંડવોને છેતરી;
નળરાજ્યનો નૃપ થયો પુષ્કર દ્યૂતમાં છળને ભરી;
ધન રાજ્ય લીધાં મૂળરાજે આપ્ત જનને સંહરી;
ઔરંગજેબે ભૂમિ બાંધવરક્તથી ભીની કરી;
એ રક્તપાત જ મહત્તાની પ્રાપ્તિનો સદુપાય છે;
રવિ અસ્ત પામે તો જ નભમાં ઉદય વિધુનો થાય છે !"

કલિકૌટિલ્યના પ્રભાવથી પ્રાતઃસ્મરણીયા દેવી દમયંતી જેવી સાધ્વી સ્રીના વર્ત્તન વિશે પુણ્યશ્લોક નળરાજ જેવા પુરુષના હૃદયમાં પણ શંકાપિશાચિકાનો સંચાર થયો હતો; મારના પ્રભાવથી અશોક જેવો ધર્મશીલ સમ્રાટ્ પણ બાંધવહત્યા જેવા અમાનુષી કૃત્યમાં પ્રવૃત્ત થયો હતો, શયતાન અથવા પિશાચના પાસંગથી અતિ-

શ્રય પાપભીરુ તથા સરળચિત્ત વિદ્યાર્થી ફૉસ્ટ કેવળ ૨૪ વર્ષના ક્ષણભંગુર સંસારસુખમાટે પોતાના આત્માનો વિક્રય કરીને સદાને માટે પિશાચના દાસત્વને સ્વીકારી અચલ નરકવાસનો અધિકારી થયો હતો અને સાક્ષાત્ માયારૂપિણી લેડી મૅકબેથના ભ્રમાવ્યાથી મૅકબેથ જેવો પુરુષ પણ પાપના માર્ગમાં ખેંચાઇ ગયો હતો; તો પછી ભાગીરથી જેવી એક પ્રબળા પિશાચનન્દિનીના આવા ઉપદેશથી જો માણેકલાલ જેવા એક ક્ષુદ્ર મનુષ્યનું ચિત્ત ચકડોળે ચઢી જાય, તો તે સર્વથા સ્વાભાવિક જ હતું. બદુકલાલ બારવટિયાએ માણેક-લાલને દીવાળું ફૂંકીને માગનારાને રડાવવાનો ઉપદેશ આપ્યો હતો, દીવાળાની જાહોજલાલીના જલ્સામાં પણ કેવળ અસત્યના વિજયનો રંગજ તેના જોવામાં આવ્યો હતો અને તેવામાં ભાગીરથી જેવી પ્રબળા અને બુદ્ધિમતી અબળાનો પણ તેને એવાજ પ્રકારનો ગુરુ-મંત્ર મળ્યો અને તેથી માણેકલાલનો એક પ્રકારે નિશ્ચય જ થઇ ગયો કે; " પાપનો આશ્રય લીધા વિના હવે મારો કોઇપણ પ્રકારે ઉદ્ધાર છે જ નહિ ! " હૃદયમાં આવા પ્રકારનો નિશ્ચય થવાથી તે ભાગીરથીને ઉદ્દેશીને કહેવા લાગ્યો કેઃ—

" દેવી ભાગીરથી, તારો ઉપદેશ અક્ષરે અક્ષર સત્ય છે;—

" આ ભાગ્ય જ્યાં પલટાય કે દુનિયા બધી પલટાય છે;
દાતા બને ભીખારી, ભીખારી તવંગર થાય છે;
જે બાગમાં બુલબુલ વસે ત્યાં ઘૂવડો દેખાય છે;
ધારે મયૂરો મૌન કાગો ખૂબ રાગો ગાય છે;
જ્યાં રંગ આ બદલાય છે લજ્જા બધી લોપાય છે:
આ કાળ પાપીને સુધા, ધર્મિષ્ટને વિષ પાય છે ! "

" દુનિયાના નીચ, નાદાન અને હયવાનખસ્લત લોકો માર-તાની આગળ દોડે છે અને ભાગતાની પાછળ પથરા લઇને ધાય છે!

ધૂર્ત્ત તથા ઠગને માલમલીદા ખવડાવી પુષ્ટ બનાવે છે અને જે પોતાની આબરૂથી ડરી સીધો ચાલવાની કોશિશ કરે છે તેના રસ્તામાં કાંટા બિછાવે છે ! તેને બળાત્કારે પ્રપંચ પાપ અને અસત્યના આડા માર્ગમાં ખેંચી લાવે છે ! ! સટ્ટોડિયાને ઘણીખરી રકમ આપવા છતાં તેમણે બાકીના થોડા લેણામાટે કોર્ટમાં ફરિયાદ કરવાની ધમકી બતાવી છે અને રેસના લેણદારોને અડધાં નાણાં ભરી આપવા છતાં અને બાકીનાં નાણાં થોડા દિવસમાં ભરી આપવાનો વાયદો કરવા છતાં તેમણે મને ડિફૉલ્ટર ઠરાવી મારી આબરૂને ઝાંખ લગાવી છે. આજકાલ રેસગ્રાઉન્ડપર જૉકીઓને લાંચ આપી કેટલાક પાપાત્માઓ સારા ઘોડાને પાછળ રાખી મરીયલ ઘોડાને આગળ લાવે છે, ધોળે દિવસે લોકોને લૂટવાનો ધંધો ચલાવે છે, અને પોક મૂકાવે છે, છતાં તેમને લોકો માનપાનથી વધાવે છે અને મારા જેવા એક સીધા રમનારને થોડી રકમમાટે ડિફૅાલ્ટર ઠરાવે છે !" માણેકલાલે પણ હવે સંસારના કેવળ કૃષ્ણ પક્ષનું જ અવલોકન કરવા માંડયું.

તેના ચિત્તની એ ચંચળતાનો લાભ લઇને ભાગીરથીએ તેના એ વિચાર કિંવા અભિપ્રાયને અધિક દૃઢ કરવાના ઉદ્દેશથી કહ્યું કેઃ– "માણેકલાલ, એ સર્વ ઘટનાઓ કેવળ એ સિદ્ધાન્તનું જ સમર્થન કરી બતાવે છે કે માયાદેવી આ સંસારનાશકટને માત્ર અસત્ય અને અસત્યના ચક્રથી જ ચલાવે છે !"

"સત્ય છે, મારી ઉદ્ધારક દેવી ! તારા સર્વ વચનો સત્યવાદી હરિશ્ચંદ્રનાં વચનો સમાન સત્ય છે !" માણેકલાલ ઉત્તેજિત થઇને બોલવા લાગ્યોઃ "ઓ સંસારના કેવળ અસત્ય, પાપ અને પ્રપંચના આધારે ચાલતા વ્યવહાર ! તેં અંતે આ રંગ બતાવ્યો કે છેવટે મારામાટે આત્મહત્યા કરીને અકાળ મરણને વશ થવાનો જ પ્રસંગ

આવ્યો ! કંજૂસ કરોડપતિઓની તીજોરીઓમાં કરોડોની દોલત નકામી પડીને કટાય છે અને જેમને નાણાંની સખ્ત જરૂરત છે તેમનાં ઘરોમાં નિત્ય એકાદશીવ્રત ઊજવાય છે ! દુનિયાની બધી દોલત સર્વને સરખે ભાગે વ્હેંચી આપવી જોઇએ, એ સોશિયૅલિસ્ટોનો સિદ્ધાંત આજે મને અક્ષરે અક્ષર સત્ય તથા તાત્પર્યયુક્ત દેખાય છે. પણ કાયદો એ સિદ્ધાન્તને અમલમાં આવતો અટકાવે છે, કંજૂસોને કરોડપતિ અને ભલાઓને ભીખારી બનાવે છે ! ભગવાન્ પણ ભાંગ પીને સૂઇ ગયો છે, ગરીબોની ફરીયાદને સાંભળવાના તેના સ્વાભાવિક ધર્મનો સર્વથા લોપ થયો છે !

'કોઇ ગરીબોની અહીં ફરિયાદ સાંભળતો નથી;
ખાવા ગરીબોને બરાબર રોટલો મળતો નથી;
કુહેવત ખરી છે આંસુ સારેથી દિવસ વળતો નથી;
પાખંડઋતુના કાળમાંહી ધર્મતરુ ફળતો નથી;
પાખંડપાતક છળ કપટનો વિજય પૂરો થાય છે;
પાખંડપાલક પુરુષ આ પૃથ્વી વિશે પૂજાય છે !'"

ભાગીરથીએ પૂછ્યું કે;—" ત્યારે છેવટનો શો નિર્ધાર છે ?"

" કેવળ તારા ઉપદેશ પ્રમાણે વર્તવાનો જ મારો દૃઢ વિચાર છે ! " માણેકલાલે ઉત્તર આપ્યું; " સંસાર અધર્મને ચાહે છે, તો હું પણ મારી પાખંડનૌકાને અધર્મની સરિતામાં ચલાવીશ; આ વિશ્વના ધનભંડારમાંનો મારો પોતાનો જે ભાગ છે તેને કાયદો નથી અપાવતો, તો હું મારા પોતાના જ બાહુબળથી કબ્જામાં લાવીશ !

'આ પાપ પુણ્ય તથા નરક ને સ્વર્ગ મિથ્યાવાદ છે;
કોણે નિહાળ્યું સ્વર્ગ નજરે, વ્યર્થ એ ઉન્માદ છે;
વૈભવ વિલાસો સ્વર્ગ છે ને નરક ચિત્તવિષાદ છે:
સુખ ભોગવો કોઇ ઉપાયે એજ જીવનૅસ્વાદ છે;

પામાલ લોકોને કરૂં ઠગબાજીથી કે ખૂનથી;
ધનવાન મોટો થાઉં હું ઈચ્છાવસુ* કારૂનથી+!"

એક ધર્માત્મા અને ઇશ્વરના માર્ગમાં ચાલનારા પુરુષને પાપાત્મા બનાવીને શયતાન અથવા પિશાચના માર્ગમાં વાળવાથી પિશાચના હૃદયમાં જેટલો આનંદ અને ઉલ્લાસ થાય છે, તેથી પણ અધિક આનંદ માણેકલાલના અંતઃકરણને પાપમાર્ગમાં વાળવાના કાર્યમાં વિજય મળવાથી પિશાચનન્દિની ભાગીરથીને થયો અને તેથી તે પોતાના આનંદને માર્મિકતાથી વ્યક્ત કરતી કહેવા લાગી કે: "માણેકલાલ, હવે આ સંસારમાં રહેવામાટેની યોગ્યતાનો તમારામાં આવિર્ભાવ થયો છે અને એ જોઇને મને અતિશય આનંદ થાય છે.

* ઈચ્છાવસુ કુબેરનું એક નામ છે. એ કુબેર દેવોનો કોષાધ્યક્ષ હોવાથી અત્યંત ધનાઢ્ય છે, એવો પુરાણોમાં ઉલ્લેખ કરાયલો છે અને તેથીજ જ્યારે પણ કોઇનો અત્યંત ધનાઢ્ય તરીકે પારચય કરાવવો હોય, ત્યારે તેને પ્રતિકુબેર કહેવામાં આવે છે. એ કુબેર દેવોનો કોષાધ્યક્ષ હોવા ઉપરાંત ઉત્તરદિશાનો દિક્પાલ અને યક્ષ તથા કિન્નરોનો રાજા પણ છે. પુરાણોમાં એને ત્રિપાદ અને અષ્ટદંત તરીકે એટલે કે, વિદ્રૂપ તરીકે ઓળખાવેલો છે.

+ કારૂન મૂસા પયગંબરનો ભ્રાતા હોઇને અતિશય ધનલોભી હતો. તેણે મૂસા પાસેથી કીમિયો શીખીને ધનના ચાળીસ ભંડારો ભર્યા હતા. મૂસાએ તેને ઈસ્લામ ધર્મની આજ્ઞા પ્રમાણે તે ધનનો ચાળીસમો ભાગ ધર્મના કાર્યમાટે આપવાનો ઉપદેશ આપવાથી તેના હૃદયમાં મૂસાવિશેના મત્સરનો ઉદ્ભવ થયો અને તેથી તેણે એક સ્ત્રીદ્વારા પ્રપંચથી તેનાપર વ્યભિચારનો આરોપ મૂકવાનો યત્ન કર્યો: પરંતુ તેનો એ યત્ન નિષ્ફળ થયો અને મૂસાએ તેના સર્વ ધનભંડારો સહિત તેને પૃથ્વીમાં દાટી દીધો.

વારૂ ત્યારે આ કાર્યને ક્યારે પાર પાડવાનો અથવા તો આ વિચારને ક્યારે વ્યવહારમાં પ્રત્યક્ષ યોજવાનો કર્યો છે નિર્ધાર ?"

"હું મારા મનમાં કેટલાક સમયથી એ વિશેનો જ વિચાર કર્યા કરૂં છું કે, ગોવિન્દલાલની હત્યામાટેનાં એવાં અનુકૂળ સમય તથા સ્થાન કયાં છે કે જે સમય તથા સ્થાનનો ઉપયોગ કરવાથી આપણા કાર્યની નિર્વિઘ્ન સિદ્ધિ પણ થઇ જાય અને તે સાથે એ એ હત્યાનું રહસ્ય કોઇના જાણવામાં પણ ન આવે; છતાં અદ્યાપિ હું એ વિશેના કોઇ પણ પ્રકારના નિશ્ચયપર આવી શક્યો નથી." માણેકલાલે ઉત્તર આપ્યું.

"તમે જ્યારે મારી ઇચ્છાને આધીન થયા છો અને મારા આ-જના ઉપદેશને પણ સર્વાંશે સ્વીકારી ચૂક્યા છો, એટલે હવે તમને તમારા પ્રત્યેક કાર્યમાં મારાથી આપી શકાય તેટલી સર્વ સહાયતા આપવી અને જેના યોગે તમારૂં કલ્યાણ થવાનો સંભવ હોય, તે માર્ગમાં જવા-માટેની તમને સર્વ સામગ્રી મેળવી આપવી, એ મારો પરમ ધર્મ જ થઇ ગયો છે; કારણ કે, તમે મારા પ્રેમભાજન હોવાથી તમારા કલ્યાણમાં જ મારૂં કલ્યાણ સમાયલું છે અને જે તમારી સ્વાર્થસિદ્ધિ તે જ મારી સ્વાર્થસિદ્ધિ થએલી છે. આ કારણથી ગોવિન્દલાલની હત્યામાટેનાં અનુકૂળ સમય તથા સ્થાન આદિ સાધનો હું તમને મેળવી આપીશ અને તે પણ માત્ર ચાર છ દિવસના જ કાલાવધિમાં. એથી અર્થાત્ હવે એ વિશેની તમારે લેશ માત્ર પણ ચિન્તા રાખવી નહિ; આ ચિન્તાનો ભાર હવે મારા શિરપર છે." ભાગીરથીએ ઉદારતાથી એ પ્રમાણે માણેકલાલને આશ્વાસન આપી તેની ચિંતાના ભારને પોતાના શિરપર ઉપાડી લઇને રાત્રિનો અધિકાંશ વીતી ગએલો હોવાથી ભાગીરથીએ કહ્યું કે;—"પ્રિયતમ, લગભગ સાડા ત્રણ વાગવા આવ્યા છે માટે હવે આપણે થોડો સમય વિશ્રાંતિમાં

વીતાડીએ તો સારૂં, કારણ કે, પ્રભાત થવા પૂર્વે તો મારે આ સ્થાનમાંથી પ્રસ્થાન કરી જવું પડશે !"

**શારદા** તથા **ઇન્દુની** અનુપસ્થિતિ હોવાથી **ભાગીરથીને માણેકલાલ** સાથે સ્વચ્છંદ વિહાર કરવાનો યોગ્ય પ્રસંગ મળ્યો અને લગભગ પાંચ વાગ્યા સૂધીનો સમય ત્યાં આનંદમાં વીતાડીને તે પિશાચનન્દિનીએ પ્રભાતના પ્રકાશનો વિસ્તાર થવા પૂર્વેજ કોઇના જાણવામાં ન આવી શકે તેવી રીતે અભિસારિકા પ્રમાણે **માણેકલાલના** આગારમાંથી પોતાના ગૃહપ્રતિ જવાને પ્રયાણ કર્યું. ગુપ્ત રીતે જવાનું હોવાથી તેણે **માણેકલાલની** ગાડી ન જોડાવી, કિન્તુ ભાડાની ગાડીઓના સ્ટેન્ડ પર્યંત તે પગે ચાલતી ગઇ અને ત્યાંથી ભાડાની એક વિકટોરિયા કરી લઇને કાલિકાદેવી જવામાટે રવાના થઇ ગઇ.

સમસ્ત રાત્રિનું જાગરણ હોવાથી **ભાગીરથીના** ગયા પછી **માણેકલાલ** તત્કાળ નિદ્રાવશ થઇ ગયો અને તેથી સવારમાં નવ વાગે **શારદા** ઇન્દુને લઇને જ્યારે પાછી ઘેર આવી તે વેળાએ પણ **માણેકલાલ** ઘોર નિદ્રામાં જ પડયો હતો. તે આટલા સમય પર્યન્ત કોઇ વાર પણ ઉંઘતો ન હોવાથી **લક્ષ્મણને** બોલાવીને **શારદાએ** પૂછ્યું કે:—" **લક્ષ્મણ**, આજે એક પ્રહર જેટલો દિવસ ચઢી ગયો છે, તોય હજી, શેઠ શય્યામાંથી ઉઠયા નથી, એનુ શું કારણ છે વારૂ ? એમની પ્રકૃતિમાં કાંઇ વિકૃતિ તો નથી થઇ ને ?"

" નહિ, તેવું કાંઇ પણ નથી. એ તો રાતે **ભાગીરથીબા** વિલનો કાચો ખરડો તૈયાર કરાવવામાટે અહી આવ્યાં હતાં અને તે ખરડાને તૈયાર કરતાં સવારમાં સાડા પાંચ વાગ્યા સૂધી જાગરણ કરવું પડયું હતું તેથીજ શેઠ અત્યાર સૂધી નિદ્રામાં પડેલા છે. **ભાગીરથીબા** અહીંથી ઠેઠ સાડા પાંચ વાગે ગયાં હતાં અને તે વેળાયે હું નીચે જાગતો જ પડયો હતો; પણ મેં તમને બોલાવ્યાં નહોતાં."

"ભાગીરથીબા વિલનો કાચો ખરડો લખાવવામાટે રાતોરાત આવ્યાં હતાં અને ઠેઠ પ્રભાત પર્યન્ત અહીં રોકાયાં હતાં, એનું શું કારણ હશે વારૂ ?" શારદાએ કાંઇક શંકાશીલતાથી લક્ષ્મણને પૂછ્યું.

"ભાગીરથીબા તથા શેઠ બન્ને કહેતાં હતાં કે, હરિદાસ શેઠ બહુ જ ભયંકર સ્થિતિમાં છે અને તેઓ આ સંસારને કઇ ઘડીયે સદાનેમાટે ત્યાગી જશે, એનો કશો પણ નિશ્ચય કરી શકાતો નથી, કારણકે, રાતે શેઠ પોતે મેળાવડામાંથી પરભાર્યા હરિદાસશેઠની તબીયતના સમાચાર પૂછવાને ગયા હતા અને ત્યાંથી ભાગીરથીબા તેમની સાથે જ આપણી ગાડીમાં અહીં આવ્યાં હતાં." લક્ષ્મણે ઉત્તર આપ્યું.

શારદાની શંકાનું નિવારણ થઇ ગયું અને તે ભાગીરથી પ્રતિ અનુકંપા દર્શાવતી કહેવા લાગી કે:—"અરેરે, જો આવી જ કાંઇ અશુભ ઘટના બની જશે, તો બિચારાં ભાગીરથીબાના શિરપર મહાદુ:ખદ વૈધવ્યને ભોગવવાનો પ્રસંગ આવી પડશે ! બિચારા હરિદાસ શેઠે પુત્રનું મુખ તો નજ જોયું, પણ જે પુત્ર તુલ્ય એક પુત્રી છે તેના લગ્નસમારંભને જોવાના અને તેના સંતાનને રમાડવાના આનંદનો પણ તેઓ સાક્ષાત્કાર ન કરી શકયા, એથી મારા હૃદયમાં અતિશય શોક થાય થાય છે. પરંતુ મરણની ઘટના અનિવાર્ય હોવાથી કોઇનો શો ઉપાય ચાલી શકે ? અસ્તુ ઈન્દુના પિતા જાગ્રત થાય એટલે જમ્યા પછી તેમને લઇને હું પણ આજે હરિદાસ શેઠને મળી આવીશ અને ભાગીરથીબા તથા ગુલાબને આશ્વાસન આપી આવીશ."

સૂર્યનારાયણ વિશ્વપ્રકાશક હોવા છતાં પણ જેવી રીતે વિભાવરીના ભીષણ અંધકારને કદાપિ નિહાળી શકતો નથી, તેવી જ રીતે જે મનુષ્યોનાં હૃદય અનુકંપાયુકત અને દેવતુલ્ય હોય છે, તે મનુષ્યો

પિશાચવૃત્તિનાં મનુષ્યોની પિશાચવૃત્તિને કદાપિ જોઇ કિંવા અનુભવી શકતાં નથી, એ આ વિશ્વનો એક સર્વકાળવ્યાપક તથા સર્વમાન્ય સિદ્ધાન્ત જ છે. શારદા દેવી હોવાથી સર્વ સ્ત્રીઓને દેવી સમાન જ માનતી હતી અને તેથી ભાગીરથી દેવી નહિ, પણ એક મહાભયંકર પાપીયસી પિશાચનન્દિની હતી, એની શારદાને સ્વપ્નમાં પણ કલ્પના નહોતી. કેટલીકવાર જેમ કંઠપર્યન્ત ઠાંસીને પીધેલું અમૃત હલાહલનું પરિણામ નિપજાવે છે, તેજ પ્રમાણે કેટલીકવાર મનુષ્યમાંના અતિરેકને પ્રાપ્ત થએલા દૈવી સ્વભાવ તેમજ પૈશાચિક ભાવવિષયક અતિશય અજ્ઞાનના યોગે દૈવી સ્વભાવનાં મનુષ્યોની પણ અત્યંત હાનિ થાય છે; કારણ કે, તેઓ પૈશાચિક ભાવથી સર્વથા અજ્ઞ હોવાથી પિશાચરૂપ મનુષ્યોના પાખંડજાળમાં સહજ સપડાઇ જાય છે. ભાગીરથી પિશાચનન્દિની હોવાથી દેવી શારદાના સર્વનાશમાટેના જાળનો ધીમે ધીમે વિસ્તાર કરી રહી હતી; પરન્તુ શારદા તેના એ પ્રપંચથી સર્વથા અજ્ઞ હોવાથી ભાગીરથીના પ્રપંચજાળમાં તે ક્યારે સપડાઇ જશે તથા તેનો કેવા પ્રકારે સર્વનાશ થઇ જશે, એ વિશેની કશી પણ કલ્પના અત્યારે કરી શકાતી નહોતી. આ કારણથી વ્યવહારમાં યોજવામાટે નહિ, કિન્તુ આત્મરક્ષામાટે વિશ્વમાં વ્યાપેલી પૈશાચિક વૃત્તિને જાણી રાખવાની પણ આવશ્યકતા તો છે જ, એની તો કોઇથી ના પણ પાડી શકાય તેમ છે જ નહિ.

---

## પ્રકરણ ૬ ઠ્ઠું

### ગોવિંદલાલની હત્યા !

જેને અત્યારે આર્યાવર્ત્તમાં મોહમયી નગરીના ઉપનામથી ઓળ-

ખવામાં આવે છે, તે આપણી અલબેલી મુંબઇ નગરીમાં ભારતવર્ષનાં અન્ય નગરો કરતાં માનવવસતિનું પ્રમાણ વિશેષ હોવાથી તથા રાત્રિના સમયમાં જાગ્રત થતાં નાટક, સિનેમેટોગ્રાફ્સ તથા એવાં જ અન્ય મનોરંજક સાધનોની ત્યાં વિપુલતા હોવાથી મુંબઇના લોકો દિવસે વ્યાપારવ્યવસાયમાં અને રાત્રે મનોરંજનના ઉપભોગમાં નિમગ્ન રહ્યા કરે છે; એથી મુંબઇમાં દિવસે કે રાત્રિના સમયમાં જનશૂન્યતાનો સર્વથા અભાવ રહેતો હોવાથી ચોવીસે કલાક જાગતી એ મુંબઇ નગરીને કેટલાક લોકો ગાંધર્વ નગરના નામથી પણ ઓળખે છે. રાત્રિના સમયમાં પણ મુંબઇના બહુધા સર્વ ભાગોમાં લોકોના ગમનાગમનનો વ્યવસાય બહુધા ન્યૂન કે અધિક પ્રમાણમાં ચાલૂ રહેતો હોવાથી મુંબઇનું એ નામ જો કે સાર્થક છે; છતાં પ્રત્યેક નિયમનો જેમ એક અપવાદ હોય છે, તદ્વત્ મુંબઇના 'કોટ' નામથી ઓળખાતા વ્યાપારના અગ્રસ્થાનરૂપ લત્તામાં તો નિશાના આરંભ સાથે જ માર્ગોમાં જયશૂન્યતાનો પણ આરંભ થવા માંડે છે અને રાતે નવ કે દશ વાગતાંમાં તો ત્યાં જનશૂન્યતાજન્ય ભીષણ નિઃસ્તબ્ધતા તથા ગંભીર શાંતિનો સંપૂર્ણ અધિકાર થઇ જાય છે. 'કોટ'ના જનકોલાહલનો સર્વ આધાર કેવળ કોટમાંની ઑફિસોમાંના મનુષ્યોપર જ રહેલો હોવાથી શનિવારે સાંઝે ચાર વાગતાંમાં જ ઑફિસો બંધ થતાં શનિવારે તો વળી કોટમાં એક પ્રહર જેટલો દિવસ અવશિષ્ટ હોય છે, ત્યારથી જ નિર્જનતાના વિસ્તારનો આરંભ થવા માંડે છે. આજે શનિવારના સૂર્યનો અસ્ત થઇ ચૂકયો હતો અને નિશાનો આરંભ થએલો હતો. કોટના જૂદા જૂદા ભાગોમાં મનુષ્યોની સાધારણ આવજાવ દેખાતી હતી અને તે જનાર આવનારમાં પણ મોટી સંખ્યા ઑફિસોમાંના હમાલો તેમજ પટાવાળાની જ હતી. વિકટોરીયા, મૉટર અને

ટ્રામની ધમાલ પણ ઓછી થવા માંડી હતી અને તેથી અત્યંત કોલાહલમય કોટમાં અત્યારે અરણ્યસમાન નિઃશબ્દતાનો ક્ષણે ક્ષણે વિસ્તાર વધતો જતો હતો.

ગોવિન્દલાલ પ્રત્યેક શનિવારે બૅંકના બિજનેસ્ ટાઇમની સમાપ્તિ થયા પછી બૅંકની ઇમારતના ભૂગર્ભમાંના 'ટ્રેજરી હૉલ'માં મોડી રાત સૂધી પોતાના હાથે જ કરવાનાં કેટલાંક કામોની સમાપ્તિ કરવામાટે બેસી રહેતો હતો અને જ્યારે તે કામોની સમાપ્તિ થઇ જાય, ત્યારેજ તે ઘેર જતો હતો. કેટલીકવાર તો તે આખી રાત પણ એ ભોંયરામાંજ વીતાડી દેતો હતો અને તેથી શનિવારની રાતે સુભદ્રા તેના આવવાની વાટ ન જોતાં દૂધ પૂરી કે એવી જ બીજી ખાદ્ય વસ્તુઓ તેના માટે બૅંકમાં જ મોકલીને નિદ્રાવશ થઇ જતી હતી. ઓફિસવર્કવાળાઓ તથા અન્ય સાધારણ લોકો શનિવારની જે સુવર્ણ નિશા ( Golden night )નો અનેક મનોરંજનના ઉપભોગોમાં વ્યય કરતા હતા, તેજ ગોલ્ડન્ નાઇટનો ગોવિન્દલાલ પોતાના જવાબદારી ભરેલા કાર્યમાં વ્યય કરતો હતો. કાર્યની ચિંતાનો આનંદ તથા મનોરંજનનાં સાધનો સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ હોતો નથી, એમ જે કહેવામાં આવે છે, તે નિયમ ગોવિન્દલાલના સંબંધમાં અક્ષરે અક્ષર સત્ય સિદ્ધ થએલો દેખાતો હતો. ખરેખર ખંત તથા કાર્ય ચિન્તા તો આવા પ્રકારની જ હોવી જોઇએ.

બૅંકમાંના કલાર્કો ઇત્યાદિના ચાલ્યા જવા પછી ગોવિન્દલાલ બૅંકમાંની પોતાની ઑફિસમાંથી ઊઠીને ભોંયરામાંના ટ્રેજરી હૉલમાં આવીને બેઠો હતો. એ ટ્રેજરી હૉલમાં રોકડનાણું, નોટો, ગીનીઓ, શેરો, ડિબેન્ચરો તથા બીજાં જોખમ ભરેલાં દસ્તાવેજો તેમજ ઓચરિયાં રાખવામાટેની જૂદી જૂદી તીજોરીઓ હારબંધ ગોઠવેલી

હતી અને તે તીજોરીઓના મધ્યમાં એક વિશાળ ઑફિસ ટેબલ, એક રૅાકિંગ ચેઅર, એક ઇજીચેઅર, એક કોચ, તથા એક રિવૉલ્વિંગ્ બુક્સ્ટૅન્ડ્ આદિ ફર્નીચર, ગોઠવીને લગભગ ઑફિસ જેવીજ વ્યવસ્થા ગોવિન્દલાલે કરાવી હતી. અત્યારે ગોવિન્દલાલ રૅાકિંગ ચેઅરમાં બેસી ટેબલપર પડેલાં કેટલાંક ઓચરિયાંને તપાસવાના કાર્યમાં નિમગ્ન થએલો હતો અને નિશાના અંધકારનો ભોંયરામાંની ઇલેક્ટ્રિક લાઇટ્ના યોગે લોપ થએલો હોવાથી ગોવિન્દલાલના મુખમંડળમાં વ્યાપેલી ચિન્તાની છટાનો સરળતાથી સાક્ષાત્કાર થઇ શકતો હતો. કેટલીકવાર પછી ટેબલપર પડેલા ફ્રેન્ચટાઇમપીસ્માં તેણે જોયું અને સાડાં આઠ વાગેલા જોઇને આળસ મરડીને પોતાની કુરસીમાંથી ઉઠી ટ્રેજરીહૉલમાં ભ્રમણ કરવા લાગ્યો. ફરતાં ફરતાં તેના મુખમાંથી નિમ્ન લિખિત ઉદ્દગારો નીકળતા સંભળાવા લાગ્યા;—

"મળે છે બૅંકરોને સ્વર્ગનો આરામ દુનિયામાં;
મલીદા ખાય ખર્ચે કાંકરા સમ દામ દુનિયામાં;
જતાં જ્યાં પામતા તે માનને અકરામ દુનિયામાં;
મઝાને મોજ કરવી તેમનું છે કામ દુનિયામાં;
લવારી લોક લૂલી એ કરે અફ્સોસ લલકારી;
નથી એ જાણતા ધન પારકું છે સર્પની ભારી !"

આ પ્રમાણે ઉદ્દગારો કાઢીને તેણે ટેબલની બાજૂમાં જ ભીંતમાં બેસાડેલા ઇલેક્ટ્રિક બેલના બટનને દાબ્યું અને તેનો ધ્વનિ ઉપરના ભાગમાં પહોંચતાં ત્યાંથી એક પટાવાળો તરત્ત ટ્રેજરીહૉલમાં આવી પહોંચ્યો. પટાવાળાએ ગોવિન્દલાલને ઉદ્દેશીને નમ્રતાથી પૂછ્યું કે;—

"શી આજ્ઞા છે, શેઠજી !"

"બરાબર નવ વાગે **ભાગીરથીબાઇ** નામનાં એક બાઇ મને

મળવામાટે આવનાર છે; જો તેઓ આવે, તો તેમને મારી પાસે અહીં લઇ આવજે અને તેઓ અહીં બેસે એટલે ચાહ તથા પાન આદિ વખતસર લાવવાની વ્યવસ્થા કરજે." ગોવિન્દલાલે આજ્ઞા આપી.

"આપ પણ ચાહ પીવાના છો કે કેમ ?" પટાવાળાએ પૂછ્યું.

"હા, મારૂં શરીર પણ આજે મને કાંઇક સુસ્ત થએલું જણાય છે, એટલે મારામાટે પણ ચાહ લાવજે;" ગોવિન્દલાલે ઉત્તર આપ્યું.

પટાવાળો ત્યાંથી ચાલ્યો ગયો અને ગોવિન્દલાલ વળી પાછો કુરસીપર બેસીને લખવાના કાર્યમાં નિમગ્ન થયો. અડધા કલાકનો ટાઇમ તો જોતજોતાંમાં ચાલ્યો ગયો અને નવ ને પાંચ મિનિટે પટાવાળો ભાગીરથીને લઇને પાછો ગોવિન્દલાલ પાસે આવી પહોંચ્યો. ગોવિન્દલાલે પોતાના કાર્યને છોડી દઇનેભાગીરથીને આવકાર આપતાં કહ્યું કે:—"આવો, ભાગીરથી બહેન, આવો; આ ઇજીચેરમાં બેસો અને જે કાંઇ વાત કહેવાની હોય, તે આનંદથી કહો."

"મારી ચિઠ્ઠી તો સાંઝે આપને મળેલી હોવીજ જોઇએ." ભાગીરથીએ ઇજીચેરમાં બેસીને પ્રથમ વાક્ય ઉચ્ચાર્યું.

"જી હા, તમારી ચિઠ્ઠી મને મળી હતી અને તે ચિઠ્ઠીની પાછળ મેં તમને મને અહીં આવીને મળવાનુ લખી જણાવ્યું હતું." ગોવિન્દલાલે કહ્યું.

"પણ તે ચિઠ્ઠી અહીંથી આવતાં નોકરે રસ્તામાં કયાંક ખોઇ નાખવાથી આપનો તે જવાબ મારા જાણવામાં આવી શકયો નહોતો; છતાં શનિવારની રાત્રે આપ બહુધા બૅંકમાં જ મળી શકો છો, એ વાર્ત્તા મારા જાણવામાં હોવાથી હું સાહસ કરીને જ અહીં આવવામાટે નીકળી. અસ્તુ; અત્યારે આપના કાર્યમાં બાધા નાખવા-

માટે આશા છે કે, મને આપ ક્ષમા આપશો." ભાગીરથીએ વિવેકનો આડંબર દર્શાવ્યો.

"પરંતુ ભાગીરથી બહેન, ખાસ રાત્રિના સમયમાંજ મને મળવામાટે આવવાનું શું કારણ છે, તે કૃપા કરીને જણાવશો?" ગોવિન્દલાલે અકારણ વાર્ત્તાલાપમાં સમય વીતાડવાનું યોગ્ય ન ધારીને અગત્યનો પ્રશ્ન રજૂ કર્યો.

એના ઉત્તરમાં ભાગીરથી ગંભીર મુદ્રા કરીને કહેવા લાગી કે;—"ગોવિન્દલાલભાઇ, મારા પતિ આજે ઘણા દિવસથી માંદા છે, એ તો આપ સારી રીતે જાણોજ છો, એટલે એ વિશેના અધિક વિવેચનની આવશ્યકતા નથી. હાલમાં તેમની બીમારીએ વળી પાછો ભયંકર ઊછાળો કર્યો છે અને ડૉકટરોના અભિપ્રાય પ્રમાણે તેમના જીવવાની બહુજ થોડી આશા હોવાથી તેમણે વિલ્ કરીને પોતાની સર્વ સ્થાવર તથા જંગમ મિલ્કત મારા નામપર ચઢાવી દીધી છે."

"હરિદાસભાઇએ પોતાના જીવતાંજ આ વ્યવસ્થા કરી નાખી, એ બહુજ સારૂં કર્યું છે. જેઓ મોતને માથાપર આવી ઊભેલું જોવા છતાં જીવવાની ખોટી આશા રાખીને આવી વ્યવસ્થા નથી કરી જતા તેમનાં બાયડી છોકરાંના પાછળથી બુરા હાલ થાય છે, અનેક તકરારો ઊભી થતાં કજીયા કોર્ટમાં જાય છે અને તેનું પરિણામ એ થાય છે કે, છેવટે કજીયાદલાલ, સૉલિસિટર્સ્ તથા બૅરિસ્ટરોનાંજ ઘર ભરાય છે; જેઓ ખરા હકદાર હોય છે તેઓ ભીખારી બનીને રઝળતાં થઇ જાય છે અને પારકા પૈસાદાર થાય છે. અસ્તુ; એથી વિશેષ બીજું શું કહેવાનું છે?" ગોવિન્દલાલે હરિદાસની પ્રશંસા કરીને વળી પાછો અન્ય પ્રશ્ન રજૂ કર્યો.

પરન્તુ ભાગીરથી આ પ્રશ્નનું ઉત્તર આપવા જતી હતી એટલામાં પટાવાળો ચાહ તથા પાન લઇને આવી પહોંચ્યો અને તેથી થોડા વખતને માટે તેમના એ વાર્ત્તાલાપમાં ભંગ પડી ગયો. ભાગીરથી તથા ગોવિન્દલાલે ચાહ પી લીધી ત્યાં સુધી પટાવાળો ત્યાં જ ઊભો હતો; તે પાન આપી ખાલી કપ્સ લઇને ત્યાંથી ચાલ્યો ગયો એટલે ભાગીરથીએ ગોવિન્દલાલને સંબોધીને કહ્યું કેઃ—

" મારે આપને જે બીજી વાર્ત્તા જણાવવાની છે તે એ કે, આપની બૅંકમાં અમારા જે પચીસ હજાર રૂપિયા અમુક મુદ્દતને માટે રાખવામાં આવ્યા છે તે મુદ્દત આ મહિનાની આખેરીએ પૂરી થતી હોવાથી એ નાણાં ઉપાડીને બીજી બૅંકમાં મૂકવાનો મારો વિચાર છે; કારણ કે, બીજી નવી બૅંકો આપની બૅંક કરતાં વ્યાજ બમણું આપે છે. "

" પ્રત્યેક મનુષ્ય પોતાની મિલ્કતની ગમે તે પ્રકારની વ્યવસ્થા કરવાને સ્વતંત્ર છે અને તેથી તમને તમારાં નાણાં બીજી બૅંકમાં મૂકતાં અટકાવવાનો કોઇને કશો પણ અધિકાર નથી. છતાં પણ એક શુભેચ્છક તરીકે એટલું તો મારે તમને જણાવવુંજ જોઇએ કે, સંભાળજો; કયાંક એવું ન થાય કે વધારે વ્યાજનો લોભ અસલ મૂડીને જ તાણી જાય અને દીકરો લેવા જતાં ધણી ન ખોવાય ? " ગોવિન્દલાલે અતિ લોભના પક્ષનું ખંડન કરતાં કહ્યું.

ભાગીરથીએ તેના એ કથનનના પ્રતિવાદમાં જણાવ્યું કેઃ—" જે બૅંકોના શેરોના ભાવમાં રોજ વધારો થતો જાય છે; જે બૅંકોની થાપણ કરોડોની કહેવાય છે; જે બૅંકોનો કાર્યભાર પ્રામાણિક તથા અનુભવી બૅંકરોના હાથે ચાલે છે અને જે બૅંકોની મજબૂતીનાં વર્ત્તમાનપત્રોમાં નિરંતર ગાન ગવાય છે; તે બૅંકો નઠારી અને માત્ર આપની

બૅંકજ સારી, એમ માની લેવામાં આપનો પ્રમાદ થાય છે. ”

“ પ્રમાદ તો ખરેખર તે લોકોનો જ છે કે, જેઓ કેવળ બાહ્ય આડંબરથી લોભાય છે; લાલચમાં લપટાય છે અને છેવટે આજકાલના હિન્દુસ્તાનમાંના કેટલાક જેન્ટલમેન્ લોફર્સ અથવા શરીફ બદમાશોના ફન્દામાં ફસાઇ ભરે બજારે અને ખરે બપોરે ઠગાય છે, લૂટાય છે અને કંગાળ બની પોતાની મૂર્ખતાનાં રાજિયાં ગાય છે !” ગોવિન્દલાલે ભાગીરથીના પ્રતિવાદનોમાર્મિકતાથી પ્રતિવાદ કરવા માંડયો.

“ ત્યારે શું એ વધારે વ્યાજ આપનારી બૅંકો પ્રામાણિક નથી?” ભાગીરથીએ આતુરતાથી પૂછ્યું.

એના ઉત્તરમાં ગોવિન્દલાલે જણાવ્યું કે:—“ આજકાલના કેટલાક લેભાગૂ બૅંકરોમાં પ્રામાણિકતાનો અંશ માત્ર પણ નથી. આજકાલના કેટલાક બૅંકરો એકની ટોપી બીજાને માથે અને બીજાની ટોપી ત્રીજાને માથે પહેરાવે છે, પોતાની તીજોરીને તર બનાવે છે, ખોટા હીસાબ તૈયાર કરી શેરહોલ્ડરોને નફો તથા ડિપૉઝિટરોને સારા મોટા વ્યાજ આપી લલચાવે છે; ડાયરેક્ટરોને પોતાનાં હથિયાર અથવા રમકડાં બનાવે છે અને કેટલાંક વર્ત્તમાનપત્રોના તીનપાટિયા રિપોર્ટરો તથા તંત્રીઓની મુઠ્ઠીને ગરમ કરી અમુક વર્ત્તમાનપત્રોમાં પોતાની બૅંકની બનાવટી જાહોજલાલીનાં અક્ષરે અક્ષર ખોટાં બણગાં ફૂંકાવે છે; ગબડે ત્યાંસુધી એવી રીતે પોતાના ગાડાને ગબડાવે છે અને જ્યારે અટકી જવાનો વખત આવે છે ત્યારે પોતાનું તગારૂં તાજું કરી લીધેલું હોવાથી ઘડીના છઠ્ઠા ભાગમાં ડાયરેક્ટર, શેરહોલ્ડર તથા ડિપૉઝિટર આદિ સર્વને એક સાથે જ લાંબો ચૉફાળ ઓઢાડી પોક મૂકાવે છે; હસાવાને બદલે બોર બોર જેવડાં આંસુથી રડાવે છે ! ”

"ધારી લ્યો કે, કદાચિત્ આપના કહેવા પ્રમાણેની જ પરિસ્થિતિ હોય, તોપણ આજે તેમની જ જાહોજલાલી છે અને આપની બૅંક દિવસે દિવસે રોજગારમાં ઉતરતી ચાલી છે." ભાગીરથીએ કિંચિત્ હાસ્ય કરીને એ શબ્દો ઉચાર્યા.

તેના એ શબ્દોને સાંભળી ગોવિન્દલાલના મુખમંડળમાં એક પ્રકારની ગહન ગંભીરતાની છટા વ્યાપી ગઇ અને તે ગંભીર સ્વરથી કહેવા લાગ્યો કેઃ—"કીર્ત્તિને કલંકિત કરનારી એ ચાર દિવસની જાહોજલાલી કરતાં મરણ પછી પણ મારા નામને કીર્ત્તિના સ્વરૂપમાં અમર કરનારી પ્રતિષ્ઠા તેમ જ મારા બાપદાદાની તથા મારી પોતાની આબરૂ મને વધારે વ્હાલી છે!"

"આપ કહો છો તે સત્ય છે; પરન્તુ મારો એવો અભિપ્રાય છે કે ગમે તે જોખમે પણ જો હવે આપ લોકોને વધારે લાભ નહિ આપો, તો બૅંકને બંધ કરવાનો સમય સત્વર આવશે; કારણ કે, અત્યારે સખ્ત રસાકસીનો કાળ ચાલે છે." ભાગીરથીએ યેન કેન પ્રકારેણ પોતાના પક્ષના સમર્થનને ચાલૂજ રાખ્યું.

ગોવિન્દલાલે તેના આ ઉદ્ગારને સાંભળી એક જાતની બેપરવાઇ દેખાડનારૂં વિકટ હાસ્ય કર્યું અને કહ્યું કે "ભાગીરથી બહેન, આતો માત્ર રસાકસીનોજ કાળ ચાલે છે, પણ જે પુરુષો સત્ય નિષ્ઠાવાળા છે, તેઓ તો કોડીવગરના કંગાળ થવા છતાં પણ પોતાની પ્રામાણિકતાની પ્રતિજ્ઞાને છેવટ સૂધી પાળે છે; કારણ કેઃ—

"ઘર જે પડી બળી જાય છે પાછું તરત બંધાય છે;  
ને ખોટ આજે જાય તો કાલે નફો પણ થાય છે;  
પાછી મળે છે વસ્તુ તે જે હાથથી ખોવાય છે;  
ઘટમાલિકા ભવની દિવસ ને રાત આવે જાય છે;

પણુ આબરૂમાં જો જરા પણુ દાગ લાગી જાય છે;
મરવા છતાં તે ખોટનો ખાડો નહીં પૂરાય છે!"

"પરન્તુ;" ભાગીરથી પુનઃ તેનો પ્રતિવાદ કરતી કહેવા લાગીઃ—

"લોભિષ્ટ લોકોને લગારે લાભ જ્યાં દેખાય છે;
ત્યાં લાભના લોભે લળીને લાહુ લેવા ધાય છે;
પાણી ઢળે નીચાણુમાં તેવા સ્વભાવે લોક છે;
લ્યો લાભ આપી લાભ એ વ્યવહારમાંનો ન્યાય છે!"

આટલી વાર સૂધી ગોવિન્દલાલ ભાગીરથીના ઉદ્‌ગારોને એક સાધારણુ અબળાના ઉદ્‌ગાર તરીકે ગણીને તેનાં યોગ્ય ઉત્તરો આપતો રહ્યો હતો; પરન્તુ ભાગીરથીને ઉપદેશ આપવાની સીમાપર્યન્ત આગળ વધી ગએલી જોઇને હવે તેના મનમાં કોપનો કાંઇક આવિર્ભાવ થયો અને તેથી નેત્રોને આરક્ત કરીને તે તિરસ્કારદર્શક સ્વરથી કહેવા લાગ્યો કેઃ—' મારે લોકોને એવો અયોગ્ય લાભ આપવો પણુ નથી અને અયોગ્ય લાભ લોકો પાસેથી લેવો પણુ નથી. ધારી લ્યો કે, આ રસાકસી, પ્રતિસ્પર્ધા કિંવા કૉમ્પિટિશનના કાળમાં સત્યનિષ્ઠાવાન્ પુરુષના વ્યાપારમાં અલ્પકાળને માટે ઘટાડો થશે, તોપણુ જ્યારે બોગસ બૅન્કોનાં ભોપાળાં પ્રકાશમાં આવશે, તે વેળાયે, સાચાની કીમત અંકાશે અને તે વેળાયે સત્યના માર્ગમાં ચાલનારા બૅન્કરોનો રોજગાર આજના કરતાં હજારગણો વધેલો દેખાશે."

"સર્વ વિષયોમાં કેવળ ભવિષ્યપર આધાર રાખવો, એ આળસૂ દૈવવાદીઓનું કર્મ છે." ભાગીરથી બોલી.

"આવી અસત્યવાદિની કર્મપ્રવૃત્તિને મારા પ્રણુામ છે; કારણુ કે સત્યનિષ્ઠા જ અમારો પરમ ધર્મ છે." ગોવિન્દલાલે તેના વિચારોપ્રતિ ઘૃણા દર્શાવી.

"ત્યારે મારી રકમ તૈયાર કરી રાખજો." ભાગીરથીએ પોતાનો અંતિમ નિશ્ચય જણાવ્યો.

"જ્યાં લાખોની રકમ પળ માત્રમાંજ ચૂકવી અપાય છે, ત્યાં તમારી પચીસ હજારની રકમ શી બિસાતમાં છે ? જ્યારે તમારી ઇચ્છા હોય, ત્યારે તમારી અમાનત રકમ વ્યાજ સાથે મારી બૅન્ક-માંથી ઉપાડી જજો અને જ્યાં ગમે ત્યાં મૂકજો." ગોવિન્દલાલે વ્યવહારની ચોખવટને દર્શાવનારો સીધો જવાબ આપ્યો.

ભાગીરથી કુરસીમાંથી ઉઠીને ઊભી થઇ અને ગોવિન્દલાલને ઉદ્દેશી "અત્યારે આપને મેં આટલો બધો પરિશ્રમ આપ્યો છે અને આપના કાર્યમાં બાધા કરી છે, તેની ક્ષમા કરશો અને બની શકે તો જરા એમને જોવામાટે આવતી કાલે ઘેર પધારશો; કારણ કે, તમારા ભાઇ હવે આ સંસારને ક્યારે ત્યાગી જશે, એનો કશો પણ નિશ્ચય નથી ;" એ પ્રમાણેના શબ્દો ઉચ્ચારીને જવામાટે તૈયાર થઇ ગઇ.

"આવતી કાલે અવશ્ય હું હરિદાસભાઇને મળવા આવવા-માટેનો પ્રયત્ન કરીશ; તેમને મારા પ્રણામ કહેશો." ગોવિન્દલાલે પણ સભ્યતા દર્શાવી.

ભાગીરથી ચાલવા લાગી અને ગોવિન્દલાલ પાછો પોતાના કાર્યમાં નિમગ્ન થયો. ભાગીરથી પથ્થરની નિઃસરણીપરથી એકદમ ઉપર જવાને બદલે નિઃસરણી પાસેની એક વિશાળ તીજોરી પાસે આવીને અટકી ગઇ અને તીજોરી તથા ભીંતની વચ્ચેની અંધારા-વાળી ખાલી જગ્યામાં જાણે કોઇ વસ્તુને શોધતી હોયની તેવી રીતે દૃષ્ટિપાત કરવા લાગી. તેની ઇચ્છિત વસ્તુ તેના જોવામાં આવી અને તેથી નિઃસરણીપર ચઢીને ભોંયરામાં આવવાનાં બારણાંને તેણે

અંદરથી વાસી લીધાં બારણાં બંધ થતાં જ માથાથી પગ સુધી કાળા રંગના વસ્ત્રમાં છુપાયલો એક મનુષ્યનો આકાર તીજોરીની પાછળના ભાગમાંથી નીકળી આવીને ભાગીરથી સમક્ષ નિઃસરણી-પર આવીને ઊભો રહ્યો. ભાગીરથીએ તેને ઉદ્દેશીને કહ્યું કેઃ—

"હવે વિલંબના અવલંબનની આવશ્યકતા નથી; કારણ કે, આ સ્થાનમાં ગોવિન્દલાલ અસહાય તથા નિરાધાર છે; માત્ર એના ગળાપર તમારી છરી ફરી જાય એટલી જ વાર છે અને આવતી કાલે ભાગ્યોદયની શુભ ઘટિકા તમારામાટે તૈયાર છે. આગળ વધો; ઇલેક્ટ્રિક લાઇટને સ્વિચ દાબીને બુઝાવો, ગોવિન્દલાલના ગળાપર હિંમતથી છુરી ચલાવો અને ત્યાર પછી સત્વર અહીં આવો. હું તમને અહીંથી તમો કોઇના જોવામાં ન આવો તેવી રીતે છટકાવીશ; મારા જીવના જોખમને વેઠીને પણ તમારા પ્રાણને બચાવીશ."

"ભાગીરથી, છુરી મારી કમરમાં તૈયાર છે; પણ છુરી ચલા-વ્યા વિના જ ગોવિન્દલાલના જીવનનો અંત આવી જાય, એવી બીજી એક યુક્તિ મારા મસ્તિષ્કમાં અત્યારે જ સ્ફુરી આવી છે અને જો તે યુક્તિ સિદ્ધ થઇ જાય, તો એમ જ સમજવાનું છે કે, આપણું મહાપ્રબળ ભાવિ છે!" તે કૃષ્ણવસ્ત્રધારી પુરુષે અતિશય મંદ સ્વરથી કહ્યું.

"એવી વળી શી યુક્તિ તમારા મસ્તિષ્કમાં સ્ફુરી આવી છે? મને તો એમજ જણાય છે કે, વળી પાછી ધર્મભાવનાએ તમારી દૃઢતાને ચળાવી છે." ભાગીરથીએ કહ્યું.

"નહિ, તેમ નથી; ભાગીરથી! મુંબઇમાં આ ઇલેકિટ્રક લાઇટ્ નહોતી, તે વેળાયે ઇલેકિટ્રક લાઇટને બદલે સર્વત્ર ગૅસ્‌લાઇટનો જ

ઉપયોગ કરાતો હતો અને અત્યારે પણ કદાચિત્ કોઇવાર ઇલેક્ટ્રિક કરંટ આવતો અટકી જાય છે તે વેળાયે અંધકારમાં બેસવાનો સમય ન આવે એટલામાટે અનેક ગૃહો તથા ઑફિસો આદિમાં ગૅસનાં પાઇપ્સ પણ કાયમ રાખવામાં આવ્યાં છે. આ બૅન્કમાં પણ તે ગૅસ પાઇપ્સ કાયમ હોવાથી જો આ ભોંયરાનાં બધાં બારણાં બંધ હોય અને ગૅસને એકદમ ખોલી દેવામાં આવે, તો તેના યોગે ગુંગળાઇને અલ્પ સમયમાં જ ગોવિન્દલાલ સ્વર્ગવાસી થઇ જાય, એમાં લેશ માત્ર પણ શંકા નથી. તેમજ એ ઉપાયને યોજવામાં બીજો એક મોટામાં મોટો લાભ એ સમાયલો છે કે, એવી રીતે નિપજેલું ગોવિન્દલાલનું મરણ તે ગૅસના અકસ્માત્થી નિપજેલા મરણ તરીકે ગણાશે અને તેથી પોલિસખાતાને ગોવિન્દલાલના ખૂનની શંકા ન રહેવાથી તે એ બાબતમાં વધારે તપાસ પણ કરશે નહિ." કૃષ્ણવસ્ત્રધારી પુરુષે નવીન યુક્તિનો પૂર્વ પ્રમાણેજ મંદ સ્વરથી સ્ફોટ કરી બતાવ્યો.

"આ ભોંયરામાંનાં માત્ર આ દરવાજા વગરનાં બીજાં બધાં બારીબારણાં બંધ છે, એ મેં સારી રીતે જોઇ લીધું છે; કારણકે ગોવિન્દલાલ પાસે હું જ્યારે બેઠી હતી ત્યારે બહુજ ગરમી થતી હતી અને તેથી મારે તેમના ટેબલપરના ઇલેક્ટ્રિક ફૅનને ચલાવવો પડયો હતો. અર્થાત્ જો આ દરવાજો બંધ થઇ જાય, તો ગૅસ બીજા કોઇ દ્વારમાંથી બહાર જઈ શકે તેમ નથી." ભાગીરથીએ કહ્યું.

"આ કલ્પના મારા મસ્તિષ્કમાં અહીં આવ્યા પૂર્વે જ આવેલી હોવાથી હું ગૅસ પાઇપને લીક કરવામાટેના ઓજારને પણ મારી સાથે લેતો આવ્યો છું અને તેથી એ કાર્ય માત્ર બેથી ત્રણ મિનિટમાં જ મારાથી સિદ્ધ કરી શકાશે." તે કૃષ્ણવસ્ત્રધારી પુરુષે

પોતા પાસેના સાધનની વાર્ત્તા જણાવી.

"જો તમારી પાસે તે સાધન તૈયાર હોય, તો પછી તેના ઉપયોગમાં વિલંબ કરવાની કશી પણ આવશ્યક્તા નથી; કારણકે, આવા કાર્યમાં વિલંબ કરવાથી ઘણીક વાર પરિણામ બહુ જ અનિષ્ટ આવી જાય છે." ભાગીરથીએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"મારો પણ એવો જ અભિપ્રાય છે;" તે કૃષ્ણવસ્ત્રધારી મનુષ્યે કહેવા માંડ્યું; "કિન્તુ ભાગીરથી, જે વેળાયે પટાવાળો ચાહ લેવા-માટે બહાર ગયો હતો, તે વેળાયે તેની ગેરહાજરીનો લાભ લઇને મેં આ ભોંયરામાં પ્રવેશ કર્યો હતો, પરન્તુ હવે જતી વેળાયે હું તેના જોવામાં આવ્યા વિના જ અહીંથી નીકળી જઇ શકું, એ વિશેની કોઇ યુક્તિને આપણે પ્રથમ યોજવી જોઇએ; કારણકે, મુંબઇની ડિટેક્ટિવ પોલીસ ઘણી જ ચાલાક હોવાથી ગોવિન્દલાલના અકસ્માત્‌થી નિપ-જેલા મરણની પૂર્વે કોઇ મનુષ્ય ગુપ્ત રીતે અહીં આવ્યો હતો, એટલી વાત પણ જો તેના જાણવામાં આવશે, તો તે મને શોધવામાટે આકાશ તથા પાતાળને એક કરી નાખશે અને આપણે નિરન્તર અકારણ ચિન્તામાં જ વેળા વીતાડવી પડશે."

"તમારી આ શંકા સત્ય છે;" ભાગીરથીએ તે ગુપ્ત પુરુષના અભિપ્રાયને પુષ્ટિ આપતાં કહ્યું; "પટાવાળાને દૂર કરવાની એક યુક્તિ મારા મસ્તિકમાં આવી છે અને તે એ કે, અત્યારે અહીંથી નજીક-માંની ઘણી ખરી દુકાનો બંધ થએલી હોવાથી પટાવાળાને એક મીણબત્તી લાવવા તથા મારા માટે એક વિક્ટોરિયા લઇ આવવાના નિમિત્તથી હું રવાના કરૂં છું અને તેને આવતાં ઓછામાં ઓછો પંદરથી વીસ મિનિટનો ટાઇમ વીતી જશે; અને એટલામાં તો તમા-રાથી તમારા કાર્યની સમાપ્તિ કરીને અહીંથી નીકળી જઇ શકાશે."

"ત્યારે તું જઇને તેને દૂર કર અને તેના જવાની મને ખબર આપ એટલે હું મારા કાર્યની પૂર્ણાહુતિ કરી નાખું." તે પુરુષે કહ્યું.

"બહુ સારૂં;" કહીને **ભાગીરથી** દરવાજો ખોલીને બહાર આવી અને ત્યાં એક બાંકડાપર બેઠેલા પટાવાળાને તેણે કહ્યું કે; "પટાવાળા, અત્યારે લગભગ સાડાદશ વાગવા આવેલા છે અને અમારા માળાના દાદરપર રાતે બહુ જ અંધારૂં રહ્યા કરે છે, માટે મને એક મીણબત્તી લાવી આપ અને વળતાં એક ખાલી વિક્ટોરિયા પણ લેતો આવજે; મારે કાલબાદેવી જવાનું છે."

ગોવિન્દલાલે પોતે જ જે અબળાનો આટલો બધો સત્કાર કર્યો હતો, તે અબળાની આજ્ઞાનું પટાવાળાથી ઉલ્લંઘન કરી શકાયું નહિ અને તેથી તે મીણબત્તી તથા વિક્ટોરિયા લાવવામાટે ત્યાંથી ચાલતો થયો; પણ જતાં જતાં તેણે **ભાગીરથીને** કહ્યું કેઃ "બાઇ સાહેબ, જો શેઠ મને બોલાવે, તો હું તમારા કામમાટે બહાર ગએલો છું, એટલું તેમને જણાવી દેજો."

"એની તારે ચિન્તા ન કરવી; લે આ મીણબત્તીમાટે પૈસા." એમ કહીને **ભાગીરથીએ** પોતાના પોલકાના ખીસામાંથી એક બેઆની કાઢીને તેના હાથમાં આપી અને પટાવાળો ત્યાંથી ચાલતો થઇ ગયો. પટાવાળો બૅંકના કૅમ્પાઉન્ડમાંથી બહાર નીકળી ગયો એટલે **ભાગીરથીએ** ભોંયરાના દરવાજા પાસે જઇને તેના સાથીને તેના જવા વિશેની સૂચના આપી દીધી. સૂચના મળતાં જ તે કૃષ્ણવસ્ત્રધારી પુરુષે ત્યાં તીજોરીની પાછળના ગૅસ પાઇપમાં છિદ્ર પાડવાના કાર્યનો આરંભ કરી દીધો અને તેના તે કાર્યની પાંચ મિનિટમાં જ પરિસમાપ્તિ થઇ ગઇ. ગૅસ પાઇપમાં છિદ્ર પડતાં જ તેમાંથી ગૅસ બહાર આવવા માંડી અને તેનો તીવ્ર ગંધ તે પુરુષ તથા **ભાગીરથીની** નાસિકામાં

પહોંચ્યો. તે પુરુષે ભાગીરથીને ઉદ્દેશીને કહ્યું કે:—"હવે આપણે અહીંથી સત્વર નીકળી જવું જોઇએ; નહિ તો આપણા જીવનું પણ જોખમ થઇ જશે અને આપણા ખોદેલા ખાડામાં આપણે જ પડવું પડશે."

"તમે ચાલતા થઇ જાઓ; હું દરવાજો બંધ કરીને બહાર પટાવાળાની વાટ જોતી બેસું છું; તે ગાડી લઇને આવશે એટલે ગાડીમાં બેસીને ઘેર જઇશ અને આવતી કાલે તમને તમારા બંગલામાં મળીશ." ભાગીરથીએ કહ્યું: તે બન્ને બહાર આવ્યાં અને તે કૃષ્ણવસ્ત્રધારી પુરુષ ત્યાંથી જવાની તૈયારીમાં હતો એવામાં ભાગીરથીએ પૂછ્યું કે: "પણ આપણો આજનો પ્રયોગ કદાચિત્ નિષ્ફળ થઇ જાય અને ગોવિન્દલાલ જીવતો બચી જાય, તો પછી શું કરીશું?"

"તો પછી બીજી વાર આપણી છુરીની ધારાને તેના રક્તથી તૃપ્ત કરીશું." આટલું ઉત્તર આપીને તે કૃષ્ણવસ્ત્રધારી પુરુષ અતિશય વેગથી બેંકના કૉમ્પાઉન્ડમાંથી બહાર નીકળી ગયો; તે કૉમ્પાઉન્ડમાંથી બહાર નીકળ્યો અને પટાવાળો વિક્ટોરિયા લઇને આવતો તેને સ્હામો મળ્યો; પરન્તુ તે ગુપ્ત પુરુષ કોઇના પણ સંશયનો હેતુ થયા વિના જ પોતાની ધારણા પ્રમાણે ત્યાંથી છટકી ગયો.

તે ગુપ્ત પુરુષને વિદાય કર્યા પછી ભાગીરથીના મનમાં વળી એક વિચાર આવ્યો અને તે એ કે: "કદાચિત્ ગૅસ્‌ના દુર્ગંધથી મુંઝાઇને ગોવિન્દલાલ ઇલેક્ટ્રિક બેલનું બટન દાબશે, તો પટાવાળો અંદર જવામાટે દરવાજો ઉઘાડશે અને તેમ થતાં ગૅસ્‌ને બહાર નીકળવાનો માર્ગ મળતાં ગોવિન્દલાલ જીવતો બચી જશે; તો કરેલી મેહનત માટીમાં મળી જશે." આવા વિચારથી ઇલેક્ટ્રિક બેલની દોરીને તેણે એક ઝટકા સાથે તોડી નાખી અને ભોંયરાના દરવાજાને બહારથી સાંકળ ચઢાવી દીધી; કારણકે, તે દરવાજો એવો તો મજ-



“ * આપણા ખોદેલા ખાડામાં આપણે જ પડવું પડશે. ”

પૃ: ૧૧૨

B. A. P. Works.

ખુત અને ફિટ હતો કે, કદાચિત્ બહાર નીકળવામાટે ગોવિન્દલાલ દરવાજા પાસે આવીને દરવાજાને હચમચાવે, તો પણ તે જરા પણ હીલે અને તેનો અવાજ બહાર બેઠેલા પટાવાળાના સાંભળવામાં આવે, એ સર્વથા અશક્ય તથા અસંભવનીય જ હતું. ભાગીરથીએ પોતાના એ કાર્યની સમાપ્તિ કરતાંની સાથે જ પટાવાળાને કૉમ્પાઉન્ડમાં પ્રવેશ કરતો જોયો. પટાવાળો ત્યાં આવ્યો એટલે તેના પરિશ્રમના બદલામાં તેને એક રૂપિયો આપી ભાગીરથી તરત વિક્ટોરિયામાં બેસી ગઇ અને પોતાને ઘેર જવામાટે વિદાય થઇ ગઇ. પટાવાળો પાછો સ્વસ્થતાથી બાંકડાપર બેસી રહ્યો.

રાત્રિના તૃતીય પ્રહરનો અંત થયો અને રાજાબાઇ ટાવરના ક્લૉકમાં ત્રણના ટકોરા સંભળાયા, છતાં અદ્યાપિ ગોવિન્દલાલ ભોંયરામાંના ટ્રેઝરી હૉલમાંથી બહાર ન આવ્યો તેમજ તેણે ઇલેક્ટ્રિક બેલ વગાડીને પટાવાળાને પણ અંદર ન બોલાવ્યો; એથી પટાવાળાના મનમાં કદાચિત્ શેઠ ભોંયરામાંજ નિદ્રાવશ થઇ ગયા હશે, એવો સંશય આવ્યો. પોતાના એ સંશયની નિવૃત્તિ કરવામાટે ભોંયરામાં જવાનો વિચાર કરીને પટાવાળો ભોંયરાના દરવાજા પાસે ગયો, તો ત્યાં તેણે દરવાજાપર સાંકળ ચઢાવેલી જોઇ. તેણે પોતે દરવાજાને સાંકળ ચઢાવી નહોતી, છતાં આમ કેમ થયું, એનો વિચાર કરવાને બદલે સાંકળ ઊઘાડીને તેણે દરવાજાને પણ ઊઘાડી નાખ્યો. દરવાજો ઊઘડતાંજ તેમાંથી ગૅસનો અતિશય ઘૃણાકારક દુર્ગંધ ભોંયરામાંથી બહાર આવવા માંડ્યો છતાં એ શાનો દુર્ગંધ હશે એની કલ્પના ન કરી શકવાથી તે નાકને રૂમાલથી દબાવીને દરવાજામાં પેઠો: એટલું જ નહિ, પણ દરવાજાને પાછો અંદરથી વાસી લીધો અને ભોંયરામાં જવાને આગળ વધ્યો; એટલામાં એક વસ્તુ મનુષ્યના શરીર જેવી વસ્તુ-તેના પગમાં આવવાથી તે એકદમ જમીનપર પછડાઇ પડ્યો અને

ઊઠવાનો પ્રયત્ન કરતો હતો તેટલા સમયમાં તો ગૅસનો તેનાં નાક તથા મોઢામાં એટલો બધો પ્રવેશ થઇ ગયો કે, ત્યાંથી ઊઠવાની તેની આશા પૂર્ણ થઇ શકીજ નહિ.

બૅંકના દરવાજાપર રાતે પહેરો ભરનાર સૅંટ્રી બાર વાગે ભોંયરાના દરવાજાપર આવ્યો હતો અને તે વેળાયે પટાવાળો ત્યાં બેઠેલો હતો એટલે તેની સાથે વાતચીત કરીને તે ચાલ્યો ગયો હતો, પણ જ્યારે તે પાછો સાડાત્રણ વાગે ત્યાં આવ્યો તે વેળાયે પટાવાળાને ત્યાં ન જોવાથી તે કદાચિત્ ભોંયરામાં શેઠની પાસે ગયો હશે, એમ ધારીને ભોંયરાના દરવાજા પાસે આવ્યો. દરવાજો બંધ હતો, પણ ધક્કો મારવાથી તે તત્કાળ ઊઘડી ગયો અને પૂર્વ પ્રમાણેજ અંદરથી ગૅસ્ બહાર આવવાથી ત્યાં દુર્ગંધનો વિસ્તાર થઇ ગયો. તે સૅંટ્રી ગૅસના દુર્ગંધને ઓળખતો હોવાથી અવશ્ય ભોંયરામાંનો કોઇ ગૅસ પાઇપ્ ટૂટેલો હોવો જોઇએ અને જો તેને ટૂટયાને વધારે વખત થયો હશે, તો અંદર જે કોઇ પણ હશે, તેના જીવનું જોખમ થએલું હોવું જ જોઇએ, એવો તેનો નિશ્ચય થવાથી તેણે તરત ગૅસ કંપનીની ઓફિસમાં ટેલીફોન કરી દીધો અને એક કલાકમાં ગૅસ કંપનીના ચાર માણસો ત્યાં આવી લાગ્યા. દરવાજામાંથી ગૅસ બહાર આવ્યાજ કરતી હતી અને આવતી ગૅસની સ્હામે ભોંયરામાં જવું તે મૃત્યુના મુખમાં જવા બરાબર હોવાથી પ્રથમ તો તેમણે ગૅસ્પાઇપના ભોંયરામાં જતા કનેકશનને બહારના ભાગમાંથી તોડી નાખ્યું અને તેથી ભોંયરામાંના પાઇપૂ બહારથી આવતી ગૅસ અટકી ગઇ. જેટલી ગૅસ ભોંયરામાં ફેલાયલી હતી તેટલી ગૅસને પણ બહાર નીકળી જતાં લગભગ દોઢથી બે કલાકનો ટાઇમ્ વીતી ગયો અને તેથી સૂર્યોદય થવા સાથે ભોંયરામાં જવામાં હવે કાંઇ ભય જેવું નથી એવો જ્યારે ગૅસ કંપનીના માણસોનો નિશ્ચય થયો, ત્યારે જ તેમણે તે સૅંટ્રીને લઇને

ભોંયરામાં પ્રવેશ કર્યો. ભોંયરાની નિઃસરણીપરથી નીચે ઊતરતાં જ જે ભયંકર દૃશ્ય તેમના જોવામાં આવ્યું તેથી તેઓ દિગ્મૂઢ થઇને ત્યાંજ ઊભા રહી ગયા. ગોવિન્દલાલ તથા તેના પટાવાળાનાં ત્યાં પડેલાં મૃત શરીરોને જોઇને તેમના હૃદયમાં ભયાનક કંપનો આર્વિર્ભાવ થયો. તેઓ ત્યાંથીજ પાછા વળીને બહાર નીકળી આવ્યા અને ટેલીફોનથી તેમણે પોલીસને આ અકસ્માતની ખબર આપી દીધી.

---

## પ્રકરણ ૭ મું
## સૂર્યનો અસ્ત અને ચંદ્રનો ઉદય !

---

જે રાત્રિયે ગોવિન્દલાલના જીવનનો બેંકના ટ્રેજરી હાલમાં અકાળ અંત થયો, તે રાત્રિયે અમુક કારણ દર્શાવીને **શારદા** તથા **ઇન્દુને** **માણેકલાલે** ગોવિન્દલાલને ઘેર **સુભદ્રા** પાસે મોકલ્યાં હતાં અને તેઓ ત્યાંથી બીજે દિવસે આવવાનાં હતાં. રાત્રે ગોવિન્દલાલ માટે સાડાસાત વાગે ખાવાનું બેંકમાં મોકલ્યા પછી **સુભદ્રા**, **શારદા** તથા **ઇન્દુએ** સાથેજ ભોજન કર્યું હતું અને ત્યારપછી **ઇન્દુને** સૂવાડી દઇને **સુભદ્રા** તથા **શારદા** ગોવિન્દલાલના આવવાની વાટ જોતી વાતોમાં પોતાના સમયને વીતાડતી લગભગ બે વાગ્યા સૂધી જાગતી બેઠી હતી. બે વાગવા છતાં પણ જ્યારે ગોવિન્દલાલનું આગમન ન થયું, ત્યારે પછી 'તેઓ કોઇ અગત્યના કાર્યમાટે રોકાઇ ગયા હશે અને કદાચિત્ ત્યાંજ નિદ્રાવશ થયા હશે;' એમ ધારીને **સુભદ્રાએ** **શારદાને** સૂઇ જવાનો આગ્રહ કર્યો અને તે પોતે પણ પલંગપર જઇને પડી રહી. **શારદા** તો થોડીવાર પછી નિદ્રાવશ થઇ ગઇ, પરન્તુ કોણ જાણે શા કારણથી **સુભદ્રાને** અચા-

નક તેના મનમાં ઉદ્વેગનો આવિર્ભાવ થવાથી અરુણોદય થતાં સુધી નિદ્રા ન આવી તે નજ આવી. તેણે લગભગ ચાર કલાકનો સમય શય્યામાં પડી રહીને પાસાં બદલવામાંજ વીતાડી દીધો. કેટલીકવાર જ્યારે કાંઇપણ અનિષ્ટ થવાનું હોય છે ત્યારે તેની પૂર્વ સૂચનારૂપ અકારણ ચિન્તાનો મનુષ્યના મનમાં ઉદ્ભવ થાય છે અને તેના યોગે ચિન્તાનું કોઇ બાહ્ય કારણ ન હોવા છતાં પણ મનમાં સંતાપ થયા કરે છે; છતાં મનુષ્ય ભાવિજ્ઞાનથી શૂન્ય હોવાને લીધે તે આવનારી આપત્તિનો સાક્ષાત્કાર કરવાને અસમર્થ હોય છે; એવો નિ:સર્ગનો નિયમજ છે અને એ નિયમ એક રીતે જેમ હાનિકારક છે તેમ લાભકારક પણ છે; કારણકે, ભાવિ આપત્તિના અજ્ઞાનથી તે આપત્તિનું નિવારણ કરી શકાતું નથી, એ હાનિકારક છે; તેમજ કેટલીક આપત્તિઓ એવી હોય છે કે તેમને જાણવા છતાં પણ આવતી અટકાવવાની ક્ષુદ્ર માનવમાં શક્તિ હોતી જ નહિ; એટલે એવી આપત્તિનું જો પૂર્વજ્ઞાન થઇ જાય, તો આવતી કાલે થનારી હાનિ આજેજ થવાનો સંભવ હોવાથી કેટલીકવાર એ અજ્ઞાન પણ લાભકારક થઇ પડે છે અને તેથીજ અંગ્રેજી ભાષામાં "અજ્ઞાન એક આશીર્વાદ છે!" એવા આશયની એક કિંવદંતીનો પ્રચાર થએલો છે.

અરુણોદય થતાં સુભદ્રા શય્યામાંથી ઊઠી તે વેળાયે શારદા પણ શય્યામાં જાગતીજ પડેલી હતી એટલે તેણે પણ શય્યાનો ત્યાગ કર્યો અને ઈન્દુ તો ક્યારનોય જાગીને રમતો બેઠો હતો એટલે દંતધાવન અને સ્નાન આદિ પ્રાતર્વિધિથી મુક્ત થઇને સુભદ્રાએ ચાહ તૈયાર કરી નાખી. સુભદ્રા, શારદા તથા ઈન્દુ ચાહ પીતાં હતાં એટલામાં ટેલીફોનની ઘંટડી વાગી અને તેથી સુભદ્રા ટેલીફોન-પર ગઇ. ટેલીફોન ગોવિન્દલાલની બૅંકમાંથી કરાયો હતો અને

પોલીસ કમીશનર પોતેજ ત્યાંના ટેલીફોનપર ઉભો રહીને વાર્તાલાપ કરતો હતો. **શારદા**એ પ્રશ્ન કર્યો કે:–"તમો કોણ છો અને ક્યાંથી ટેલીફોન કરો છો ?" એટલે તેના એ પ્રશ્નનું એવું ઉત્તર મળ્યું કે:–"હું પોલીસ કમીશનર છું, તમારી બેંકમાંથી ટેલીફોન કરૂં છું અને ટેલીફોન કરવાનું કારણ એ છે કે, ગઇ રાતે બેંકના ટ્રેઝરી હૉલમાં એક ભયંકર અકસ્માત થએલો છે, ગોવિન્દલાલ શેઠના સંબંધમાં બહુજ માઠો બનાવ બન્યો છે અને તેટલામાટે આ વેળાયે આ સ્થાનમાં તમારી તથા તમારાં સગાંવહાલાંની હાજરીની ખાસ આવશ્યકતા છે." એના ઉત્તરમાં **સુભદ્રા**એ "હું હમણાંજ ત્યાં આવું છું;" એમ જણાવ્યું તો ખરૂં, પરંતુ "ગોવિન્દલાલ શેઠના સંબંધમાં બહુજ માઠો બનાવ બન્યો છે" એ શબ્દો સાંભળવાથી તેની છાતીમાં એક પ્રકારનો ધાસ્કો પડી ગયો. તેણે આ વાર્તા **શારદા**ને કહેતાં **શારદા** પણ ગહન વિચારમાં પડી ગઇ. **સુભદ્રા**એ નોકરને ગાડી જોડાવવાનો હુકમ આપીને બેંકમાં જવામાટે વસ્ત્રો પહેરવા માંડયાં એટલે **શારદા**એ તેને ઉદ્દેશીને કહ્યું કે:–"માતા, મારા મનમાં એવી શંકા આવે છે કે, મારા પિતાશ્રીના સંબંધમાં અવશ્ય કોઇ મહાભયંકર ઘટના થએલી હોવી જોઇએ અને જો તેવું કાંઇ બન્યું હશે, તો તમારાથી ત્યાં જોઇએ તેટલું ધૈર્ય ભાગ્યે જ રાખી શકાશે. તમારા ઘરમાં કોઇ અન્ય પુરુષ નથી અને તેટલામાટે મારો એવો પ્રસ્તાવ છે કે, અહીંથી ગાડીમાં બેસી આપણે મારે ઘેર ચાલીએ અને ત્યાંથી ઇન્દુના પિતાને સાથે લઇને પછીજ બેંકમાં જઇએ. આવી વેળાયે પોતાના અંગના કોઇપણ પુરુષની ઉપસ્થિતિની અધિક આવશ્યકતા હોય છે, એ વિશે તમને વધારે સમજાવીને કહેવાની અગત્ય નથી." **સુભદ્રા**ને પણ **શારદા**નો એ ઉપદેશ યોગ્ય જણાયો અને તેથી **સુભદ્રા**, **શારદા** તથા ઈન્દુ ગાડીમાં બેસીને **માણેકલાલ**ના વાલુકેશ્વ-

રપરના બંગલાના કૉમ્પાઉન્ડમાં આવી પહોંચ્યાં. **સુભદ્રા**ને ગાડીમાંજ બેસી રહેવાનું કહીને **શારદા** એકદમ **માણેકલાલ** પાસે ગઇ. **માણેકલાલ** અત્યારે લાયબ્રેરી હૉલમાં ચાહ પીતો બેઠો હતો. **શારદા**એ આવતાંની સાથેજ પતિને ઉદ્દેશીને કહેવા માંડયું કેઃ-" પ્રાણેશ, સત્વર ઉઠો અને અમારી સાથે ચાલવાને તૈયાર થાઓ; ગઇ રાત્રે બૅંકમાં કાંઇક ભયંકર ઘટના થએલી છે અને મારા પિતાશ્રીના પ્રાણની હાનિ થએલી હોવી જોઇએ, એવી મારા મનમાં શંકા છે. બૅંકમાંથી પોલીસ કમીશનરે ટેલીફોન કરીને મારાં માતુશ્રીને બૅંકમાં બોલાવ્યાં છે; પણ મારા ઉપદેશથી આપને ત્યાં સાથે લઇ જવામાટે મારાં માતુશ્રી પોતેજ અત્યારે અહીં આવ્યાં છે." **શારદા**ના મુખમાંથી નીકળેલા આ શબ્દો સાંભળતાં **માણેકલાલ**ની મુખમુદ્રામાં એક પ્રકારના ગંભીર શોકની છાયા છવાઇ ગઇ અને વિશેષ પ્રશ્નોત્તરનો આ સમય ન હોવાથી તે ઉપર જઈ બહાર જવાનાં વસ્ત્રોને ધારણ કરીને તરત પાછો નીચે આવી લાગ્યો. **શારદા**એ **લક્ષ્મણ**ને **ઇન્દુ**ને સંભાળવાની ભલામણ કરી **ઇન્દુ**ને ઘેર રાખ્યો અને ત્યારપછી **શારદા** તથા **માણેકલાલ** ગાડીમાં બેઠાં. કોચમૅનને પૂરા વેગથી ઘોડાને ચલાવીને ગાડીને બૅંકમાં લઇ જવાની આજ્ઞા અપાઇ.

**સુભદ્રા**ની ગાડી જે વેળાયે બૅંકના કૉમ્પાઉન્ડ પાસે આવી પહોંચી તે વેળાયે સવારમાં સાડા આઠ વાગ્યા હતા, કૉમ્પાઉન્ડના દરવાજામાં લોકોની સારી જેવી ભીડ જામેલી હતી અને તેથી પોલીસે જ્યારે લોકોને દૂર ખસેડયા ત્યારેજ ગાડીનો કૉમ્પાઉન્ડમાં પ્રવેશ થઇ શકયો. કૉમ્પાઉન્ડમાં આવ્યા પછી એક ભીષણ દૃશ્ય **માણેકલાલ**, **શારદા** તથા **સુભદ્રા**ના જોવામાં આવ્યું. બૅંકના ઓટલાપર એક બાજૂએ બે મનુષ્યોની બે લાશોને કપડાંથી ઢાંકીને રાખવામાં આવી હતી અને પાસેજ ગોઠવેલા એક ટેબલની આસપાસની

પાંચ છ ખુરસીઓપર પોલીસ કમીશનર, પોલીસના બીજા બે અમલદારો, તથા કૉરોનર આદિ બેઠા હતા અને પોલીસના ત્રણ ચાર સિપાહીઓ તથા ગૅસ્ કંપનીના માણસો પણ ત્યાં પાસેજ ઉભેલા હતા. **સુભદ્રા** ગાડીમાંથી ઊતરવા જતી હતી પણ તેને ઊતરવાની ના પાડી **માણેકલાલ** એકલોજ ગાડીમાંથી નીચે ઊતર્યો અને જ્યાં પોલીસ કમીશનર આદિ સરકારી અધિકારીઓ બેઠા હતા, ત્યાં આવી શિષ્ટાચાર પ્રમાણે ગુડમૉર્નિંગનો વિધિ પૂરો કરીને એક ખુરસીપર બેઠો. બેઠા પછી તેણે પોલીસ કમીશનરને ઉદ્દેશીને પૂછ્યું કેઃ—" માન્યવર મહાશય, આ બૅંકના માલિક મહાશય ગોવિન્દલાલશેઠનાં **ધર્મપત્નીને** ટેલીફોન કરીને શામાટે બોલાવવામાં આવ્યાં છે અને શો અકસ્માત્ થયો છે, તે કૃપા કરીને જણાવશો, તો મોટો આભાર થશે. "

"આપનો ગોવિન્દલાલ સાથે શો સંબંધ છે ?" પોલીસ કમીશનરે **માણેકલાલને** પ્રશ્ન કર્યો.

" હું ગોવિન્દલાલ શેઠનો જમાઇ છું અને મારાં સાસૂના પ્રતિનિધિ તરીકેજ આપની સાથે આ અકસ્માત્‌ના વિષયમાં અત્યારે વાર્તાલાપ કરવાને આવ્યો છું." **માણેકલાલે** ગભીર તથા પ્રભાવદર્શક સ્વરથી ઉત્તર આપ્યું.

" આપ જ્યારે ગોવિન્દલાલ શેઠના આટલા નિકટના સંબંધી છો અને ગોવિન્દલાલ શેઠને કોઇ બંધુ કે પુત્ર છેજ નહિ, એટલે આપની સાથે આ વિષયનો વાર્તાલાપ કરવામાં કોઇપણ પ્રકારનો પ્રત્યવાય નથી. આજે રાતે ત્રણ કે સાડાત્રણ વાગે બૅંકનો સેંટ્રી તપાસ કરવામાટે આ ટ્રેઝરી હૉલના દરવાજા પાસે આવ્યો અને ત્યાં તેણે ગોવિન્દલાલના પટાવાળાને ન જોવાથી ટ્રેઝરી હૉલના દરવાજાને તપાસવામાટે દરવાજાને ઊઘાડ્યો, તો અંદરથી એકદમ ગૅસ્ નીકળવા માંડી અને તેનો દુર્ગંધ ઊડવા માંડ્યો. સેંટ્રીને શક પડવાથી તેણે

ટેલીફોનથી આ બાબતની મને ખબર આપી તેમજ ગૅસ્ કંપનીને પણ ખબર આપી દીધી. હું મારા બીજા અધિકારીઓ સાથે અહીં આવ્યો તે વેળાયે ગૅસ્ કંપનીના માણસો પણ અહીં આવી પહોંચ્યા હતા. ભોંયરામાં ગૅસનો ઘણોજ ભરાવ હોવાથી જ્યાંસુધી તેમાંની ગૅસ ડિસ્પર્સ્ ન થઇ જાય—વિખરાઇ ન જાય—ત્યાંસુધી ભોંયરામાં જવાનું કામ અશક્ય હોવાથી પ્રથમ તો ગૅસના કનેકશનને બહારથી કાપી નાખવામાં આવ્યું એટલે અંદર નવી ગૅસ્ જતી અટકી ગઇ અને અંદરની ગેસ્ જ્યારે બહાર નીકળી ગઇ, ત્યાર પછી અંદર પ્રવેશ કરવામાં આવ્યો અને અંદર જતાં આ બૅંકના નામાંકિત માલિક ગોવિન્દલાલ શેઠ તથા તેમના પટાવાળાનાં શરીરો નિર્જીવ થઇને પડેલાં મળી આવ્યાં. લાશોને ઊપડાવી બહાર રખાવી. મેં એક ટેલીફોન કૉરોનરને કર્યો અને એક ટેલીફોન ગોવિન્દલાલ શેઠનાં વાઇફને કરીને તેમને અહીં આવવાની સૂચના આપી; કારણકે, અકસ્માતનું પરિણામ ભયંકર થએલું હોવાથી તેમની હાજરીની અહીં ખાસ અગત્ય છે, એ તો તમે પણ જાણી શકો તેમ છે. હું ધારું છું કે, તેઓ પણ ગાડીમાં આવેલાંજ છે; પરંતુ તમને તેઓ સાથે લેતાં આવ્યાં એ બહુજ સારૂં કર્યું; કારણકે, આવા પ્રસંગે તેમને ધૈર્ય આપવામાટે પોતાના અંગના કોઇ પુરુષની વિશેષ આવશ્યકતા હતી. તેઓ એકલાં આવ્યાં હોત, તો બહુજ ગભરાઇ જાત અને કદાચિત્ બીજો અકસ્માત પણ બની જાત !" પોલીસ કમીશનરે સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો.

"મારાં સાસૂ તથા મારાં વાઇફ બન્ને આવેલાં છે અને તેઓ ગાડીમાંજ બેઠેલાં છે," માણેકલાલે એમ કહીને પૂછ્યું કે:-"પણ મારા સસરા ગોવિન્દલાલ શેઠનું મરણ માત્ર ગૅસના પરિણામે જ થયું છે કે કોઇ બીજા કારણથી, એ વિશે કૉરોનર સાહેબ શા નિશ્ચયપર

આવ્યા છે, તે જણાવશો ? ”

એના ઉત્તરમાં કૉરોનરે જણાવ્યું કે:—“ મરનાર ગોવિન્દલાલ શેઠ તેમજ તેમના પટાવાળાના શરીરમાં તેમને કોઇએ કશી ઇજા કરી હોય તેવું એક પણ ચિન્હ નથી અને તેથી સરળતાથી એવાજ અનુમાનપર આવી શકાય છે કે, ભોંયરાનાં સઘળાં બારી બારણાં બંધ હોવાથી અને અચાનક ગૅસ્ પાઇપના મોટા છિદ્રમાંથી એકદમ ગૅસ્ બહાર આવતાં તે ગૅસ્‌વડે ગુંગળાઇ જવાથી એ બન્નેનાં મરણ થએલાં હોવાં જોઇએ; કારણ કે, ટ્રેઝરી હૉલમાં ઘુસીને ચોરી કરવાનો કોઇએ પ્રયત્ન કર્યો હોય, એવાં પણ કોઇ જાતનાં ચિન્હો જોવામાં આવતાં નથી; નહિ તો કદાચિત્ એવા અનુમાનપર પણ આવી શકાય કે, તેમનાં મરણો બીજા કોઇએ નિપજાવ્યાં હશે. છતાં તમારા મનમાં જો કોઇપણ પ્રકારની શંકા હોય, તો જણાવો એટલે અમે લાશોની હજી પણ વધારે બારીકીથી તપાસ કરીએ અને પોલીસ પણ આ બાબતમાં બીજી જે યોગ્ય હોય તે તપાસ ચલાવે ”

“મારા સસરા ગોવિન્દલાલ શેઠ એવા તો ભલા અને ઉદાર મહાત્મા પુરુષ હતા કે, તેમનો કોઇ શત્રુ તો હતો જ નહિ એટલે કોઇ શત્રુએ તેમના ઘાતનો પ્રયત્ન કર્યો હોય, એવી તો મારી માન્યતા છે જ નહિ; તેમજ કોઇ બદમાશ ચોરી કરવાના ઉદ્દેશથી આસપાસ સૅંટ્રીઓનો પહેરો હોવા છતાં પોતાના જીવને જોખમમાં નાખીને ટ્રેઝરી હૉલમાં જાય, એ પણ સર્વથા અશક્યજ છે. આ બે મરણો કેવળ અકસ્માતથીજ થયાં છે, એ નિઃસંશય વાર્ત્તા હોવાથી લાશોને વધારે ચૂંથવાની કે બીજી તપાસ ચલાવવાની આવશ્યકતા હોય, એવી મારી ધારણા તો નથીજ; છતાં મારાં સાસૂને જો કાંઇ શંકા હોય, તો હું તેમને પૂછું છું અને તેમનું ઉતર તમને કહી સંભળાવું છું. ”

આ પ્રમાણે કહીને માણેકલાલ ત્યાંથી ઉઠીને કૉમ્પાઉન્ડમાં એક બાજૂએ ઊભેલી ગાડી પાસે આવ્યો. ગોવિન્દલાલના મરણની વાર્ત્તા સુભદ્રાના જાણવામાં આવી ચુકેલી હોવાથી તે શારદાના ખભાપર માથું રાખી આંસુ વર્ષાવતી અને શોક કરતી બેઠી હતી; શારદાનાં નેત્રોમાંથી પણ અશ્રુધારાનું વહન તો થતું હતું, છતાં તે હૃદયને દૃઢ કરીને વારંવાર સુભદ્રાને આશ્વાસન પણ આપ્યા કરતી હતી. માણેકલાલે સુભદ્રાની આવી અવસ્થાને જોઇને તેને શાંત કરવાના ઉદ્દેશથી કહ્યું કેઃ—

"માતુશ્રી, આપ સુજ્ઞ, ભણેલાં ગણેલાં અને વિચારશીલ હોવા છતાં આપત્તિના કાળમાં આટલાં બધાં અધીર તથા શોકાતુર થઇ જાઓ છો, એ યોગ્ય નથી. આપણા ધૈર્યની પરીક્ષા આવા સમયમાંજ થાય છે. જીવન તથા મરણની ઘટના વિધિને આધીન હોવાથી જે વિષયમાં મનુષ્યનો કોઇ ઉપાય જ ચાલી શકતો નથી, તે વિષયની આટલી સીમાપર્યન્ત અનુશોચના કરવી, એ આપણું અજ્ઞાન જ છે. જે બનવાનું હતું તે બની ગયું છે અને તેથી હવે તો સ્વર્ગવાસીના આત્માને જેનાથી શાંતિ મળવાનો સંભવ હોય, તે જ કાર્ય આપણે કરવાનું છે." આ પ્રમાણે આશ્વાસન આપીને માણેકલાલે ગોવિન્દલાલના મરણની અકસ્માત્ ઘટના કેવી રીતે બની હતી, તેનો સવિસ્તર વૃત્તાંત કહી સંભળાવ્યો અને તે સાથે જો તેનો કોઇમાં કાંઇ સંશય હોય તો તે જણાવવાનું પણ કહ્યું. એ વેળાયે પોલીસ કમીશનર પણ માણેકલાલની પાછળ જ ઉભો હતો.

સુભદ્રાએ રડતાં રડતાં ઉત્તર આપ્યું કે:—મારો કોઇમાં કોઇપણ પ્રકારનો સંશય છે જ નહિ; હવે કૃપા કરીને એવી વ્યવસ્થા કરો કે જેથી મારા ધર્મશીલ શિરચ્છત્ર પતિના શબને કોઇ પણ પ્રકારનું કષ્ટ ન થાય અને તેમની સ્મશાનયાત્રાનો વિધિ નિર્વિઘ્ન

સમાપ્ત થઇ જાય. મારાં ભાગ્ય ફૂટી ગયાં તેથીજ મારા સૌભાગ્યાલંકારનું અકાળ અને અકસ્માત્ મરણ નિપજ્યું છે; એમાં મારા ભાવિનોજ દોષ છે; અન્ય કોઇનો કશો પણ દોષ છે જ નહિ.”

“ત્યારે ગોવિન્દલાલ શેઠના શબને ઘેર લઇ જઇને ત્યાંથી સ્મશાનયાત્રાની તૈયારી કરીએ કે અહીંથીજ શબને બારોબાર સ્મશાનમાં લઇ જવાનો યત્ન આદરીએ ? કારણ કે જ્યાંથી શબને લઇ જવાનું હોય, ત્યાં આવવામાટે સંબંધિજનો તથા ન્યાતીલાને બોલાવવા તો પડશે જ એટલે કહો તો અહીં બોલાવીએ અને કહો તો ઘેર બોલાવીએ.” માણેકલાલે પૂછ્યું.

“આ બધો વિધિ આપણા ઘરના આંગણેજ થાય, તો વધારે સારૂં.” સુભદ્રાએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

“વારૂ ત્યારે આપ શારદાને સાથે લઇને ઘેર જાઓ અને સંબંધિજનો તથા ન્યાતીલાને આ બાબતના સમાચાર મોકલી આપો. હું થોડીવારમાંજ ભાડાની મૉટર મગાવી મારા પૂજ્ય શ્વશુરના શબને તેમાં રાખીને ઘેર લઇ આવું છું એટલે સ્મશાનયાત્રાની તૈયારી આપની ઇચ્છા પ્રમાણે ત્યાંથીજ કરવામાં આવશે.” માણેકલાલે સુભદ્રાને ઘેર જવાની સૂચના આપી.

સુભદ્રા તથા શારદાની ગાડી ત્યાંથી ચાલવાની તૈયારીમાં હતી એટલામાં અચાનક ભાડાની એક વિક્ટોરિયામાં બેસીને ભાગીરથી ત્યાં આવી પહોંચી અને માણેકલાલને સુભદ્રાની ગાડી પાસે ઉભેલો જોઇ ત્યાં આવી માણેકલાલને સાવ અજાણી થઇને પૂછવા લાગી કે:-“માણેકલાલ, ગત રાત્રિયે માન્યવર ગોવિન્દલાલને બૅંકમાં કાંઇ અકસ્માત્ થયાની વાર્ત્તા મને લક્ષ્મણે જણાવી તે ખરી છે કે કેમ? હું તમને મળવામાટે તમારે ઘેર ગઇ હતી, પણ તમો સુભદ્રા બહેન તથા મારાં શારદા બહેન સાથે આ કારણથી બૅંકમાં

ગયા છો, એવા ખબર સાંભળીને વિક્ટોરિયાવાળાને બમણું ભાડું આપી ઘોડાને એકદમ દોડાવતી અહીં આવી પહોંચી છું. અકસ્માતથી કાંઇ વધારે હાનિ તો થઇ નથીને ?"

"અફસોસ કે એ અકસ્માતના યોગે ગોવિન્દલાલ શેઠનો સ્વર્ગવાસ થઇ ગયો છે અને સંધ્યા થતાં સુધીમાં તો તેમની નિર્જીવ કાયાપણ ચિતાનો ભક્ષ થઇને ભસ્મીભૂત થઇ જશે. !" માણેકલાલે નિઃશ્વાસ નાખીને કહ્યું અને એ વાક્ય ઉચ્ચારતાં તેનાં નેત્રોમાંથી ચાર આંસૂ પણ ખરી પડયાં.

"હાય; મારાં ભાગ્ય ફૂટી ગયાં; મારા સૌભાગ્યનો સંહાર થયો; મારા પતિ પરલોકવાસી થયા !" સુભદ્રાએ ફાટી જતી છાતીથી એ શબ્દો ઉચ્ચાર્યા.

"અને હું પિતાની છાયાને ખોઇને નબાપી થઇ; પિતાની સેવા કરી આ પુત્રીજન્મને સફળ કરવાનું ભાગ્ય પણ મને પ્રાપ્ત ન થયું ! હાય ! !" શારદાએ અત્યંત નિરાશાને દર્શાવનારા ગંભીર સ્વરથી રડતાં રડતાં આ શબ્દોનો ઉચ્ચાર કર્યો.

ભાગીરથીના અંતરમાં તો આ અશુભ સમાચારના શ્રવણથી આનંદનો મહાસાગર ઉછળવા લાગ્યો અને તે આનંદની કિંચિત્ છટા તેનાં મુખમંડળ તથા નેત્રોમાં પણ દેખાવા લાગી; પરંતુ સુભદ્રા, શારદા તથા માણેકલાલ શોકમગ્ન હોવાથી તેઓ એ આનંદછટાનું નિરીક્ષણ કરી શકયાં નહિ. ચાલાક ભાગીરથીએ તત્કાળ એક નટી પ્રમાણે કૃત્રિમ શોકની છટાને પોતાના મુખમંડળ તથા સ્વરમાં લાવીને અત્યંત અનુકંપાદર્શક સ્વરથી કહેવા માંડયું કેઃ–"સુભદ્રા બહેન, ગોવિન્દલાલ શેઠ જેવા એક અત્યંત ધર્મશીલ તથા આદર્શ પુરુષના આવી રીતે અકસ્માત્ નીપજેલા મરણથી તેમજ તમને તારુણ્યના આવા વસન્તકાળમાં પ્રાપ્ત થએલા મહા-

દુઃખદ વૈધવ્યથી શત્રુના મનમાં પણ કરુણા તથા અનુકંપા આવી જવાનો સંભવ છે; તોપછી મિત્રોનાં હૃદય શોકથી ફાટી જાય, એ તો એક સ્વાભાવિક ઘટનાજ કહી શકાય. તમારા દુઃખને જોઇને મારી છાતી ફાટી જાય છે, પરન્તુ જ્યાં આપણો ઉપાયજ નથી, ત્યાં કેવળ શોક દર્શાવ્યા વિના બીજું શું કરી શકાય? હવે તો ઇશ્વરનાં ચરણોમાં લીન થઇને સ્વર્ગવાસીના આત્માનું શાશ્વત કલ્યાણ ઇચ્છવું, એજ આપણું એક માત્ર કર્ત્તવ્ય કર્મ છે. ”

**ભાગીરથી**ના ભાષણની સમાપ્તિ-થતાં **માણેકલાલે** **ભાગીરથી**ને સંબોધીને કહ્યું કેઃ–“ શ્રીમતી, **શારદા** અને તેનાં માતુશ્રી ઘેર જવાનાં છે, એટલે જો તમારી ઇચ્છા હોય, તો તમો પણ તેમની સાથે જાઓ; કારણ કે, અત્યારે સુભદ્રામાતુશ્રી પાસે એમને આશ્વાસન આપવામાટે તમારા જેવી એક પ્રૌઢા તથા બુદ્ધિમતી સન્નારીની ઉપસ્થિતિની આવશ્યકતા છે. ”

“ભલે હું એમની સાથે જવાને તૈયાર છું. ” એમ કહીને **ભાગીરથી** પણ ગાડીમાં બેસી ગઇ અને કોચમેને આજ્ઞા મળતાં ઘોડાને ચલાવી દીધો.

ગાડી ત્યાંથી નીકળી ગયા પછી પોલીસ કમીશનર તથા **માણેકલાલ** પાછા કૉરોનર પાસે આવ્યા અને ત્યાં **માણેકલાલ**ની ઇચ્છાને માન આપી નામ માત્રનું પંચનામું કરીને કૉરોનરે ગૅસના યોગે ગોવિન્દલાલ તથા તેના પટાવાળાનાં મરણો થએલાં છે, એવા આશયનું સર્ટિફિકેટ લખી આપી બન્નેના શબને અગ્નિદાહ આપવા માટેની પરવાનગી આપી દીધી. કૉરોનર, પોલીસ કમીશનર, બીજા પોલિસ અધિકારીઓ તથા ગૅસ કંપનીના માણસો આદિ પોતપોતાના કાર્યની સમાપ્તિ થતાં શોક દર્શાવીને ત્યાંથી વિદાય થઇ ગયા. તેમના ગયા પછી બૅંકના એક નોકરને બોલાવી ગોવિંદલાલના મરણમાટે

આજે બૅંકનું કામકાજ બંધ રાખવામાં આવ્યું છે, એવા આશયનું એક પાટિયું લખાવીને કૅામ્પાઉન્ડના દરવાજાપર લટકાવી દેવાની માણેકલાલે આજ્ઞા આપી દીધી અને બેત્રણ વર્તમાનપત્રોના રિપોર્ટરો ત્યાં ક્યારનાય આવી ગએલા હોવાથી સાંઝે નીકળતા ' ઍડ્વોકેટ ઑફ઼ ઇન્ડિયા ' નામક અંગ્રેજી વર્તમાનમાં તથા 'સાંઝ વર્તમાન'નામક ગુજરાતી તેમજ 'ઇન્દુપ્રકાશ' નામક મરાઠી પત્રમાં એ સમાચાર છપાઇ જવાની વ્યવસ્થા થઇ ગઇ હતી એટલે મોટી મોટી બૅંકોના મૅનેજિંગ ડાયરેક્ટરોને ચીઠીઓ લખાને એ સમાચાર જણાવવાની વ્યવસ્થા કરીને જે પટાવાળો મરી ગયો હતો, તેનાં સગાંવહાલાંને બોલાવી શબ તેમને સોંપી દેવાનું ત્યાંના સૅન્ટ્રીઓને જણાવી ભાડાની એક મૉટર મગાવી તેમાં એ ગોવિન્દલાલના શબને સંભાળથી રખાવી પોતે ડ્રાઇવરની બાજૂમાં બેસીને માણેકલાલ ગોવિન્દલાલના પેડરરોડપરના બંગલામાં જવાને રવાના થયો.

બંગલાના વરેન્ડામાં ગોવિન્દલાલના શબને વ્યવસ્થાપૂર્વક રખાવીને ગોવિન્દલાલના જે કેટલાક સ્નેહિજનોના ગૃહમાં તથા ઑફિસમાં ટેલીફ઼ોનની સગવડ હતી, તેમને માણેકલાલે ટેલીફ઼ોનથી ગોવિન્દલાલના અકસ્માતથી થએલા મરણના સમાચાર આપી દીધા અને 'સ્મશાનયાત્રાનો સમય મધ્યાન્હ પછી ત્રણ વાગ્યાનો રાખવામાં આવ્યો છે,' એમ પણ જણાવી દીધું. અગિયાર વાગે બૅંકના દરવાજા-પરનું પાટિયું વાંચવામાં આવતાં અને બૅંકના દરવાજાને બંધ જોતાની સાથેજ કોટના લત્તામાં તો ગોવિન્દલાલના મરણની વાર્ત્તા વાયુ પ્રમાણે પ્રસરી ગઇ અને તેથી બીજી બૅંકોને પણ નામાંકિત ગોવિન્દલાલના માનમાટે બંધ રાખવામાં આવી; એટલું જ નહિ, પણ ઘણીખરી બૅંકોના ચાલકો તથા અન્યાન્ય લાગતા વળગતાઓ ગોવિન્દલાલની સ્મશાનયાત્રામાં ભાગ લેવામાટે અને તેના તરફ઼ની

પોતાની માનની લાગણીને છેલ્લીવાર પ્રદર્શિત કરવામાટે ગોવિન્દલાલના બંગલામાં આવી પહોંચ્યા. યૂરોપીયન્, એંગ્લો ઇન્ડિયન્ જ્યુ, પોર્ટુગીઝ્, મુસલ્માન તથા એવીજ બીજી જાતિઓના અનેકાનેક સભ્ય ગૃહસ્થો ગોવિન્દલાલની સ્મશાનયાત્રામાં અવશ્ય આવશેજ, એ માણેકલાલ પ્રથમથી જ જાણતો હોવાથી કૉમ્પાઉન્ડમાં ખુરસીઓ નખાવીને તેણે તેમના બેસવામાટેની સર્વ વ્યવસ્થા તેમના આવ્યા પૂર્વેજ કરાવી રાખી હતી. બે વાગતાં સૂધીમાં તો ન્યાતીલા તથા અન્યાન્ય ગૃહસ્થોની ત્યાં એટલી બધી ભીડ જામી ગઇ કે કૉમ્પાઉન્ડમાં ઉભા રહેવાની જગ્યા મળવાની પણ મારામાર થઇ પડી. બહારનો રસ્તો ઘોડાગાડીઓ તથા મૉટરોથી ઉભરાઇ જવા લાગ્યો અને બંગલાના અંદરના ભાગમાં સુભદ્રા તથા શારદા પાસે ન્યાતની તથા અન્ય સ્ત્રીઓની એટલી બધી સંખ્યા વધી ગઇ કે, કેટલીક સ્ત્રીઓને બંગલાના પાછળના ભાગમાં આવેલા બીજા વરેન્ડામાં બેસાડવાની ફરજ પડી. એ સ્ત્રીઓના સમાજમાં કેટલીક યુરોપીયન્, પોર્ટુગીઝ્ તથા પારસી લેડીઝ્ પણ દેખાતી હતી. ગોવિન્દલાલની કીર્ત્તિ કેટલી પ્રખર હતી અને તેના વિશે લોકોના મનમાં માનની કેટલી બધી લાગણી હતી, એનું તેના મરણપ્રસંગે એકત્ર થએલી આ વિશાળ લોકસંખ્યાથી સ્પષ્ટ અનુમાન કરી શકાતું હતું. સાધારણ નિયમ એવો હોય છે કે, જ્યારે કાજીનું કૂતરૂં મરી જાય છે ત્યારે તેને દફનાવવામાટે કબ્રસ્તાનમાં આખા શહેરના લોકો એકઠા થાય છે, પરન્તુ જ્યારે કાજી પોતે જન્નતનશીન થાય છે, ત્યારે તેના જનાજાની સાથે કૂતરૂં પણ નથી આવતું. પરંતુ અહીં તેથી વિપરીત નિયમનોજ સાક્ષાત્કાર થતો હતો; ગોવિન્દલાલ પોતેજ સ્વર્ગવાસી થએલો હોવા છતાં ઓછામાં ઓછાં પાંચસો સ્ત્રીપુરુષો તેની સ્મશાનયાત્રામાં ભાગ લેવામાટે આવ્યાં હતાં;

એટલુંજ નહિ, પણ તે સર્વનાં નેત્રોમાંથી ન્યૂન કે અધિક પ્રમાણમાં અશ્રુનો પાત પણ થયા કરતો હતો; અર્થાત ગોવિન્દલાલના મરણ વિશેનો તેમનો શોક ઔપચારિક નહિ, કિન્તુ સર્વથા સત્યજ હતો.

લગભગ પોણાત્રણવાગે સ્મશાનયાત્રાની સર્વ તૈયારીઓ થઇ ગઇ અને પાંચ સો રૂપિયાની કીમતની જરીકામની રાતા રંગની શાલથી આચ્છાદિત ગોવિન્દલાલના શબને ત્યાંથી ઉપાડવામાં આવ્યું. ગોવિન્દલાલ પોતે પુત્રહીન હોવાથી અને એવી સ્થિતિમાં જામાતા પુત્રના સ્થાને મનાતો હોવાથી પુત્ર તરીકે દોણી માણેકલાલે ઉપાડી હતી. ગોવિન્દલાલના સ્મરણાર્થ તેના શબદહનના સ્થાનમાં એક સમાધિસ્તંભ બંધાવવાનો સુભદ્રાનો મનોભાવ હોવાથી તેના મૃત શરીરને સોનાપુર નામક સ્મશાનભૂમિમાં નહિ, કિન્તુ વાલુકેશ્વરના સમુદ્રતીરપ્રાંતમાં જ અગ્નિદાહ આપવાની વ્યવસ્થા કરાયલી હતી અને તેથી શબને ત્યાંજ લઇ જવામાં આવ્યું. વાલુકેશ્વરના સમુદ્રતીરપ્રાન્તમાં ખડકાયલી ચંદનકાષ્ઠની ચિતાપર જ્યારે શબને પધરાવવામાં આવ્યું, તે વેળાયે પણ ઘણાક યૂરોપીયન્, પોર્ટુગીઝ્ તથા પારસી આદિ ભિન્ન જાતિના સભ્ય પુરુષો ત્યાં ગોવિન્દલાલના મૃત શરીરને અંતિમ નમન કરવામાટે વિદ્યમાન હતા. માણેકલાલના હસ્તે ગોવિન્દલાલના શબને અગ્નિનો સ્પર્શ થતાં અને ચિતા પ્રજળતાં તે સર્વ જનો ધીમે ધીમે ચાલતા થઇ ગયા અને કેવળ ગોવિન્દલાલના જ્ઞાતિબાંધવો તથા અન્ય હિન્દુઓ જ ત્યાં બાકી રહ્યા. તેમની સંખ્યા પણ બસેંથી ઉપરની હતી.

ગોવિન્દલાલના જીવનકાળમાં માણેકલાલ સાથે ગોવિન્દલાલનો સંપૂર્ણ અણબનાવ હોવાની વાર્તા તેના જ્ઞાતિબાંધવોના જાણવામાં હોવાથી અણબનાવ હોવા છતાં પણ આજે માણેકલાલે ગોવિન્દલાલ તથા તેની વિધવા પ્રતિ જે અપૂર્વ લાગણી બતાવી હતી, તેને જોઇને

સઘળા ન્યાતીલા આશ્ચર્યચકિત થઇ ગયા હતા. સર્વના મુખમાંથી એવાજ આશયના ઉદ્ગારો નીકળતા હતા કેઃ—"આજે જો આ પ્રસંગે માણેકલાલભાઇ આટલી લાગણીથી છાતી ઠોકીને ઊભા ન રહ્યા હોત, તો બિચારી અનાથ સુભદ્રાનો પણ ગભરાટના કારણથી સ્વર્ગવાસ થઇ જાત; એટલુંજ નહિ, પણ માન્યવર ગોવિન્દલાલના મૃત શરીરને કૉરોનર ચૂંથ્યા વિના કદાપિ અગ્નિદાહ કરવાની આજ્ઞા આપત નહિ અને માણેકલાલ વિના સ્વર્ગીય ગોવિન્દલાલની સ્મશાનયાત્રાનો આવો ઉત્કૃષ્ટ પ્રબંધ થવો પણ અશક્ય થઇ પડયો હોત!"

સૂર્યના અસ્તાચલગમનની વેળાએ ગોવિન્દલાલનું મૃતશરીર ભસ્મીભૂત થઇ ગયું, તે હતો નહતો થઇ ગયો અને તેથી સ્મશાનિયાઓએ ત્યાંજ ગરમ પાણીની ગોઠવણ કરાયલી હોવાથી સ્નાનના કાર્યનો આરંભ કરી દીધો. તેઓ પાછા ગોવિન્દલાલના બંગલાના દરવાજા સુધી આવ્યા અને ત્યાં માણેકલાલથી જૂદા પડીને પોતપોતાના સ્થાને ચાલ્યા ગયા. માણેકલાલ બંગલામાં ગયો અને જોયું તો સર્વ સ્ત્રીઓ સમુદ્રમાં સ્નાન કરી શ્નાનના કાર્યથી પરવારીને બેઠી હતી. સ્મશાનિયાના આવ્યાપછી સ્ત્રીઓએ પણ જવા માંડયું અને તેથી છેવટે બંગલામાં માણેકલાલ, સુભદ્રા, શારદા તથા ભાગીરથી એ ચાર વ્યક્તિઓજ અવશિષ્ટ રહી.

સુભદ્રાએ પોતાનાં નેત્રોમાંથી શ્રાવણ ભાદ્રપદની વૃષ્ટિ વર્ષાવીને માણેકલાલને ઉદ્દેશીને કહ્યું કેઃ—"માણેકલાલભાઇ, મને સંતાન ન હોવા છતાં કેવળ મારા દેવ તુલ્ય પતિના સમાગમમાંજ હું સંસારમાં સ્વર્ગના સુખને અનુભવતી હતી અને મને પોતાને અત્યંત ભાગ્યશાલિની માનતી હતી; પરન્તુ આજે નિર્દય, ક્રૂર તથા હૃદયહીન કાળે મારા તે શિરચ્છત્રના અસ્તિત્વને હરીને મારા એટલા સુખનો પણ સર્વથા નાશ કરી નાખ્યો છે. આ પુરન્દરમન્દિર તુલ્ય આગાર કેવળ

કાન્તના સમાગમથીજ નંદનવન સમાન ભાસતો હતો; એટલે હવે તો આ આગાર મને સ્મશાન સમાનજ ભાસશે; એટલુંજ નહિ, પણ આ પ્રાસાદ અંની પ્રત્યેક વસ્તુ મને ખાવાજ ધાશે! આ વિશાળ આગારમાં હું એકલી મારા દિવસો કેવી રીતે વીતાડી શકીશ, એનો જ મને વિચાર થયા કરે છે; હવે તો ઇશ્વર સત્વર મારા આ દુઃખમય જીવનનો પણ અંત લાવી નાખે, તો મારાપર તેનો અતિશય આભાર થાય! મારૂં જીવન મને હવે સર્વથા સત્વહીન તથા નિરર્થક જ દેખાય છે! આવા ભારરૂપ જીવનને ધારણ કરવા કરતાં તો મરણને આધીન થઇ જવું, એ જ મારા જેવી અભાગિની અબળામાટે અધિક શ્રેયસ્કર છે!"

સુભદ્રાના આવા નિરાશાજનક ઉદ્દગારો સાંભળી માણેકલાલે તેને આશ્વાસન આપતાં કહ્યું કેઃ–" માતુશ્રી, આટલી બધી નિરાશાને ધારણ કરવાનું કાંઇ પણ કારણ નથી; કારણ કે, 'નામ તેનો નાશ અવશ્ય થાય છે' એ નિસર્ગનો નિયમ હોવાથી કોઇ અમર થયું નથી અને થવાનું પણ નથી. છતાં પતિના આવા પ્રકારના અકસ્માત્ પરલોકવાસથી આપ જેવાં એક સાવિત્રીસ્વરૂપા ધર્મપત્નીના હૃદયમાં અમળ આઘાત થાય, એ સર્વથા સ્વાભાવિક હોવાથી જો આપ આ વિશાળ ભવનમાં એકલાં ન જ રહી શકો તેમ હોય, તો આપની પુત્રી શારદા તથા અમારા ઇન્દુને હાલ તરત મરજી હોય ત્યાં સૂધી અહીં આપની પાસે જ રાખો. હું પણ દિવસમાં બે વાર અહીં આવીશ અને તેથી આશા છે કે, સમયના જવા સાથે આપના શોકમાં ન્યૂનતા થતી જશે "

" શારદા તથા ઇન્દુને અહીં રાખવાની ઉદારતા બતાવો છો, એમાટે હું તમારો આભાર માનું છું; પણ મારો એવો વિચાર છે કે, તમો પોતે પણ આજથી અહીં આ બંગલામાં જ રહો; કારણ કે, હવે જમાઇ ગણું કે પુત્ર ગણું તે તમે જ છો; તમો, શારદા

તથા ઈન્દુ વિના હવે આ સંસારમાં મારૂં પોતાનું બીજું કોઇ પણ નથી. હવે જો મારી સંભાળ તમો રાખશો, તો પરમાત્માનું ભજન કરવામાટે હું ચાર દિવસ વધારે જીવીશ; અને નહિ તો આ અધમ જીવનનો સત્વર અંત આવી જશે!"

માણેકલાલથી સુભદ્રાની આ ઇચ્છાનો અનાદર કરી ન શકાયો અને તેથી તેણે શારદા તથા ઈન્દુ સહિત સુભદ્રા સાથે રહેવાની વાર્તાનો સ્વીકાર કરી લીધો. આ વેળાયે ભાગીરથી ઘેર જવામાટે ઊઠી; તે જ્યારે બંગલામાંથી બહાર નીકળી તે વેળાયે માણેકલાલ કૉમ્પાઉન્ડના દરવાજામાં એકલોજ ઊભેલો હોવાથી અને આસપાસમાં બીજું કોઇ માણસ ન હોવાથી ભાગીરથીએ માણેકલાલને સંબોધીને કહ્યું કે:—"માણેકલાલ, આ સંસારમાં આવી રીતે જ કોટિપતિ અથવા લક્ષ્મીપુત્ર થઇ શકાય છે; જ્યારે આકાશમંડળમાં સૂર્યનો અસ્ત થઇ જાય છે, ત્યારે જ નિશાનાથ ચંદ્રનો ઉદય થાય છે! આજે ગોવિન્દલાલના અસ્ત સાથે તમારા ઉદયનો આરંભ થયો છે." ભાગીરથી આના ઉત્તરની પ્રતીક્ષા ન કરતાં ત્યાંથી સૌદામિની પ્રમાણે અદૃશ્ય થઇ ગઇ.

---

## પ્રકરણ ૮ મું

## ડૉક્ટર્ સર વલ્લભદાસ વિલાયતી

---

ડૉક્ટર સર વલ્લભદાસ વિલાયતીને વાંચકો ભૂલી તો નહિ જ ગયા હોય; કારણકે, તે શ્રીમાન્ મહાશયે 'તાજમહાલ' હોટેલમાંના દીવાળીની જાહોજલાલીને દર્શાવનારા મેળાવડામાં અધ્યક્ષ તરીકે જે અલૌકિક વ્યાખ્યાન આપ્યું હતું, તે અલ્પ સમયમાં વાંચકોના

સ્મૃતિપટમાંથી ભૂંસાઇ જાય તેવું તો નહોતું જ. એ ડૉક્ટર મહાશય વિલાયતના ઉપનામથી ઓળખાતા હતા, તેનું કારણ એ હતું કે, તેઓ પ્રત્યેક વિલાયતી વસ્તુને સ્વર્ગની વસ્તુ માનતા હતા, આ કારણથી વિલાયતી વસ્તુ તથા વિલાયતી નીતિરીતિનીજ તે શ્રીમાન્ એક નિષ્ઠાથી ઉપાસના કરતા હતા અને ગામઠીનું નામ સાંભળતાંજ તેમના નાકમાં એકવીસ આંટીઓ પડી જતી હતી. વિલાયતીના આવા અનન્ય ઉપાસક હોવા છતાં તેમનો જન્મ ગામઠી ભારત-વર્ષમાંના ગામઠી માતાપિતાના ગૃહમાં થએલો હોવાથી ઇચ્છા ન હોવા છતાં પણ કેવળ પ્રકાશમાં આવવાની લાલસાથી ગામઠીઓમાથે તેમને ગાઢ સંબંધ રાખવો પડતો હતો; કારણ કે, ભારતવર્ષમાં સર્વત્ર ગામઠીઓજ ભરેલા હોવાથી જો તેઓ ગામઠીઓ સાથેના પોતાના સંબંધને તોડી નાખે, તો તેમનો પ્રકાશમાં આવવામાટેનો માર્ગ સર્વથા બંધ થઇ જવાનો જ સંભવ હતો. પ્રકાશમાં આવવાની અનિવાર્ય આકાંક્ષાના કારણથી તેમણે એટલી બધી ઉદારવૃત્તિનો સ્વીકાર કરી લીધો હતો કે, કોઇ સાધારણમાં સાધારણ મીટીંગમાં, અરે સત્યનારાયણની કથાના પ્રસંગે પણ જો તેમને અધ્યક્ષ તરીકે આવીને વિરાજવામાટેનું આમંત્રણ મોકલવામાં આવે, તો તે આમંત્રણનો પણ તેઓ અતિશય આનંદથી અંગીકાર કરી લેતા હતા અને પ્રકાશમાં આવવાના એક પણ પ્રસંગને પોતાના હાથમાંથી નીકળી ન જવા દેવાની પૂરી સંભાળ રાખતા હતા. ડૉક્ટર સર વલ્લભદાસ વિલાયતીને પોતાની આ ઉદારતાના યોગે જેમ પ્રકાશમાં આવવાનો તથા પોતાના ડૉક્ટર તરીકેના ધંધામાં આગળ વધવાનો લાભ મળ્યા કરતો હતો તે જ પ્રમાણે આજકાલના મીટીંગ, મેળાવડા, કૉન્ફરન્સ તથા સભા ઇત્યાદિની વિપુલતાના કાળમાં પ્રવર્તતા હિન્દુસ્તાનના લોકો—ખાસ કરીને મુંબઇના લોકો—ને તેમની એ ઉદારતાથી

એ લાભ મળતો હતો કે, જ્યારે પણ એવી કોઇ મીટીંગ કે એવા કોઇ મેળાવડામાં વિરાજવામાટે બીજો કોઇ યોગ્ય અધ્યક્ષ ન મળી શકે, તો સર વલ્લભદાસ વિલાયતી તો તેવા મેળાવડામાં વિરાજવામાટે તૈયાર જ હતા અને તેથી લોકોના મનમાં અધ્યક્ષને મેળવવાની ચિન્તા રહેતી જ નહોતી. આ લોકોને સહજમાં મળતો કાંઇ જેવો તેવો અથવા સાધારણ લાભ તો ન જ કહી શકાય. ડૉક્ટર મહાશય સરની પદવીએ ચઢ્યા પછી અનેક મીલોના ડાયરેક્ટર, બેંકોના ડાયરેક્ટર તથા કેટલાંક એવાં ખાતાંના પેટ્રન આદિ થએલા હોવાથી તેમજ મુંબઇ નગરીમાં નિત્ય પાંચ પંદર મીટીંગ કે મેળાવડાની પંચાત ચાલ્યા કરતી હોવાથી સર વલ્લભદાસ વિલાયતીને ચોવીસ કલાકમાં રાતે ચાર કલાક શાંતિથી ઊંઘવાની પણ ભાગ્યે જ ફુરસદ મળી શકતી હતી અને તેથી પ્રત્યેક વાર્તામાં 'મને આમ કરવાની ફુરસદ નથી' અને 'તેમ કરવાની ફુરસદ નથી' એવા શબ્દોને ઉચ્ચારવાનો તેમને એક પ્રકારનો એવો તો અસાધ્ય રોગ લાગૂ પડી ગયો હતો કે, તેઓ પોતે નામાંકિત ડૉક્ટર હોવા છતાં પણ એ રોગના નિવારણનો તેમની પાસે એક પણ ઉપચાર હતો નહિ. અધૂરામાં પૂરૂં એ રોગ તેમને પોતાને જ લાગૂ પડીને અટક્યો નહોતો, કિન્તુ તેનો ચેપ તેમની પત્ની ઊર્મિલા તથા તેમના કુળદીપક ચંપકલાલને પણ ભયંકરતાથી લાગેલો હોવાથી કેટલીકવાર તો એ રોગના યોગે ડૉક્ટર મહાશયનો શ્વાસ નાસિકામાં આવીને જ અટકતો હતો.

ડૉક્ટર સર વલ્લભદાસ વિલાયતીનો બંગલો બાબૂલનાથની ટેકરીના મોખરે જ આવેલો હતો. એ વિશાળ બંગલાનો નીચેનો આગલો ભાગ ડિસ્પેન્સરી (દવાખાના) તરીકે રખાયલો હતો અને નીચેનો પાછલો ભાગ તથા ઉપરનો સર્વ ભાગ તેમના તથા તેમના

કુટુંબના નિવાસમાટે વપરાતો હતો. ડૉક્ટર સર વિલાયતી આજે પ્રભાતમાં આઠ વાગ્યાની એક મીટીંગમાં અધ્યક્ષ તરીકેના પોતાના કાર્યની સમાપ્તિ કરીને સાડાનવ વાગે પાછાં બંગલામાં પધાર્યા હતા અને કેટલાક દર્દીઓને દવાનાં પ્રિસ્ક્રીપ્શનો ઊતાવળથી લખી આપ્યા પછી પોતાના પ્રાઇવેટ રૂમમાં આવીને પુનઃ એક મીટીંગમાં જવાનું હોવાથી 'ફુરસદ' વિશે તેઓ પોતાના મનસાથે કેટલાક અલૌકિક અને હર્બર્ટ સ્પેન્સરની બુદ્ધિને પણ હચમચાવી નાખે તેવા વિલક્ષણ વિચારો કરતા બેઠા હતા. તેઓ પોતાના મનસાથે કહેવા લાગ્યા કેઃ–

"શાન્તિ, વિશ્રાન્તિ, નિવૃત્તિ, નીરાંત, આરામ અને રેસ્ટ, એ બધી આળસૂ અને ડલ જૂના જમાનાની વાતો હતી કે જ્યારે લોકોને ખાઇ પીને માળા ફેરવવા વિના બીજો રોજગાર નહોતો અને સંતોષ રૂપરાંત બીજો વિકાર નહોતો. આ તો પ્રવૃત્તિ અને 'ઍક્ટિવિટી'નો કાળ છે, નવા જમાનાનો બધો નવો જ તાળ છે. નેપોલિયન બોનાપાર્ટે જેમ પોતાના ડિક્ષનરીમાંથી 'અશક્ય'—Impossible–શબ્દને સદાને માટે દેશવટો આપ્યો હતો, તેજ પ્રમાણે અત્યારના કાળમાં ફુરસદ, અવકાશ અને લીજર ઇત્યાદિ શબ્દોનો શબ્દકોષમાંથી એકદમ બહિષ્કાર થવાની સખ્ત નેસેસિટી છે; કારણ કે, આજકાલ મારા જેવા 'બિઝી બૉડી' લોકોને મરવાની ફુરસદ પણ નથી મળી શકતી, તો પછી આવા શબ્દો અસ્તિત્વમાં હોવા જ શામાટે જોઇએ ? વાઇસરૉયની કાઉન્સિલમાં આ વિશેનો ખાસ ઠરાવ પાસ થવો જોઇએ; જે શબ્દો હિન્દુસ્તાનના ગામડી લોકોને આળસૂ તથા ઠોઠ બનાવનારા છે, તેમનો અવશ્ય વિનાશ થવો જોઇએ........"

તેઓ આવા પ્રકારના વિચારના પ્રવાહમાં આગળ તણાતા જતા હતા એટલામાં અચાનક તેમનો પટાવાળો તેમના પ્રાઇવેટ-

રૂમમાં આવી લાગ્યો અને તેના ઉચ્ચારેલા શબ્દોથી ડૉકટર મહાશયનો એ વિચારપ્રવાહ થોડીવારને માટે ત્યાં જ અટકી ગયો. પટાવાળાએ કહ્યું કે:—"સાહેબ, ગઇ કાલે વાલુકેશ્વર આપ જે દર્દીને જોવામાટે ગયા હતા તે દર્દી તરફના કોઇ ગૃહસ્થ આવ્યા છે અને તેઓ આપને મળવા માગે છે."

ડૉકટર મહાશયે પટાવાળાના મુખમાંથી 'સર સાહેબ'ને બદલે કેવળ 'સાહેબ' સંબોધન નીકળેલું સાંભળીને આંખો કાઢીને કહ્યું કે:— "મિસ્ટર હૅમ્લી! તું જાણતો નથી કે હવે હું 'સર' થયો છું? હું 'સર' હોવા છતાં તું મને 'સાહેબ' 'સાહેબ' કહીને બોલાવે છે. એથી મારા 'સર' તરીકેના પોઝીશનમાં વેરી ગ્રેટ વાંધો આવે છે!"

એ પટાવાળો પોતે ન્યાતનો કડવો કણબી અથવા પાટીદાર હતો, પણ સર વિલાયતીને ત્યાં પટાવાળાના નોકરીમાં જોડાયા પછી તેને પણ વિલાયતીનો ચેપી રોગ લાગૂ પડેલો હોવાથી તેણે જેમ ગામડી પોશાકનો ત્યાગ કર્યો હતો તે જ પ્રમાણે પોતાના મૂળ ગામડી 'ઘેલાભાઇ' નામને ત્યાગીને તેને બદલે 'મિસ્ટર હૅમ્લી' એવું વિલાયતી નામ પણ ધારણ કરી લીધું હતું. મિસ્ટર હૅમ્લી પોતાની ભમરડા જેવડી ભૂલને બરાબર જોઇ શક્યો અને તેથી ક્ષમા માગતો કહેવા લાગ્યો કે: "માફ કરજો અન્નદાતા! હવેથી આપ શ્રીમાનને હું 'સર'ના સંબોધનથી જ બોલાવીશ."

"નેવરમાઇન્ડ! પેલા જેન્ટલમૅનને અંદર મોકલ અને સાથે સાથે બૉયને કૉફી લાવવાનું પણ કહી દેજે; કારણકે, આજે શરીરમાં જરા સુસ્તી હોવાથી કૉફી પીવાની ખાસ અગત્ય છે." સર વિલાયતીએ ક્ષમા આપવાની ઉદારતા દર્શાવવા સાથે એ પ્રમાણેનો હુકમ ફર્માવ્યો.

"જેવો હુકમ, સર!" કહીને હૅમ્લી ત્યાંથી વિદાય થયો

અને ત્યારપછી થોડીવારમાં જ એક કચ્છી ગૃહસ્થ સર વિલાયતીના પ્રાઇવેટ રૂમમાં આવ્યો. તેને આવકાર આપતાં ડૉક્ટરે કહ્યું કે:— "વેલકમ્ ! મિસ્ટર ધારસિંહભાઇ ! દર્દીના શા સમાચાર છે ?"

"ડૉક્ટર સાહેબ !..........."

ધારસિંહ આગળ બોલવા જતો હતો, પણ તેને આટલેથીજ અટકાવીને સર વિલાયતીએ બોલવા માંડ્યું કે:—"મિસ્ટર ધારસિંહ ! લેટ મી રિમાઇન્ડ યૂ કે હું હવે સર થયો છું અને તેથી તમો મને કેવળ ડૉક્ટર સાહેબને બદલે ડૉક્ટર સર વિલાયતી કહીને બોલાવવા-માટે બંધાયલા છો, એ તમારે ભૂલી જવું જોઇતું નથી. વારૂ ત્યારે હવે જે હકીકત કહેવાની હોય, તે બહુ જ ટુંકાણમાં, આઇ મીન વેરી બ્રીફલી, કહી સંભળાવો; કારણકે, દર્દીઓનાં માણસો ઉપરાસાપરી આવતાં જાય છે અને મને બિલ્કુલ ફુરસદ ન હોવાથી મારા અર્જેન્ટ કામમાં ખલલ થાય છે; અર્થાત મારા કહેવાનો સાર એ જ છે કે, લાંબો અહવાલ સાંભળવાની અત્યારે મને ફુરસદ નથી."

"પણ દર્દીની હાલત ઘણી જ ખરાબ છે; તે મરવાની અણીપર આવી લાગ્યો છે અને તેથી આપને હું ત્યાં લઇ જવામાટે જ અત્યારે અહીં આવ્યો છું." ધારસિંહે સ્નાનના સમાચાર સંભળાવ્યા.

ધારસિંહના મુખમાંથી નીકળેલા આ શબ્દોને સાંભળી સર વિલાયતી મહદાશ્ચર્ય દર્શાવતા એક વ્યાખ્યાનના સ્વરૂપમાં ગંભીરતાથી કહેવા લાગ્યા કે:—"વન્ડર, આશ્ચર્ય અને અજાયબી કે આ વીસમી સદીમાં દર્દીઓને આ રીતે મરી જવાની અને મોત મહારાજાને લોકોના જીવ લેવામાટે સ્વર્ગમાંથી ઠેઠ મૃત્યુલોકમાં આવવાની આટલી બધી ફુરસદ કેવી રીતે મળી શકે છે ! મને આનો વારંવાર વિચાર થયા કરે છે. શું સ્વર્ગમાં અદ્યાપિ ક્રાઇસ્ટની વીસમી સદીનો આરંભ નથી થયો ? રૂટરના તાર આખી દુનિયાની ખબર લાવે છે અને

કેવળ સ્વર્ગના સમાચાર લાવવામાં જ કેમ પાછી પાની બતાવે છે, તે સમજી શકાતું નથી. ઇટ્ ઇજ્ અ ગ્રેટ્ પિટી! ('It is a great pity!'). વેલ્ મિસ્ટર ધારસિંહ, અત્યારે દર્દીને જોવા-માટે તમારી સાથે આવવાની મને ફુરસદ નથી; માટે હાલ તરત હું જે મિક્સ્ચર આપું છું તે દર્દીને પીવડાવો અને મોત જો ઊતાવળ કરતું હોય, તો તેને મારૂં નામ આપી સાંઝે સાડાસાત વાગતાં સુધી અટકાવો!"

સર વિલાયતીના આ વ્યાખ્યાનનું શ્રવણ કરીને ધારસિંહ તો બિચારો દિગ્મૂઢ જેવો જ બની ગયો. તેણે આશ્ચર્ય દર્શાવીને કહ્યું કે:—"સર સાહેબ, મોતને તે વળી અટકાવાતું હશે? બધાંને વાયદો કરાય છે, પણ મોતને એક પળ માત્રનો પણ વાયદો કરી શકાતો નથી."

સર વિલાયતી વિલક્ષણ હાસ્ય કરીને એના ઉત્તરમાં જણાવવા લાગ્યા કે:–"માઇ ડીયર્ ફ્રેન્ડ! આ વીસમી સદીની વિલાયતી દવા મોતને પણ આવતું અટકાવે છે; કારણ કે, જો મરવા પડેલા માણસમાંથી સ્પિરિટ્–આત્મા–નીકળી જાય છે, તો તેની જગ્યાએ વિલાયતી દવામાંનો રેક્ટીફાઇડ્ અથવા પ્રુફ્ સ્પિરિટ નાખી દેવાથી પડેલી ખોટનો ખાડો ચુટકી બજાવતાંમાં પૂરાઇ જાય છે!"

"છતાં અજાયબી છે કે, આ વીસમી સદીમાં દુનિયામાં મોતનું પ્રમાણ દિવસે દિવસે વધતું જ જાય છે!" ધારસિંહે કહ્યું

"કારણ કે, હજી હિન્દુસ્તાનમાં ધર્મભોળા, પ્રેમલા, આચારિયા અને વિચારિયા લોકોની સંખ્યા મોટી છે અને તેઓ બધા ઊંટવૈદ્યોની ટ્રીટ્મેન્ટમાં રહી ગાંધીને ત્યાંનો કચરો દવા તરીકે ખાય છે." આ પ્રમાણે ધારસિંહના કથનનો પ્રતિવાદ કરીને સર વિલાયતીએ જણાવ્યું કે:–"વારૂ ત્યારે હવે દવા લઇને ચાલતા થાઓ; કારણ

કે, અત્યારે મને હવે વધારે વાત કરવાની પણ ફુરસદ નથી."

ધારસિંહ એક 'કચ્છી માડૂ' હોવાથી હવે પોતાના ક્રોધને રોકી ન શક્યો અને તેથી ભ્રુકુટીને વક્ર કરીને બોલ્યો કે:–"સર સાહેબ, આપે જેટલો સમય આ નકામા ભાષણમાં વીતાડ્યો, તેટલા સમયમાં તો આપણને મોટરગાડીએ વાલુકેશ્વર પહોંચાડી પણ દીધા હોત!"

સર વિલાયતી પણ કાંઇ આવા શબ્દોને સાંભળીને મૂકવૃત્તિને સ્વીકારી બેસી રહે તેવા ન હોતા એટલે તેઓ પણ ચશ્માવાળી આંખોને ધારસિંહની આંખો સાથે અથડાવીને કહેવા લાગ્યા કે:– "અરે તમારી મોટરકાર તો સોનાપુરમાં પણ પહોંચાડી દે, પણ તેથી શું? મિસ્ટર ધારસિંહ અત્યારથી સાંઝ સુધીમાં મારે કેટલાં બધાં કામો કરવાનાં છે, કેટલી બધી સભાઓમાં તથા પ્રાઇવેટ મીટીંગમાં હાજરી આપવાની છે અને કેટલાં બધાં ડૉકયુમેન્ટોપર બિલાડાં ચીતરવાનાં છે, એની તમારા આળસુ અને ડલ મગજમાં કશી કલ્પના જ નથી. જુઓ ડાયરીમાં આજની તારીખના પાનામાં મારાં આજનાં નોંધાયલાં કામકાજોનું પ્રોગ્રામ જરા ધ્યાનથી સાંભળોઃ–" આમ કહી ડાયરીને ખોલી સર વિલાયતીએ નીચે પ્રમાણે પોતાનાં કામકાજોના પ્રોગ્રામના વાંચનનો આરંભ કર્યો:—

"આઠથી નવ એ. એમ્. એટલે કે સવારમાં આઠથી નવ સુધી સોનાપુરમાં ડાધૂઓ તથા મોકાણીઆમાટે એક નવી લાયબ્રેરી ખુલ્લી મૂકવાના મેળાવડો, પ્રમુખ સર વલ્લભદાસ વિલાયતી. આ લાયબ્રેરી ખુલ્લી મૂકીને અત્યારે જ હું સોનાપુરમાંથી ચાલ્યો આવું છું. એ પછી સાડા અગિયારથી સાડાબાર–આ ટાઇમમાં એ. એમ્ અને પી. એમ્. બન્નેનું મિક્સ્ચર થાય છે–'ધિ આઇડીયલ બૅન્ક ઑફ ઇન્ડિયા'ને ફડચામાં લઇ જવાનો વિચાર ચલાવવામાટે બૅંકના ડાયરેકટરોની પ્રાઇવેટ મીટીંગ; ચેઅરમૅન સર વલ્લભદાસ વિલાયતી.



"ઓહ મિસ ગુલાબ, તમો અહીં થએટરના સ્ટેજપર ક્યાંથી ? * "

પૃષ્ઠ ૨૨૯

B. A. P. Works.

એકથી ત્રણ પી. એમ્ એટલે કે, બપોરે બાર વાગી ગયા પછી ચીરાબજારના કૂવામાં વધી પડેલા મૅલેરીયાના જન્તુ અને તેટલા-માટે કૂવાઓને પૂરાવી નાખવા સરકાર માબાપને અરજી કરવામાટે ચીરાબજારિયાઓની મોટી સભા; અધ્યક્ષ સર વલ્લભદાસ વિલાયતી. સાડાત્રણથી પાંચ; ખૂનના એક ભયંકર કેસમાં જ્યૂરીના ફોરમૅન્ તરફે હાઇકોર્ટમાં હાજરી; જ્યૂરીના ફોરમૅન્ સર વલ્લભદાસ વિલાયતી. સવાપાંચથી છ; 'ધિ હરિકેન્ ઇન્સ્યુરન્સ કંપની' એટલે કે, 'વંટોળિયા વીમા કંપની'નાં ઓચરિયાંપર બિલાડાં ચીતરવાની કડાકૂટ, ડાયરેક્ટર સર વલ્લભદાસ વિલાયતી. સાડા છ થી આઠ; વિધવા-પુનર્લગ્નની આવશ્યકતા વિશે એક સપ્રમાણ ભાષણ; ભાષણકાર સર વલ્લભદાસ વિલાયતી. રાતે નવથી અગિયાર: શ્રી સરસ્વતી વિનોદ નાટક સમાજના માલિકને ત્યાં સત્યનારાયણની કથા અને સંગીતનો જલસો. પ્રેસીડંટ સર વલ્લભદાસ વિલાયતી." આ પ્રમાણેનું પ્રોગ્રામ વચી સંભળાવીને સર વિલાયતીએ ધારસિંહને કહ્યું કે:—

"આ પ્રોગ્રામથી તમે જાણી શકશો કે, રાતે આઠથી નવ વચ્ચેનો ટાઇમ્ ખાલી છે; એટલે તે વખતે હું આવીશ; પણ ત્યાં આવવાથી ડિનરનો વખત નહિ મળે; પરન્તુ ચિન્તા નહિ, ત્યાંથી સત્યનારાયણની કથામાં જવાનું હોવાથી આજની રાત સત્યનારાયણના પ્રસાદપર જ નિભાવી લેવાશે !"

"વારુ ત્યારે સર, પ્રિસ્ક્રીપ્શન્ તો જલ્દી લખી આપો." ધારસિંહે કંટાળો બતાવીને કહ્યું.

"ઓહ્ યસ, વેરી વિલિંગ્લી !" એમ કહીને સર વિલાય-તીએ પ્રિસ્ક્રીપ્શન્ લખવાનો આરંભ કર્યો.

પરન્તુ હજી તો પ્રિસ્ક્રીપ્શન્ અર્ધું પણ લખાયું નહોતું એટલામાં સર વિલાયતીનો કુળદીપક ચંપકલાલ ત્યાં આવી પહોંચ્યો.

ચંપકલાલ અત્યારે પગમાં લૉંગ્ બૂટ્, સ્ટૉકિંગ્સ, ગોઠણ સુધીની પાટલૂન, શૉર્ટ કોટ, અને નાઇટ્ કૅપ આદિ શરીરાચ્છાદનનાં વિલાયતી સાધનોને ધારીને વિલાયતી સ્વરૂપમાંજ પોતાના વિલાયતી પિતા પાસે આવ્યો હતો. ચોપડીઓ રાખવાની ચામડાની પાકીટને તેણે ગળામાં લટકાવેલી હોવાથી તે સ્કૂલમાં જવાની તૈયારી કરીને આવ્યો હોય, એમ સ્પષ્ટ જણાતું હતું. તેણે આવતાંજ પોતાના પિતાને સંબોધીને કહ્યું કે:-

"વેલ્ પપ્પા, આઇ ઍમ્ ગોઇંગ્ ટુ સ્કૂલ્: આજે દશમી તારીખ છે તેથી મેહરબાની કરીને ફીના રૂપિયા આપશો કે?"

સર વિલાયતીના ધ્યાનનો ભંગ થયો અને તેઓ પોતાના પુત્રને ઉત્તર આપતા કહેવા લાગ્યા કે: "તને ખબર નથી કે, આપણાં બધાં બિલ્સ્ દરેક મહિનાની પંદરમી તારીખેજ ચુકવાય છે! ફીના રૂપિયા પાંચ દિવસ વહેલા આપી વ્યાજની ખોટ શામાટે ખમવી? કારણ કે, આજકાલ એવી તો સખત નાણાંભીડ ચાલે છે કે પાંચ રૂપિયાનું પાંચ દિવસમાં દશ આના જેટલું વ્યાજ પેદા કરી શકાય છે. પણ હા; પેલો બૉય હજી કૉફી ન લાવ્યો, તેને જરા બોલાવ."

"એક્સક્યૂઝ્ મી પપ્પા!" ચંપકલાલે વિલાયતી વિનય બતાવીને કહેવા માંડ્યું: "બૉયને બોલાવવાની હાલ તરત મને ફુરસદ નથી; કારણ કે, મારા આજનાં કામોનું પ્રોગ્રામ નક્કી થઇ ગયું છે. સાંભળો:—" આમ કહીને જેવી રીતે સર વિલાયતીએ પોતાનાં કામકાજોનું પ્રોગ્રામ ધારસિંહને વાંચી સંભળાવ્યું હતું; તેજ પ્રમાણે ચંપકલાલે ડાયરી કાઢીને પોતાનાં કામોનું પ્રોગ્રામ પોતાના પિતાને નીચે પ્રમાણે વાંચી સંભળાવ્યું:—

"અગિયારથી દોઢ, સ્કૂલ ટાઇમ; દોઢથી અઢી, રેસેસ એટલે

કે ટિફિન, ચાહ અને નાચવું કૂદવું; અઢીથી પાંચ, પાછી ક્લાસની માથાકૂટ; પાંચથી છ, ફુટ્બૉલ્ અને બૉલ્બૅટ્ની રમત; છથી સાત, સ્કૂલ ડિબેટિંગ્ ક્લબની સભા, પ્રમુખ મિસ્ટર ચંપકલાલ વલ્લભદાસ વિલાયતી. ”

પોતાના પુત્રના આવા પ્રકારના ઉત્તરથી સર વિલાયતીના મનમાં તેણે કરેલી અવજ્ઞાના યોગે પ્રથમારંભે જે થોડો ઘણો ક્રોધ ઉદ્ભવ્યો હતો, તે તો શમાઇ ગયો, એટલું જ નહિ પણ તે ક્રોધના સ્થાનમાં એક પ્રકારની વિલક્ષણ પ્રસન્નતાની છટા વિલસતી દેખાવા લાગી. પોતાની એ પ્રસન્નતાને વાણીદ્વારા વ્યક્ત કરતા સર વિલાયતી બોલ્યા કેઃ–“ વેલ્ માઇ કાર્બાઇડ લૅમ્પ્ ! તું પણ તારી લાઇટ્નો બ્લાઇટ્ ચમકાટ બતાવવા માંડયો ખરો. પણ આ મિસ્ટર ચંપકલાલ વલ્લભદાસ વિલાયતી લખવાથી ‘સર’ શબ્દ આવી શકતો નથી, એટલા-માટે આ ગામઠી ફૅશન્ને ફાંસીને લાકડે લટકાવીને વિલાયતી ફૅશનથી આ પ્રમાણે નામ લખાવજે—માસ્ટર્ સર વલ્લભદાસ વિલાયતી; કારણ કે, જો ‘સર’ શબ્દ ન આવે, તો એથી આપણી સાત પેઢીના પોઝીશન્માં વાંધો આવે, સમજ્યો ?”

“ પરંતુ ‘ માસ્ટર્ સર વલ્લભદાસ વિલાયતી ’ લખવાથી મારૂં પોતાનું નામ ન આવે અને તેથી મારા પોતાના પોઝીશન્માં વાંધો આવે તેનું કેમ ? દરેક માણસે પોતે જ પોતાનું પોઝીશન જાળવવું જોઇએ, એજ આજકાલની એટીકેટ છે ! ” ચંપકલાલે પોતાના વ્યાજબી વાંધાને રજૂ કરી બતાવ્યો.

પ્રિસ્ક્રીપ્શન્ લખતાં લખતાં સર વિલાયતી પોતાના પુત્ર સાથે પોઝીશન્ તથા એટીકેટના વાદવિવાદમાં ચઢી ગયા અને તે વાદવિવાદનો વિસ્તાર વધતો ગયો એટલે હવે બિચારા ધારસિંહના ધૈર્યનો અંત આવ્યો અને તેથી તેણે જરા કંટાળો બતાવીને કહ્યું કેઃ–“ સર

સાહેબ, મને કૃપા કરીને પ્રિસ્ક્રીપ્શન લખી આપો એટલે હું દવા લઇને મારે રસ્તે પડી જાઉં. પછીથી તમારે જે વાદવિવાદ કરવો હોય, તે આખો દિવસ કર્યા કરજો; કારણ કે, દર્દી મરતા પડેલો હોવાથી મને પણ આ તમારી નકામી વાતો સાંભળતા ઊભા રહેવાની ફુરસદ નથી.”

“વેટ અ લિટલ પ્લીઝ !” સર વિલાયતીએ બેદરકારીથી કહ્યું અને ત્યાર પછી તે ચંપકલાલને ઉદ્દેશીને કહવા લાગ્યા કે: “માઇ ડીયર સન ચંપકલાલ ! આમ ધારવામાં તારી ભયંકર ભૂલ થાય છે; કારણ કે, ફળ જેવી રીતે સદા વૃક્ષના નામથી જ વેચાય છે, તેજ પ્રમાણે દીકરો ફાધરના નામથી જ ઓળખાય છે. જો તું આ ગામઠી રીત પ્રમાણે જ પોતાનું નામ લખાવીશ, તો તને આ સર વલ્લભદાસ વિલાયતીના કુળદીપક તરીકે કોઇ પણ ઓળખવાનું નથી, તને ક્યાંય પણ વિલાયતી માન મળવાનું નથી !”

પિતાની આજ્ઞાને મસ્તકે ચઢાવીને ચંપકલાલે પોતાનો પરાજય સ્વીકાર્યો અને કહ્યું કે:—“વારૂ ત્યારે ફાધર, હવે નામ પણ વિલાયતી ફૅશનથી લખાવીશું; વિલાયતીના અટકથી ઓળખાઇએ છીએ, તો દુનિયાને પૂરા વિલાયતી બની બતાવીશું ! કારણ કે;—

“ શુદ્ધ પ્રભાતે મોઢું ધ્રશ ને વિલાયતી મંજનથી થાય;
વિલાયતી ચા કૉફીનાં ઊનાં પાણી પીવાય;
વિલાયતી ડીનર વિલાયતી ફૅશનથી લેવાય;
વિલાયતી વસ્ત્રો વિલાયતી ફૅશનથી પ્હેરાય;
દમામ આ બધો વિલાયતી થયો;
તમામ ગામઠી રિવાજ દેશથી ગયો !
વિલાયતી ભાષા વિલાયતી ચેષ્ટાથી બોલાય;
વિલાયતી લગ્નો વિલાયતી કોરટમાં તોડાય;

વિલાયતી જોડામાં ગોટાળા વિલાયતી થાય;
ને ધોળે દિવસે દીવાળાં પણ વિલાયતી ફૂંકાય!
હમામ આ બધો વિલાયતી થયો;
તમામ ગામઠી રિવાજ દેશથી ગયો!

પુત્રના કથનને પુષ્ટિ આપવાના ઉદ્દેશથી સર વિલાયતીએ તે કવિતાને આગળ વધારીને લલકારી અને તે આ પ્રમાણેઃ-

" જ્યાં જોઇએ ત્યાં રંગ બધા આ વિલાયતી દેખાય;
વિલાયતી સોડામાં વ્હિસ્કી વિલાયતી સેવાય;
ધાન્ય ઘરાં ને પાણી તેમજ જે આ કાળી કાય;
ચાર વસ્તુ એ જોઇ ગામઠી છાતી ફાટી જાય!
હમામ આ બધો વિલાયતી થયો;
તમામ ગામઠી રિવાજ દેશથી ગયો!"

કવિતાની સમાપ્તિ સાથે ઘડિયાળમાં સાડાદશનો એક ટકોરો થયો અને તે સાંભળતાંજ ચંપકલાલ સ્કૂલમાં જવા માટે ગમચ્છંતી કરી ગયો. સર વિલાયતીએ પ્રિસ્ક્રીપ્શન લખવાના અપૂર્ણ કામને પૂર્ણ કરીને તે પ્રિસ્ક્રીપ્શન ધારાસિંહના હાથમાં આપી દીધું. ધારાસિંહ મુક્તિનો શ્વાસ લઇને ત્યાંથી ડિસ્પેન્સરીમાં આવી કૉમ્પાઉન્ડર પાસેથી દવા લઇને ચાલતો થઇ ગયો તે પાછો બીજીવાર સર વિલાયતીના જોવામાંજ ન આવ્યો.

આપણી પ્રસ્તુત નવલકથામાં આગળ જતાં એક અગત્યની ભૂમિકા ભજવનાર ડૉક્ટર સર વલ્લભદાસ વિલાયતીનો આ તો માત્ર કિંચિત્ પરિચય છે; કારણ કે; એ શ્રીમાનની કેટલીક અન્ય ભયંકરતાઓનો પરિચય તો પાઠકોને હવે પછીજ થવાનો છે. સર વિલાયતી ચંપકલાલ સાથેના વાદવિવાદ તથા પ્રિસ્ક્રીપ્શન લખવાના કામથી નિવૃત્ત થયા પછી તત્કાળ પાછા પાઘડીને માથાપર પધરા-

વીને ત્યાંથી ઉઠયા અને બહાર જવામાટે તૈયાર થયા; કારણ કે, સાડા અગિયાર વાગે તો તેમને 'ધિ આઇડીયલ બૅંક ઑફ ઇન્ડિયા' ને ફડચામાં લઇ જવામાટેનો વિચાર ચલાવવા મળનારી સભામાં હાજરી આપવાની હતી. પરંતુ તેઓ જેવા દરવાજામાં આવ્યા કે દરવાજામાં જ ભાગીરથી તેમને સ્હામી મળી અને તેણે તે અમુક એક અગત્યના કાર્યમાટે આવેલી હતી એમ જણાવવાથી સર વિલાયતી તેને સાથે લઇને પાછા પોતાના પ્રાઇવેટ્ રૂમમાં ચાલ્યા ગયા; કારણ કે, હજી પોણા અગિયાર થએલા હોવાથી અને મૉટરમાં જતાં દશથી બાર મિનિટમાં સભામાં પહોંચાય તેમ હોવાથી અદ્યાપિ સર વિલાયતીને અડધા કલાકની ફુરસદ તો હતી જ.

---

## પ્રકરણ ૯ મું
## યમરાજનો સહોદર !

---

"કેમ ભાગીરથીબાઇ, આજે આ વેળાએ ખાસ તમારે પોતે જ અહીં આવવાનો પરિશ્રમ લેવો પડયો, તેનું શું કારણ છે ? મિસ ગુલાબ પ્રભાતમાં સાત વાગ્યામાં જ અહીંથી દવા તો લઇ ગયાં હતાં અને હું ધારૂં છું કે, તે દવાનો એકાદ ડોઝ્ તમોએ મિસ્ટર હરિદાસને પાયો પણ હશે જ. અત્યારે તેમની પ્રકૃતિ કેવી છે ?" ડૉક્ટર સર વલ્લભદાસ વિલાયતીએ ભાગીરથીને પ્રાઇવેટ્ રૂમમાં આવતાંની સાથે જ એ પ્રમાણેના ત્રણ ચાર પ્રશ્નો એક સાથે જ પૂછી નાખ્યા અને ત્યાર પછી તેઓ પોતાની કુરસીપર બેસી ગયા.

ભાગીરથીએ તેના ટેબલની અડોઅડ પડેલા કોચપર બેસીને ડૉક્ટરના એ પ્રશ્નોના ઉત્તરમાં જણાવ્યું કે:-"ડૉક્ટર સર વિલાયતી

અત્યારે હું આપના પાસે દવા લેવા આવી નથી, પરન્તુ આપની સાથે એક ગંભીર વિષયની મંત્રણા કરવામાટે જ આવી છું. મારા પતિને જૂના ડૉક્ટરને છોડીને આજે પન્દર દિવસથી આપની ટ્રીટમેન્ટમાં મેં રાખ્યા છે, તેનું એક જૂદું જ કારણ છે અને તે કારણને દર્શાવ્યા પૂર્વે હું આપના મુખથી એ જાણવા માગું છું કે, મારા પતિ આપના ઉપચારના પરિણામે અલ્પ સમયમાં કે પછી કાંઇક દીર્ઘ સમય પછી પણ પૂર્વવત્ સંપૂર્ણ આરોગ્યને પ્રાપ્ત કરી શકશે કે કેમ? તેમનો રોગ સાધ્ય છે, કષ્ટસાધ્ય છે કે સર્વથા અસાધ્ય છે, એ જાણી લેવાની મારી પરમ આકાંક્ષા છે અને મારી એ આકાંક્ષાને તૃપ્ત કરવામાટે જ મેં અત્યારે આપના અમૂલ્ય સમયનો ભોગ લીધો છે, તેની મને ક્ષમા આપશો. ”

સર વિલાયતી આનું હવે શું ઉત્તર આપવું, એ વિશેના ગહન વિચારમાં પડી ગયા, છતાં ઉત્તર આપ્યા વિના ચાલી શકે તેમ ન હોવાથી બે ત્રણ મિનિટ પછી તેઓ કહેવા લાગ્યા કેઃ—“ ભાગીરથીબાઇ, મિસ્ટર હરિદાસનો રોગ એવા પ્રકારનો છે કે, જો દવાનો ટેકો મળતો રહે, તો તેઓ આવી જ અવસ્થામાં કદાચિત્ પાંચ સાત વર્ષ જેટલો કાળ પણ કાઢી નાખે; અને નહિ તો કોઇવાર અચાનક આપણને કલ્પના પણ ન હોય ને તેઓ સદાની શાન્ત નિદ્રામાં સૂઇ જાય ! અરે દવાનો ટેકો હોવા છતાં પણ કદાચિત્ તેઓ કાળને વશ થાય, તો તેમ થવું પણ સર્વથા શક્ય છે. એટલામાટે મારા ઉપચારના પરિણામે અલ્પ સમયમાં કે દીર્ઘ સમય પછી પણ મિસ્ટર હરિદાસ પૂર્વવત્ સંપૂર્ણ આરોગ્યને પ્રાપ્ત કરી શકશે જ, એમ તો મારાથી નિશ્ચયપૂર્વક કદાપિ કહી શકાય તેમ નથી. જો તમારી ઇચ્છા હોય, તો મારી દવા લ્યો અથવા તો કોઇ બીજા સારા ડૉક્ટરના હાથમાં આ કેસ સોંપો. મારાથી કરાશે તેટલા ઉપ-

ચાર કરીશ; છતાં જીવન આપવાની શક્તિ મારામાં નથી. અમારૂં વૈદ્યત્વ અથવા ડૉક્ટરપણું એટલુંજ કે, રોગને ઓળખવો અને વેદનાનો નિગ્રહ કરવો, કાંઇ આયુષ્યના સ્વામી અમો નથી."

"કાળના મુખમાં જવાની તૈયારીપર આવી પહોંચેલા મનુષ્યને નવીન જીવન આપવાની શક્તિ વૈદ્ય, હકીમ કે ડૉક્ટરમાં હોતી નથી, એ હુ સારી રીતે જાણું છું; કારણ કે, જો એમ ન હોય તો વૈદ્યનાં મરે નહિ અને જોષીનાં રાંડે નહિ! આપે મારા પતિના રોગની અસાધ્યતા વિશે જે સત્ય અભિપ્રાય જણાવી દીધો છે, તે આપના સત્યવાદમાટે હું આપને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપું છું. તેઓ હવે પૂર્વવત્ આરોગ્યને પ્રાપ્ત કરી શકશે અથવાં જીવશે, એવી મારા હૃદયમાં લેશ માત્ર પણ આશા છે જ નહિ; એટલું જ નહિ, પણ દવાથી તેમની વેદના પણ ઓછી થતી નથી અને તેઓ વધારે અને વધારે પીડાયા કરે છે, એ હવે મારાથી જોઇ શકાતું નથી, તેમજ વળી ઘરમાં જ્યાં એક મનુષ્ય માંદુ થાય એટલે પછી તેની સેવા શુશ્રૂષા કરતાં કરતાં ઘરનાં બીજાં માણસો પણ અડધાં માંદાં થઇ જાય છે અને છેવટે તેમને એ લાંબી માંદગીનો કંટાળો આવી જાય છે, એ વાર્ત્તા આપને નવેસરથી જણાવવાની આવશ્યકતા હોય, એવી મારી ધારણા નથી. અર્થાત્ હું હવે મારા પતિની સારવાર કરતાં ઉજાગરા કરી કરીને એટલી બધી કંટાળી ગઇ છું કે, વારંવાર મનમાં એમ જ થયા કરે છે કે, કાં તો ઇશ્વર મારા પતિને આ દુઃખમાંથી સદાને માટે સત્વર મુક્ત કરી દે અને કાં તો મારા જીવનને હરી લે, તો બહુજ સારૂં થાય! મુઇ આ રોજની હોળી તે કેટલાક કાળપર્યન્ત સહી શકાય? મારૂં તો જાણે ઠીક પણ મારી ગુલાબ જેવી ગુલાબનો અવતાર પણ બગડી ગયો છે; એ બિચારી કુંવારી દીકરીને પણ પોતાના જીવનનો કંટાળો આવી

ગયો છે; કારણ કે, તેના પિતાની આવી માંદગીથી તેના લગ્નનો અવસર લંબાય છે અને તેથી તારુણ્યમાં આવેલી બાળા અંતરમાંની અસહ્ય પીડાથી અકળાય છે ! હવે આ વેદનાથી મુક્ત થવાનો શો ઉપાય કરવો, એનો મને તો અત્યારે એક પણ માર્ગ દેખાતો નથી, ” **ભાગીરથીએ** પોતાના હૃદયમાંના અમુક પ્રકારના ગુપ્ત આશયની પૂર્વસૂચનારૂપ આ ઉદ્ગારો કાઢ્યા અને ત્યારપછી તે ગંભીરતાથી **સર વિલાયતીના** મુખમંડળમાં ઉદ્ભવતાં ચિન્હોનું અવલોકન કરવા લાગી.

જમાનાના ખાધેલા અને કાળાં ધોળાં કરવાની કળામાં પ્રથમ પંક્તિયે પંકાતા **સર વિલાયતી ભાગીરથીના** આશયને જો કે બહુ અંશે તો જાણી જ ગયા હતા, છતાં જાણે પોતે કાંઇ પણ ન સમજ્યા હોયની ! એવા ભાવની છટાને પોતાના મુખમંડળમાં લાવીને તેઓ **ભાગીરથીને** ઉદ્દેશીને બોલ્યા કેઃ—“ શ્રીમતી ! અદ્યાપિ આપના આશયને હું બરાબર સમજી શકયો નથી; કારણ કે, હું એક અત્યંત સરળ સ્વભાવનો મનુષ્ય હોવાથી આવા પ્રકારના સંદિગ્ધ કથનના રહસ્યને સમજવાની મારામાં તીવ્ર શક્તિ ન હોય તો તે સ્વાભાવિક જ છે. એટલામાટે મારી આપને નમ્ર પ્રાર્થના છે કે, આપનો જે કાંઇ પણ આશય હોય, તે સંદિગ્ધતાને ત્યાગીને મને સરળતા તથા સ્પષ્ટતાથી જ જણાવો કે જેથી વિનાકારણ વેળાનો વ્યય ન થાય અને સત્વર કોઇ પણ પ્રકારના એક નિશ્ચયપર આવી શકાય. ”

ડૉકટર **વિલાયતીના** હાવભાવ તથા આવા પ્રકારના ઉત્તરથી ચાલાક **ભાગીરથી** તત્કાળ પામી ગઇ કે, **વિલાયતી** ચાલાકીમાં તેનાથી ગાંજ્યા જાય તેવા તો નહોતા જ; છતાં લક્ષ્મીના લોભથી ડૉકટર **વિલાયતી** કોઇ પણ જાતિનું ગમે તેવું ભયાનક કુકર્મ કરતાં

અચકાય તેવા ગૃહસ્થ નહોતા, એ રહસ્યને ભાગીરથી સારી રીતે જાણતી હોવાથી; એટલું જ નહિ, પણ એવાં ત્રણ ચાર ભયંકર કૃત્યો ડૉક્ટર વિલાયતીના હાથે થઇ ગએલાં અને આબાદ પાર પડી ગએલાં તેના જાણવામાં હોવાથી તે પોતાના મનમાં એવા નિશ્ચયપર આવી લાગી કેઃ " મારો આશય સ્પષ્ટ શબ્દોમાં પણ જો હું ડૉક્ટર વિલાયતીને જણાવી દઇશ, તોપણ તેથી કાંઇ પણ હાનિ થવાનો સંભવ નથી. જ્યારે વસ્તુસ્થિતિ આવી છે, તો પછી વિનાકારણ વાતને ચોળીને ચીકણી શામાટે કરવી અને સમયનો ભોગ શામાટે આપવો ? " આવો વિચાર કરવા છતાં પણ એકદમ ખુલ્લા શબ્દોમાં પોતાના આંતરિક આશયને વ્યક્ત કરવાની તેની હિંમત ચાલી શકી નહિ અને તેથી વળી પણ તે કિંચિત્ વક્રતાને સ્વીકારીને કહેવા લાગી કેઃ—" ડૉક્ટર સાહેબ, એ તો આપ સારી રીતે જાણો છો કે, વૈદ્ય યમરાજનો બંધુ મનાય છે અને તેથી વૈદ્યમાં ઇશ્વર સમાન જીવનને આપવાની શક્તિ ન હોય, તોય તેનામાં પોતાના જ્યેષ્ટ ભ્રાતા યમરાજ સમાન કોઇપણ મનુષ્યના જીવનને હરી લેવાની સંપૂર્ણ શક્તિ તો અવશ્ય રહેલી હોય છે જ અને કેટલીકવાર વૈદ્ય, હકીમ કિંવા ડૉક્ટરને પોતાની તે શક્તિને, ઇચ્છા ન હોવા છતાં પણ પરિસ્થિતિ કિંવા સંયોગ અનુસાર, વ્યવહારમાં યોજવી પડે છે. "

" તમારૂં કથન સત્ય છે; પરંતુ ભેદ માત્ર એટલોજ કે, આ સંસારમાંનું કોઇપણ મનુષ્ય—પુરુષ કિંવા સ્ત્રી—જો ઇચ્છે તો કોઇના પણ જીવનને હરી લેવાનું કાર્ય સરળતાથી કરી શકે છે; કિન્તુ તેવા સાધારણ પુરુષ કિંવા સ્ત્રીની તે હત્યાકૃતિ બહુધા સત્વર પ્રકાશમાં આવી જાય છે અને તેથી તેની પોતાની પણ હત્યા થઇ જાય છે; પણ વૈદ્ય, હકીમ કિંવા ડૉક્ટર એ કાર્ય અતિશય દક્ષતાથી કરતા

હોવાથી તેમની એ કૃતિ અન્ય કોઇના જાણવામાં આવી શકતી નથી અને તેથી પછીથી અન્ય મનુષ્યના જીવનની હાનિનો બહુજ ઓછો સંભવ રહે છે." સર વિલાયતીએ ભાગીરથીના કથનને માર્મિકતાથી પુષ્ટિ આપીને કહ્યું.

"અને એટલામાટેજ જે સ્ત્રી કિંવા પુરુષ વિચારશીલ હોય છે, તે આવા કાર્યમાં આપ જેવા કુશળ ડૉક્ટરની સહાયતાથી જ આગળ વધે છે. જો એક સાધારણ સ્ત્રી કિંવા પુરુષ અને આપ જેવા સર્વગુણસંપન્ન વિષવિધાયક ડૉક્ટરમાં કાંઇ ભેદ જ ન હોય, તો આપને લોકો આવા પ્રસંગે હજારો રૂપિયાની ગંજાવર રકમો ઘર બેઠાં આપવાને આવે પણ ખરા કે? આવી મોટી કીમત આપની નહિ, પણ આપની વિદ્યા તથા દક્ષતાની જ આપવામાં આવે છે." આવી રીતે સર વિલાયતીની વિષવિધાયકતાની મુક્તકંઠે પ્રશંસા કરીને ભાગીરથીએ વધારામાં જણાવ્યું કે: "અમદાવાદના શેઠ સારંગધરને સાત લાખનો મોટો વારસો મળવાનો હતો, પરન્તુ જો તેનો પ્રતિસ્પર્ધી અથવા પ્રતિપક્ષી વિનયવલ્લભ જીવતો રહે, તો કદાચિત્ વારસાના બે ભાગ તેના ભાગમાં જાય એવો સંભવ હોવાથી અને વિનયવલ્લભના ડૉક્ટર આપ હોવાથી સારંગધરે આપને રૂપિયા એક લાખની રકમ આપીને પોતાના ધનપ્રાપ્તિના માર્ગમાંના તે કાંટાનો સદાને માટે નાશ કરાવી નાખ્યો હતો, એ આપની દક્ષતાની કૃતિનું સ્મરણ અદ્યાપિ મારા મસ્તિષ્કમાં અવિચળ છે અને આપની એ દક્ષતાની સારંગધરની પત્ની અદ્યાપિ મુક્તકંઠે વારંવાર મારી આગળ પ્રશંસા કર્યા કરે છે."

"હવે વાત મળી; અત્યારસૂધી હું એ વિશેના જ વિચારમાં હતો કે, મારી આ કળાનો ભેદ તમારા જાણવામાં ક્યાંથી અને કેવી રીતે આવી શક્યો; પણ હવે સ્પષ્ટ જણાય છે કે, આ ભેદ, તમારો

સારંગધરની પત્ની અલકનન્દાસાથે મૈત્રીસંબંધ હોવાથી, અલકનન્દાના મુખથી તમારા જાણવામાં આવ્યો છે અને તેણે જ તમને આવા કાર્યમાં મારી યોગ્ય સહાયતા લેવાની ભલામણ કરેલી હોવી જોઇએ, એવું સ્પષ્ટ અનુમાન કરી શકાય છે. અત્યારસુધી તો મારો એવોજ અભિપ્રાય હતો કે, જો આવા કોઇ પણ કાર્યની વાર્ત્તા તમે કાઢશો, તો હું આવા કાર્યમાં હાથ નાખવાની ચોખ્ખી ના જ પાડી દઇશ; પરંતુ અલકનન્દાના નામનો ઉચ્ચાર સાંભળતાંજ મારો તે અભિપ્રાય બદલાઇ ગયો છે અને તેથી જો મને મારા પરિશ્રમનો યોગ્ય પુરસ્કાર મળવાનો સંભવ હશે, તો પછી તમારા કોઇ પણ પ્રકારના કાર્યને શાંતિથી પાર પાડી આપવામાટે હું નિરંતર તૈયાર છું, એમજ તમારે સમજી રાખવાનું છે; કારણ કે, એકવાર કદાચિત્ સારંગધરની ભલામણનો અનાદર કરી શકાય, પણ શ્રીમતી અલકનન્દાના વચનના અનાદરની તો ધારણા પણ ન કરી શકાય.” સર વિલાયતી પણ હવે સંદિગ્ધતાને ત્યાગીને સરળતાના પ્રદેશમાં આવી ગયા.

“પરંતુ વ્યવહારમાં પાછળથી કોઇ પણ પ્રકારનો વિવાદ ઉપસ્થિત ન થાય એટલામાટે આ પરિશ્રમનો આપને મારે શો પુરસ્કાર આપવો પડશે, એ વિશેનો નિર્ણય અત્યારે જ થઇ જવો જોઇએ; કારણ કે, જો મારા ઇચ્છિત કાર્યની નિર્વિઘ્ન સમાપ્તિ થઇ જાય, તો પણ સારંગધરથી પેઠે મને કાંઇ સાત લાખનો વારસો મળવાનો નથી તેમજ મારા પતિનું અસ્તિત્વ હોય, તોય મારી સંપત્તિમાંથી કોઇ ભાગ પડાવે તેમ પણ નથી; છતાં આ કાર્ય એક ભાવિ લાભની આશાથી કરાય છે, એટલે અત્યારે તો આપને સાધારણ પુરસ્કાર મળશે અને ભવિષ્યમાં જો મારી ધારણા પાર પડશે, તો તે વેળાયે હું આપની ધનતૃષ્ણાને સંપૂર્ણતાથી તૃપ્ત કરવાનો

પ્રયત્ન કરીશ. જો આ પ્રમાણેની વ્યવસ્થા આપને માન્ય હોય અને મારા વચનમાં આપનો વિશ્વાસ બંધાતો હોય, તો જ આ કાર્યમાં હાથ નાખજો અને નહિતો ચોખ્ખી ના પાડી દેજો; કારણ કે, આપ ના પાડશો, તો તેથી મને કાંઇ પણ માઠું લાગવાનું નથી.” ભાગીરથીએ વ્યવહારની ચોખવટ કરી લેવામાટેનો યોગ્ય પ્રસ્તાવ રજૂ કર્યો.

“ આ કાર્યના પુરસ્કાર તરીકે તમારો મને કેટલી રકમ આપવાનો મનોભાવ છે, તે કૃપા કરીને જણાવશો ?” સર વિલાયતી તત્કાળ મુદ્દાની વાતપર આવીને બોલ્યા.

“ આ કાર્યના પુરસ્કાર તરીકે એકન્દર પાંચ હજારની રકમથી વધારે રકમ આપવાની શક્તિ મારામાં નથી. એમાંથી રૂપિયા બે હજાર આપને અત્યારે જ મળશે અને બાકીના ત્રણ હજાર કાર્યની સમાપ્તિ પછી આપવામાં આવશે.” ભાગીરથીએ વિલાયતીના પ્રશ્નના ઉત્તરમાં રકમનું નામ પણ જણાવી દીધું.

પાંચ હજારની રકમનું નામ સાંભળીને સર વિલાયતી ગંભીર વિચારમાં પડી ગયા; એટલુંજ નહિ, પણ તેમના મુખમંડળમાં કાંઇક અપ્રસન્નતાનાં ચિન્હો પણ દેખાવા લાગ્યાં. કેટલીકવાર પછી તેમણે મૌનનો ભંગ કર્યો અને કહેવા માંડયું કે: ‘ ‘ ભાગીરથીબાઇ, આવા ભયંકર કાર્યમાં પાંચ કે દશ હજારની તુચ્છ રકમની આશાથી હાથ નાખવો, એને હું એક પ્રકારની મૂર્ખતા જ માનું છું; છતાં અત્યારે આનાથી વધારે રકમ આપવાની તમારી શક્તિ નથી, એ વાત પણ કાંઇ મારી જાણ બહાર તો નથીજ. આ કારણથી ધારી લ્યો કે, હાલ તરત હું આટલી રકમ જ સ્વીકારી લઉં, તોપણ ભવિષ્યમાં મને બીજી સારી રકમ મળશે, એવી આશા તો મારે રાખવીજ જોઇએ અને એટલામાટે હું જાણવા માગું છું કે, તમો

જો ભાવિ લાભની આશાથી આ કાર્ય કરવાને તૈયાર થયાં હો, તે તમારી આશા લગભગ કેટલીક મુદતમાં ફળીભૂત થવાનો સંભવ છે?"

"જો સર્વ વ્યવસ્થા મારી ઇચ્છા પ્રમાણેજ થઇ જાય, તો માત્ર એક વર્ષના કાલાવધિમાંજ આ ભાગીરથી વિશાળ સંપત્તિની અધિકારિણી થાય, એ નિઃસંશય વાર્ત્તા છે." ભાગીરથીએ જણાવ્યું.

"જો એમજ હોય, તો ચોરી ભાગે મોંઘી નથી હોતી એ ન્યાયને અનુસરીને જે પાંચ હજાર મને તમો અત્યારે આપવાનાં છો, તે આપી દો અને બીજા પચાસ હજારનો જાણે તમોએ મારી પાસેથી પચાસ હજારની રકમ ઉછીની લીધી હોય તેવા પ્રકારનો ત્રણ વર્ષની મુદતનો કાયદાસરનો એક દસ્તાવેજ લખી આપો. જો તમારી ધારણા તમારા કથન પ્રમાણે એક વર્ષના કાલાવધિમાં જ પાર પડી જાય, તો ત્રણ વર્ષ પૂરાં થતાં સુધીમાં મને તે રકમ આપીને તમારો દસ્તાવેજ પાછો લઇ લેજો. જો તમો ધનાઢ્યા થવા છતાં પણ મારી એ રકમ આપવામાં કૃપણતા બતાવશો,તોજ હું એ દસ્તાવેજનો તમારી વિરુદ્ધ ઉપયોગ કરીશ; પરન્તુ દુર્ભાગ્યયોગે જો તમારી ધારણા સફળ નહિ થાય, તો હું એ દસ્તાવેજનો તમારી વિરુદ્ધ કદાપિ ઉપયોગ કરીશ નહિ અને પાંચ હજારથી સંતોષ માનીશ. આ દસ્તાવેજ કરી આપ્યા વિના મારાથી આવા ભયંકર કાર્યમાં હાથ નાખો શકાય તેમ નથી અને તેમાટે હું ઘણોજ દિલગીર છું." ડૉક્ટર વિલાયતીએ ભાગીરથીને બરાબર સકંજામાં સપડાવવાની યુક્તિને પ્રસારવાનો પ્રારંભ કરી દીધો.

"પચાસ હજારનો નહિ, પણ પચીસ હજારનો તેવો દસ્તાવેજ કરી આપવાને હું આ પળેજ તૈયાર છું, માત્ર એટલું જ નહિ, પણ એ પચીસ હજારની રકમ, જો કોઇ કારણથી મારી ભાવિલાભ વિષયક આશા સફળ ન થાય, તોપણ ત્રણ વર્ષની મુદતમાં આપને

ભરી આપવાને હું બંધાયલી રહીશ!" ભાગીરથીએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"પચીસ હજારની રકમ બહુજ ઓછી છે." વિલાયતીએ કહ્યું.

"તો પછી આ સાટું નક્કી થાય તેમ છે જ નહિ." ભાગીરથીએ નિસ્પૃહતા બતાવી અને ત્યારપછી ઊઠવાની ચેષ્ટા કરીને કહ્યું કેઃ "ડૉકટર સાહેબ, આપના અમૂલ્ય સમયનો ભોગ લેવામાટે હું આપની ક્ષમા માગું છું અને હવે જવામાટેની આજ્ઞા ઇચ્છું છું."

હવે વધારે તાણવાથી ટૂટી જવાનો સંભવ હોવાથી અને ત્રીસ હજારના શિકારને હાથમાંથી છટકી જવા દેવાનું સર વિલાયતીને યોગ્ય ન જણાવાથી તેઓ ભાગીરથીને સંબોધીને સભ્યતાથી કહેવા લાગ્યા કેઃ "ભાગીરથીબાઇ, આવાં સાટાં કાંઇ આટલી બધી ઊતાવળથી નક્કી થતાં નથી; માટે દશ મિનિટ્ રોકાઓ અને જે કાર્યમાટે આવ્યાં છો તે કાર્ય સંપૂર્ણ કરીનેજ પાછાં જાઓ. ઘડિયાલમાં સાડા અગિયાર અને પાંચ મિનિટ્નો ટાઇમ્ થએલો છે અને સાડા અગિયારે તો મારે એક મીટીંગમાં હાજરી આપવાની છે એટલે અત્યારે જો કે તમારી સાથેના વાર્તાલાપમાં વધારે વખત વીતાડવાની મને બિલ્કુલ ફુરસદ નથી,છતાં ટેલીફોન કરીને હું આજની તે મીટીંગને આવતી કાલપર મુલ્તવી રખાવું છું, જરા બેસો, હું ટેલીફોન કરીને હમણાં જ અહીં પાછો આવું છું."

સર વિલાયતી આમ કહીને બહારના રૂમમાં ટેલીફોન કરવાને ચાલ્યા ગયા અને ત્યાંથી સાત કે આઠ મિનિટ્ પછી પાછા આવીને ભાગીરથીને ઉદ્દેશીને કહેવા લાગ્યા કેઃ "શ્રીમતી ભાગીરથી તમો જ્યારે અલકનન્દાની ભલામણ લઇને તેમજ મારામાં વિશ્વાસ રાખીને ચાલી ચલાવીને મારે ઘેર આવ્યાં છો; એટલે હું તમારા

વચનનો અનાદર કરી શકતો નથી. તમારી ઇચ્છા પ્રમાણે હું પચીસ હજારના દસ્તાવેજને જ કબૂલ રાખીશ, તોપણ મારી એટલી પ્રાર્થનાને તો અવશ્ય સ્વીકારશો કે જો ભવિષ્યમાં તમને ઘણોજ સારો લાભ થાય, તો મને કાંઇક વધારે રકમ તમારી પ્રસન્નતાથી જ આપશો અને શ્રીમતી અલકનન્દા મારી સાથે જેવા પ્રકારનો બીજો પણ કેટલોક સંબંધ રાખે છે, તેવો સંબંધ તમો પણ રાખશો !"

'જો ભવિષ્યમાં મને મારી ધારણા કરતાં પણ અધિક લાભ થએલો દેખાશે, તો અવશ્ય હું આપને વિશેષ પ્રમાણમાં સંતુષ્ટ કરીશ." ભાગીરથીએ રીતસરની વાતને તત્કાળ સ્વીકારી લીધી અને ત્યારપછી પૂછ્યું કેઃ—"પણ ડૉકટર સાહેબ, અલકનન્દા આપની સાથે બીજો શો સંબંધ ધરાવે છે, તે જો અડચણ ન હોય, તો કૃપા કરીને જણાવશો ?"

"તે સંબંધની વાર્ત્તા શ્રીમતી અલકનન્દાને પૂછતાં તેમના મુખથીજ તમારા જાણવામાં આવી જશે, એટલે મારે તે જણાવવાની આવશ્યકતા નથી" સર વિલાયતીએ માર્મિકતાથી પોતાના આંતરિક આશયનો સ્ફોટ કરી દીધો.

આવી માર્મિકતાને પણ ન સમજી શકે એટલી બધી ભાગીરથી ભોળી અથવા નાદાન તો નહોતીજ; તે સર વિલાયતીના વિકારપૂર્તિના આશયને તત્કાળ સમજી ગઇ, તોપણ જાણે કાંઇ જ ન સમજી હોયની ! તેવા ભાવને દર્શાવતી કહેવા લાગી કેઃ—" વારુ ત્યારે હું અલકનન્દાને એ વિશે પૂછીશ અને તેની અનુમતિ હશે, તો આપની સાથે તેના જેવો સંબંધ રાખવામાં મને કોઇપણ પ્રકારનો વાંધો આવે તેમ નથી."

"તમારી આ ઉદારતામાટે હું તમને ધન્યવાદ આપું છું અને તમારો અંતઃકરણપૂર્વક આભાર માનું છું;" સર વિલાયતીએ

આભાર માન્યો અને ત્યારપછી જણાવ્યું કેઃ-"ત્યારે આવતી કાલે આ વેળાયેજ તમો અહીં પધારજો, પાંચ હજારની રકમ સાથે લાવજો અને હું મારા સૉલિસિટરને બોલાવી દસ્તાવેજ લખાવીને તૈયાર રાખીશ તેનાપર હસ્તાક્ષર કરી આપજો એટલે આવતી કાલથીજ હું આપના ઇચ્છિત કાર્યનો આરંભ કરી દઇશ અને ઇશ્વરની કૃપા હશે તો પંદરથી વીસ દિવસમાં તો તમો મિસ્ટર હરિદાસની સેવાશુશ્રૂષાના કંટાળાથી સદાનેમાટે મુક્ત થઇ જશો !"

" આપની આજ્ઞા પ્રમાણે આવતી કાલે સવારમાં દશ કે સાડા દશ વાગે હું રૂપિયા પાંચ હજાર લઇને અહીં આવીશ; માટે એ વિશે નિશ્ચિન્ત રહેશો અને કાર્યની સફળતાની સર્વ તૈયારીઓ કરી રાખજો."

" મારા કાર્યમાં હું નિષ્ણાત છું અને નિષ્ણાત રહીશ, એ વિશેની તમારે લેશ માત્ર પણ ચિન્તા ન રાખવી." વિલાયતીએ આશ્વાસન આપ્યું.

" ત્યારે હવે મને જવામાટેની આજ્ઞા છે ?" ભાગીરથીએ જવાની ઇચ્છા દર્શાવી.

"જરા ચાહ તથા પાન લઇને પછી સિધાવો." આમ કહીને સર વિલાયતીએ કૉલબેલ વગાડીને બૉયને બોલાવ્યો અને ચાહ તથા પાન લાવવાનો તેને હુકમ ફર્માવ્યો. થોડીવારમાંજ બૉય ઇરાનીની દુકાનેથી ચાહ તથા પાનવાળાને ત્યાંથી પાન લઇને પાછો આવ્યો. તે ચાહ ઈરાનીની દુકાનની હતી એ રહસ્ય ભાગીરથીના જાણવામાં ન હોવાથી તેણે ચાહ પી લીધી અને પાનને મુખમાં પધરાવીને જવામાટે સર વિલાયતીની બીજીવાર રજા લીધી. સર વિલાયતી કૉમ્પાઉન્ડના દરવાજા સુધી તેને વળાવવામાટે બહાર આવ્યા અને તેની ગાડીના ગયા પછી પાછા બંગલામાં પધાર્યા.

* * * * *

રાત્રેજ સૉલિસિટરને મળીને સર વિલાયતીએ દસ્તાવેજ તૈયાર કરી રખાવ્યો હતો એટલે બીજે દિવસે ભાગીરથી જ્યારે સર વિલાયતીના બંગલામાં આવી તે વેળાયે સૉલિસિટર પણ દસ્તાવેજ સાથે ત્યાં તેના આવવાની વાટ જોતો બેઠો હતો. ભાગીરથીએ પાંચ હજાર રૂપિયાની પાંચ નોટો ડૉકટરના હાથમાં આપી દીધી અને ત્યારપછી સૉલિસિટર પાસે દસ્તાવેજ વંચાવી તેમાં કાંઇ વાંધા ભરેલું લખાણ ન જણાતાં આનંદથી તેનાપર પોતાના હસ્તાક્ષર કરી આપ્યા. સૉલિસિટર તેના કાર્યની સમાપ્તિ થતાં ત્યાંથી ચાલતો થઇ ગયો અને તેના જવા પછી ભાગીરથીએ પણ જવાની ઇચ્છા દર્શાવી; પણ સર વિલાયતીએ તેને જરા થોભવાનું કહીને પોતાના વિશાળ ટેબ્લના એક ખાનામાંથી દવાની ભરેલી ચાર આઉંસના એક બૉટલને બહાર કાઢી અને તે બૉટલ ભાગીરથીને બતાવીને કહ્યું કેઃ—

"મિસ્ટર્ હરિદાસમાટે ગઇ કાલે જે મિકસ્ચર આપવામાં આવ્યું હતું, તે તો આજે સવારમાં પૂરું થઇ ગયું હશે; એટલે હવે આજે અત્યારથી તેમને આ દવા આપવાની શરૂઆત કરજો. આ દવાનો સ્વાદ અત્યંત મધુર તથા રુચિકર હોવાથી મિસ્ટર હરિદાસને આજ સૂધીમાં તેમણે લીધેલી બીજી બધી દવાઓ કરતાં આ દવા વધારે પસન્દ પડશે,' એવો મારો નિશ્ચય છે. પરન્તુ ખરી રીતે આ ઔષધિ નહિ, કિન્તુ એક પ્રકારનું મધુર હલાહલ છે એટલે એના યોગે તેમના શરીરમાં ધીમેધીમે વિનાશક પરિણામ થતું જશે અને અલ્પ સમયમાં જ મિસ્ટર હરિદાસ વ્યાધિજન્ય ભયંકર વેદનાથી તેમજ તેમનો પરિવાર તેમની સેવાશુશ્રૂષાની પીડાથી સદાને માટે મુક્ત થઇ જશે!"

"જો તેમ થશે, તો આ ભાગીરથી આજન્મ આપના આભારના ભારથી દબાયલી અને દબાયલી જ રહેશે." ભાગીરથીએ તે બૉટલને પોતાના હાથમાં લઇને એ પ્રમાણે આભાર માન્યો અને ત્યારપછી કાંઇક વિચાર આવવાથી પુછ્યું કે: "પણ તેમને આ નવી દવા સાથે ખાનપાનની શી શી વસ્તુઓ આપવાની છે વારૂ ?"

"બહુજ સારો અને પ્રાસંગિક પ્રશ્ન પૂછ્યો. અત્યારે તેમને વિપુલ પ્રમાણમાં લીલો મેવો આપવામાં આવે છે, તે આજથી બિલ્કુલ બંધ કરજો તેમજ લીંબુ કે દહી જેવા ખાટા પદાર્થો પણ તેમને આપશો નહિ; કારણકે, એવી ખાટી વસ્તુઓના સેવનથી વિષનું જોઇએ તેટલા પ્રમાણમાં અને સત્વર પરિણામ થઇ શકતું નથી. બીજી ગમે તે વસ્તુ તેમને આપવામાં આવે, તો તેથી આપણા ઇચ્છિત પરિણામમાં કાંઇ પણ બાધા આવવાનો સંભવ નથી." સર વિલાયતીએ ભલામણ કરી દીધી.

"એથી અધિક બીજી કાંઈ સૂચના આપવાની છે ?" ભાગીરથીએ પૂછ્યું.

"નહિ; અત્યારે બીજી કશી સૂચના આપવાની નથી; માત્ર આજ પછી દવા લેવામાટે તમો પોતે જ આવજો અથવા તો મિસ ગુલાબને મોકલાવજો; કારણકે, આ દવા વિશ્વાસપાત્ર મનુષ્ય વિના બીજા કોઇને આપી શકાય તેવી નથી. હું પરમ દિવસે તમારે ઘેર આવીશ અને દવાનું પરિણામ કેટલા પ્રમાણમાં થયું છે, તે તપાસીને તમને જણાવીશ. પરંતુ આ પ્રપંચની વાર્ત્તા આપણા બે વિના કોઇ પણ તૃતીય વ્યક્તિનાં શ્રવણોમાં ન પડવી જોઇએ, એ વિશેની સંપૂર્ણ સાવધાનતા રાખજો." સર વિલાયતીએ બીજી પણ આપવા યોગ્ય સૂચના આપી દીધી.

"એ વિશેની આપે લેશ માત્ર પણ ચિન્તા રાખવી નહિ.

હું આવતી કાલે આપને મળીશ; કારણ કે, દવા લેવામાટે હું પોતે જ આવવાની છું." એમ કહીને ભાગીરથી ત્યાંથી ઘેર જવામાટે પ્રસ્થાન કરી ગઇ.

તેના પ્રયાણ પછી સર વિલાયતી પણ આજના મળેલા દ્રવ્યલાભથી તેમજ ભાવિ દ્રવ્યલાભની આશાથી પુલકિત થતા મૉટરમાં બેસીને પાંચ હજારની રકમને બૅંકમાંના પોતાના ખાતામાં જમે કરાવવામાટે કોટમાં જવાને રવાના થઇ ગયા.

આજકાલના હિન્દુસ્તાનમાં કેટલાક વૈદ્યો, હકીમો અને ડૉકટરો આવા પ્રકારના પાપમય વ્યવસાયથી પણ લક્ષાધીશ થયા છે, થાય છે અને કદાચિત્ થતા રહેશે. ડૉકટર વલ્લભદાસ વિલાયતી એક દેશી રજવાડામાં પોતાના આવા પ્રકારના કૌશલ્યને દર્શાવીને તેમજ કેટલાંક ધનાઢ્ય કુટુમ્બોમાં આવાં કાર્યો કરીનેજ લક્ષાધીશ બની સરની પદવી મેળવવાને શક્તિમાન્ થયા હતા અને અત્યારસૂધી એવાં પાપકર્મોમાં તેમના પાસા સવળા જ પડતા હોવાથી એવાં કર્મો તેમનામાટે હવે ગાજર મૂળા સમાન જ થઇ ગયાં હતાં; એટલે કે; ધર્મ કિંવા નરકવાસની ભીતિ તેમના મનમાંથી સદાને માટે પ્રયાણ કરી ગઇ હતી અને કેવળ પાપ અને પાપ જ તેમને સ્વર્ગના ઉત્કૃષ્ટ સાધન તરીકે દેખાયા કરતું હતું ! સંસ્કૃતભાષામાં વૈદ્ય વિષે એક એવી ઉક્તિ છે કે;—

" वैद्यराज नमस्तुभ्यं यमराज सहोदर !
यमस्तु हरति प्राणान्वैद्यः प्राणान्धनानि च " ॥

એટલે કે, " હે યમરાજના સહોદર વૈદ્યરાજ ! તમને નમસ્કાર છે; કારણ કે, યમ તો માત્ર પ્રાણને જ હરે છે. પરન્તુ વૈદ્ય તો પ્રાણ તથા ધન ઉભયનું હરણ કરી જાય છે ! " અને આ ઉક્તિ આપણા ડૉકટર સર વલ્લભદાસ વિલાયતીના સંબંધમાં અક્ષરે અક્ષર

સત્ય સિદ્ધ થતી હતી; એ નવેસરથી જણાવવાની આવશ્યકતા હોય, એવી અમારી ધારણા નથી.

આ સ્થાનમાં પાઠકોના હૃદયમાં બીજી જે એક શંકા ઉદ્ભવવાનો સંભવ છે, તે એ કે, જે પિશાચનન્દિની ભાગીરથીએ પોતાના પૈશાચિક ઉપદેશના બળથી માણેકલાલ જેવા એક ધર્મશીલ તથા મૃદુ હૃદયના પુરુષને પોતાની ઇચ્છા પ્રમાણે નરહત્યા જેવા ભયાનક પૈશાચિક કાણ્ડના માર્ગમાં પ્રવૃત્ત કર્યો હતો; તે ભાગીરથી શું પોતાના રુગ્ણશય્યા કિંવા મૃત્યુશય્યામાં પડેલા સર્વથા પરાધીન તથા વિવશ પતિને પરલોકના માર્ગનો પ્રવાસી બનાવી દેવાને સમર્થ નહોતી ? હતીજ; કારણ કે, ભાગીરથી જેવી પિશાચિકા જો ધારે, તો આ તો તેના વામહસ્તનું જ કર્ત્તવ્ય કહી શકાય. જ્યારે વસ્તુસ્થિતિ આવી હતી, તો પછી આવા એક સાધારણ કાર્યમાટે ડૉકટર સર વલ્લભદાસ વિલાયતીને પોતાનો ભેદ જણાવી દેવા ઉપરાંત પાંચ હજારની રકમ આપવાની તથા પચીસ હજારનો દસ્તાવેજ કરી આપવાની મૂર્ખતા તેણે શા કારણથી કરી હશે, એ પ્રમેય તો ખરેખર ન સમજી શકાય તેવુંજ છે. પ્રિય પાઠકો, તમારી આ શંકા સત્ય છે; પરન્તુ ભાગીરથીએ દીર્ઘ વિચાર કરીને જ એ કાર્યમાં ડૉકટર સર વલ્લભદાસ વિલાયતીની સહાયતા લેવાનું યોગ્ય ધાર્યું હતું; તેની પાસે એમ કરવાનાં અનેક કારણો હતાં અને તે કારણોનો આગળ જતાં તેના પોતાના મુખથી જ સ્ફોટ થવાનો હોવાથી આ સ્થળે તેમના અપ્રાસંગિક સ્ફોટ કિંવા વિવેચનનો પ્રયત્ન નથી કરાયો. ઘણીકવાર ચાલાકમાં ચાલાક વ્યક્તિના હસ્તે પણ કોઇ ભયંકર પ્રમાદ થઇ જાય છે; પરંતુ આ યોજનામાં તો ભાગીરથીએ રંચ માત્ર પણ પ્રમાદ કર્યો નહોતો, એવો તે કારણોને જાણ્યા પછી અમારી પેઠે પાઠકોનો પણ નિશ્ચય થઇ જશે, એવો અમારો દૃઢ

વિશ્વાસ છે અને તે વેળાયેજ **ભાગીરથીની** ભયંકરતા તેના સત્ય તથા સંપૂર્ણ સ્વરૂપમાં વાંચકોના જોવા તથા જાણવામાં આવશે.

અરે પણ **ભાગીરથીની** આ કેવી અને કેટલી સીમા પર્યન્તની ક્રૂરતા ! પોતાના સૌભાગ્યહેતુ પ્રાણેશ્વર પતિને તેની અબળતા તથા અસહાયતાનો લાભ લઇને વિષપ્રયોગથી બળાત્કારે પરલોકવાસી કરવામાટેના તેના ઘૃણાકારક ઉદ્યોગને જોઇને કોના મનમાં સખેદ આશ્ચર્ય ન થાય વારૂ ? કેટલીકવાર સ્વૈરિણી કિંવા વ્યભિચારિણી વનિતાની કૃતઘ્ન અસિસાથે તુલના કરવામાં આવે છે, તે કાંઇ અસત્ય તો નથીજ. **ભાગીરથીના** આ પૈશાચિક પ્રયત્નને જોઇને એવી હૃદયહીન, ઇન્દ્રિયલોલુપ અને કૃતઘ્ન કામિનીઓના સંબંધમાં લખાયલી અને તેમના સત્ય સ્વભાવને દર્શાવનારી નિમ્ન કવિતાનું સ્વાભાવિકજ સ્મરણ થઇ આવે છે:—

“ નખો શૃંગી નદીનું પૂર અસિ પરહસ્ત જનારી;
નરો નૃપવંશના વ્યભિચારિણી ને સ્વૈરિણી નારી;
નથી વિશ્વાસભાજન વસ્તુઓ એ કોઇએ ધારી;
નથી થઇ કોઇની કે કોઇની છે એ ન થાનારી !”

* * *

ધરે જે નારમાં વિશ્વાસ એ છે સખ્ત નાદાની;
જગતમાં નાર ને તલ્વાર સહુએ એવશ્ય માની;
નિહાળો બાહુમાં બળ ત્યાં સુધી સાથે વસે છે તે;
ગઇ પરહસ્ત તો સંહારવા સ્હામી ધસે છે તે !”

---

# પ્રકરણ ૧૦ મું
## પુણ્યા અને પાપીયસી

ગત પ્રકરણમાં વર્ણવેલી ઘટનાને બહુધા ત્રણ માસનો કાલાવધિ થઇ ગયો હતો અને તેટલા સમયમાં આપણી નવલકથામાંનાં કેટલાંક મુખ્ય પાત્રોના જીવનમાં સંસારની પરિવર્તનશીલતાના નિયમ અનુસાર કેટલાંક વિલક્ષણ પરિવર્ત્તનો થઇ ગયાં હતાં. એમાંનું પ્રથમ પરિવર્ત્તન સાધ્વી સુભદ્રાના જીવનમાં થયું હતું. ગોવિન્દલાલના અકાળ સ્વર્ગવાસથી સૌભાગ્યવતી સુભદ્રાના સૌભાગ્યસૂર્યનો સદાને માટે અસ્ત થતાં તેને તારુણ્યના વસન્તકાળમાં જ અસહ્ય દુઃખદાયક વૈધવ્યની પ્રાપ્તિ થઇ હતી અને તેથી તે સાધ્વીને, ગૃહમાં સંસારસુખવિલાસનાં સર્વ સાધનો સમુપસ્થિત છતાં પણ, સ્વામીના સમાગમ તથા સ્નેહવિનાનો આ સંસાર સર્વથા રસહીન તથા સારહીન જ ભાસવા લાગ્યો હતો. ખરેખર નવયૌવનના વસન્ત ઋતુમાં એક સ્વરૂપસુંદરી, ધનવતી અને રસિકા રમણીને સંસારસુખસંહારક વૈધવ્યની પ્રાપ્તિ થાય, એ એક આર્યા અબળાનું અત્યંત પ્રબળ દુર્ભાગ્ય જ કહી શકાય; કારણ કે, વૈધવ્યપ્રાપ્તિ જેવું એક આર્યા અબળાનું અન્ય કોઇપણ સબળ દુર્ભાગ્ય હોઇ શકતું જ નથી. તેમાં પણ જે આર્યા અબળા પોતાના પાતિવ્રત્ય તથા નારીધર્મને અચળતા તથા દૃઢતાથી પાળનારી, ધર્મના માર્ગને ન ચૂકનારી તથા સ્વપ્નમાં પણ પોતાના હૃદયમાં વિકારવાસનાને સ્થાન ન આપનારી પવિત્રતાની પ્રતિમા હોય છે અને જો તેના શિરપર મહદ્દુર્ભાગ્યના યોગે સંતાનહીન દશામાં જ અચાનક વૈધવ્યનો કુપ્રસંગ આવી પડે છે: એટલે તે સાધ્વી આર્યા મહિલાને તો પોતાનું જીવન

મરણ કરતાં પણ અધિક ભયંકર ભાસ્યા કરે છે. ગોવિન્દલાલના સ્વર્ગવાસથી ધર્મપરાયણા સુભદ્રાની પણ એવીજ ભયાનક અવસ્થા થઇ પડી હતી. પતિની છાયા વિનાનું જીવન તેને હલાહલ તુલ્ય ભાસતું હતું અને તેથી જે દિવસે તેનો ચૂડો ભંગાયો તે દિવસથી જ તેણે વિકારોત્પાદક આહારવિહાર, સુખવિલાસ તથા શૃંગાર આદિનો સર્વથા ત્યાગ કરીને સર્વ પ્રકારે એક સંન્યાસિનીના વ્રતનો સ્વીકાર કરી લીધો હતો. માત્ર જીવનને ટકાવવામાટે તે જુઆર કે બાજરાનો રોટલો, પાણી જેવી છાશ અને ભાજીનું શાક આદિ ક્ષુદ્ર ભક્ષ્ય વસ્તુઓનો જ આહાર કરતી હતી, શરીરપર કેવળ એક જ શ્વેત વસ્ત્રને ધારતી હતી અને ભોંયપર ચટાઇ પાથરી પાટલાનું ઓસીકું રાખીને રાતે નિદ્રાવશ થતી હતી. દિવસે તેને આશ્વાસન આપવામાટે કેટલીક સ્ત્રીઓ આવતી હતી, એટલે સભ્યતાને જાળવવામાટે તે તેમની સાથે અમુક પ્રકારનો વાર્તાલાપ કરતી હતી અને બાકીનો સર્વ સમય તે પરમાત્માના ધ્યાન તથા સ્તુતિગાનમાં વીતાડીને પોતાના સ્વર્ગીય સ્વામીના આત્માને શાશ્વત શાન્તિ આપવામાટેની પરમાત્માનાં ચરણોમાં અનન્ય ભાવથી અભ્યર્થના કર્યા કરતી હતી. તેના હૃદયમાં નિરાશાનો જો કે અસહ્ય આઘાત થયો હતો, પરન્તુ શારદા તથા ઇન્દુ નિરન્તર તેનાં ચક્ષુ સમક્ષ રહેતાં હોવાથી અને શારદા તેની ઓરમાન દીકરી હોવા છતાં સગી દીકરી કરતાં પણ તેની વધારે સંભાળ રાખતી હોવાથી તેના હૃદયમાં કાંઇક સંતોષ થતો હતો અને તે સંતોષના યોગે તેની અસહ્ય આઘાતજન્ય યન્ત્રણામાં કાંઇક ન્યૂનતા થતી અનુભવાતી હતી. કપિંજલા, રતનબાઇ, ભાગીરથી તથા ગુલાબ આદિ શારદા તથા માણેકલાલની પરિચિત અબળાઓ વારંવાર સુભદ્રાને આશ્વાસન આપવામાટે તથા તેના હૃદયની જ્વાળાને ઉપદેશસુધાના સિંચનથી બુઝાવવામાટે ત્યાં

આવતી હતી; પરન્તુ તેમાંની કપિંજલા તથા રતનબાઇનો સહવાસ સુભદ્રાને જેટલો ગમતો હતો, તેટલો ભાગીરથી તથા ગુલાબનો સહવાસ ગમતો નહોતો; કારણ કે, કપિંજલા તથા રતનબાઇના વાર્ત્તાલાપમાં શુદ્ધ ભાવના તથા ધર્મશીલતાની જ અધિકતા રહ્યા કરતી હતી અને ભાગીરથી તથા ગુલાબની વાણીમાં સ્વાભાવિક જ તેમનાં અંતઃકરણમાં અષ્ટપ્રહર વસી રહેલી આંતરિક વિકારવાસનાની છટા આવ્યા કરતી હતી.

ગોવિન્દલાલના અકસ્માત્ પરલોકવાસથી તેની સાધ્વી ધર્મપત્ની સુભદ્રાના જીવનમાં જ્યારે આવા પ્રકારનું પીડાકારક પરિવર્ત્તન થયું હતું, ત્યારે તે જ ઘટનાના પરિણામે આપણી નવલકથાના નાયક માણેકલાલના જીવનમાં સર્વથા સુખકારક અને આનંદવર્ધક પરિણામ થએલું જોવામાં આવતું હતું. ગોવિન્દલાલ નિઃસંતાન અવસ્થામાં જ સ્વર્ગવાસી થએલો હોવાથી અને સતી સુભદ્રાનો શારદામાં અતિશય વાત્સલ્યભાવ હોવાથી તેણે પોતાના પરલોકવાસી પતિની સર્વ સ્થાવર તથા જંગમ સંપત્તિનો ઉત્તરાધિકારી માણેકલાલને જ બનાવ્યો હતો; એટલું જ નહિ, પણ સુભદ્રાની અગાધ કૃપાના પ્રતાપે આજે માણેકલાલ સ્વર્ગીય ગોવિન્દલાલની પ્રતિષ્ઠિત બેંકના કર્ત્તાહર્ત્તા ભાગ્યવિધાતા સ્વામી થવાના ભાગ્યને પણ પ્રાપ્ત કરી શક્યો હતો. તેના જીવનમાં આવા પ્રકારનું વિલક્ષણ પરિણામ થવાથી તેની ધન વિષયક સર્વ ચિન્તાઓનો લોપ થઇ ગયો હતો અને આજે તે મુંબઇમાં કોટિપતિ માણેકલાલના નામથી ઓળખાતો હતો.

પરન્તુ શારદાના જીવનમાં એ ઘટનાથી કાંઇ પણ પરિવર્ત્તન થયું હતું કે કેમ? નહિ; કારણ કે, શારદા સુખ કિંવા દુઃખને સમાન દૃષ્ટિથી અનુભવનારી હોવાથી તેને, પોતાના પરમકૃપાળુ અને ધર્માવતાર પિતાના જીવન સાથે સરખાવતાં, આ અચાનક પ્રાપ્ત

થએલી જડ સંપત્તિ સર્વથા તુચ્છ જ દેખાતી હતી અને સુભદ્રાની શોચનીય સ્થિતિનો જ્યારે પણ તેના મનમાં વિચાર આવતો હતો, ત્યારે તેના અનુકંપાશીલ અંતઃકરણમાં આનંદને સ્થળે અસહ્ય શોકની છાયા જ વ્યાપી જતી હતી. માત્ર પોતાના શિરચ્છત્ર પતિની સારી સ્થિતિને જોઇને એક આર્યપત્નીના અંતઃકરણમાં જેટલો સ્વાભાવિક સંતોષ થવો જોઇએ, તેટલોજ સંતોષ શારદાના અંતઃકરણમાં થતો હતો અને તેમ થવું સર્વથા નૈસર્ગિક હતું.

આજે એક મહિનાથી ભયંકર ભાગીરથીના જીવનનું પણ પરિવર્ત્તન થઇ ગયું હતું અને તે એ કે, અદ્વિતીય વિષવિધાયક ડૉકટર સર વલ્લભદાસ વિલાયતીના બુદ્ધિકૌશલ્યના પરિણામે કોઈ પણ પ્રકારની અધિક યંત્રણા ભોગવ્યા વિના શેઠ હરિદાસનો સ્વર્ગવાસ થઇ ગયો હતો અને તેથી પિશાચનન્દિની ભાગીરથીને પોતાના ચિરવાંચ્છિત વૈધવ્યની અથવા અન્ય શબ્દોમાં કહીએ તો સંપૂર્ણ બંધનમુક્તિ કિંવા સ્વછંદતાની પ્રાપ્તિ થઇ ચૂકી હતી. અર્થાત્ સુભદ્રા પણ વિધવા હતી અને ભાગીરથી પણ વિધવા હતી; પરન્તુ એ ઉભય વિધવાઓના વર્ત્તનમાં આકાશ અને અવની જેટલો અંતરાય રહેલો હતો. સુભદ્રાએ પતિનો પરલોકવાસ થતાં જ વૈરાગ્યવૃત્તિને સ્વીકારી હતી અને ભાગીરથીએ પતિના પરલોકવાસથી આનંદપુલકિત થઇને સર્વ પ્રકારે પોતાની વિકારવૃત્તિને વધારી હતી. સુભદ્રાએ વિધવા થતાં જ કેશકલાપને કપાવી સૌન્દર્યને ઘટાડવાની ચેષ્ટા સાથે ગૃહના દ્વારમાંથી એક વર્ષ પર્યન્ત બહાર ન નીકળવાની પ્રતિજ્ઞા કરીને એકાંતવાસને સ્વીકાર્યો હતો, ત્યારે ભાગીરથીએ વિધવા થતાં જ પોતાના સૌન્દર્યને વધારવાના ઉદ્દેશથી પોતાના ટુંકા કેશકલાપને બીજા કૃત્રિમ કેશોના મિશ્રણથી પુષ્ટ બનાવી વિશાળ અંબોડો વાળવાની ચેષ્ટાસાથે મુંબઇ નગરીમાં સ્વચ્છંદ ભ્રમણ કરવાની પ્રતિજ્ઞા કરીને વેશ્યા સમાન

સ્વૈરભાવને સ્વીકારી લીધો હતો અને તેથી તે સુભદ્રા પાસે પણ વારંવાર આવ્યા કરતી હતી,

આજે ગોવિન્દલાલના તૃતીય માસિક શ્રાદ્ધનો દિવસ હતો અને તેથી રતનબાઇ, કપિંજલા, સુનન્દા, ભાગીરથી તથા ગુલાબને પણ જમવામાટે બોલાવવામાં આવી હતી. બપોરે બાર વાગતાંમાં બ્રાહ્મણોના ભોજનકાર્યની સમાપ્તિ થતાં અને અન્ય સ્ત્રીપુરુષો પણ ભોજનકાર્યથી નિવૃત્ત થતાં માણેકલાલ તથા કેટલાક નિમંત્રિત જ્ઞાતિબંધુઓ ત્યાંથી વિદાય થઇ ગયા; કારણકે, જ્યારથી બૅંકના ચાલનનો ભાર માણેકલાલના શિરપર આવી પડયો હતો, ત્યારથી માણેકલાલને દિવસનો ઘણોક સમય બૅંકના કાર્યમાંજ વીતાડવો પડતો હતો અને આખા દિવસની મગજમારી થવાથી સાંઝે વહેલોજ ઘેર આવી ભોજન કરીને તે નિદ્રાવશ થતો હોવાથી ભાગીરથીને ભેટવાનો પ્રસંગ પણ તેને ભાગ્યેજ મળી શકતો હતો. આ કારણથી ભાગીરથીના અંતઃકરણમાં એક પ્રકારના ઇર્ષાના અનળની જ્વાળા તો બળતીજ હતી, એવામાં આજે એક એવી ઘટના બની કે, જેથી તેની તે જ્વાળામાં ઘૃત હોમાયું અને તેથી તે ઇર્ષાએ પ્રચંડ પ્રતિહિંસાના ભીષણ સ્વરૂપને ધારી લીધું.

માણેકલાલ તથા અન્ય પુરુષોના ચાલ્યા જવા પછી સુભદ્રા, શારદા, કપિંજલા, રતનબાઇ, સુનન્દા, ભાગીરથી અને ગુલાબ તેમજ બે ચાર બીજી સ્ત્રીઓ બંગલાના ઉપરના ભાગમાંના સુસજ્જિત ડ્રૉઇંગરૂમમાં વાર્ત્તાલાપ કરતી બેઠી હતી. એમાંની કોઇ અબળા ખુરસીપર, કોઇ કોચપર તો કોઇ હીંડોળાપર બેઠી હતી, પરન્તુ સુભદ્રા તો ભૂમિપરના ગાલીચાપર જ બેઠેલી હતી અને શારદા તેની પાસેજ એક ટેબલને અઢેલીને ઊભી હતી. વાર્ત્તાલાપના પ્રવાહમાં વહીને ભાગીરથીએ સુભદ્રાને અચાનક એક એવો પ્રશ્ન કર્યો કેઃ—

"સુભદ્રા બ્હેન, જ્યારથી તમારા પતિ ગોવિન્દલાલ શેઠનો સ્વર્ગવાસ થયો છે, ત્યારથી તમોએ ઉત્તમ આહારવિહાર અને ઉપભોગની સર્વ વસ્તુઓને ત્યાગી એકવસ્ત્રધારિણી સંન્યાસિની થઇને મહાદુઃખદ એકાંતવાસને સ્વીકારી લીધો છે, એનું કારણ શું છે, તે હું સમજી શકતી નથી. મૃત પતિ પાછળ આટલો બધો શોક કરવાથી અને ઇશ્વરે સુખનાં સર્વ સાધનો આપેલાં છતાં પોતાના જીવનને અકારણ દુઃખમાં નાખવાથી મૃત પતિ સજીવન થઇને પાછા આ સંસારમાં આવી જશે? શું ધર્મશાસ્ત્રોની એવી આજ્ઞા છે કે મરેલાની પાછળ ઝૂરી ઝૂરીને મરી જવું કિંવા સંસારનાં સુખોથી સર્વથા વંચિત થવું?"

ભાગીરથીના આ વિલક્ષણ પ્રશ્નને સાંભળતાં સાધ્વી સુભદ્રાના અંતઃકરણમાં ભાગીરથી પ્રતિ એક પ્રકારની ઘૃણા થવા લાગી, છતાં પોતાના તે ભાવને પ્રકટ થવા ન દેતાં સુભદ્રા અતિશય મૃદુ તથા મધુર વાણીથી કહેવા લાગી કે: "ભાગીરથી બ્હેન, તમો મારા કરતાં વયમાં મોટાં છો; એટલું જ નહિ. પણ ભણેલાં ગણેલાં તથા અનુભવી છો; છતાં આજે તમારા શ્રીમુખમાંથી આવા ઉદ્ગારો નીકળતા જોઇને મને સખેદ આશ્ચર્ય થાય છે. મારા મનમાં આજે એજ શંકા થયા કરે છે કે, વિધવા શબ્દના સત્ય અર્થને તમો જાણો છો ખરાં કે કેમ? કારણ કે, જો વિધવા શબ્દના અર્થને તમો જાણતાં હોત, તો આજે તમારા મુખમાંથી આવા ઉદ્ગારો કદાપિ નીકળી શકત નહિ. દુર્ભાગ્યવશાત્ તમો પણ વિધવા થએલાં છો અને તેથી મારા અભિપ્રાય પ્રમાણે વૈધવ્યધર્મના યથાર્થ પાલનમાટે વિધવા શબ્દના સત્ય અર્થને જાણવાની તમને પણ અતિશય આવશ્યકતા છે."

"સુભદ્રા બ્હેન, દુર્ભાગ્યની પ્રબળતાથી મારાં પૂજ્ય સાસુ, મારાં બ્હેન સુનન્દા, આ ભાગીરથી બ્હેન અને હું પોતે તેમજ જો તમોને પણ સાથે ગણી લઇએ, તો અત્યારે અહીં આપણે ૭ વિધ-

વાઓ છીએ અને અચાનક વિધવા શબ્દના અર્થનો તથા વૈધવ્ય-ધર્મનો વિષય ઉપસ્થિત થયો છે, તો આશા છે કે, એ શબ્દના અર્થનું અમને જ્ઞાન કરાવશો કે જેથી અમને પણ અમારા વૈધવ્ય-ધર્મના પાલનનો સત્ય માર્ગ દેખાય અને અમારા અજ્ઞાનાન્ધકારથી આવૃત્ત હૃદયમંદિરમાં જ્ઞાનદીપકનો પ્રકાશ પ્રકટી નીકળે !" કપિંજલાએ પોતાની યોગ્ય જિજ્ઞાસાને મધુર શબ્દોથી વ્યક્ત કરી બતાવી.

"કપિંજલા બહેન, હું જો કે વિદુષી અથવા પંડિતા નથી, તોપણ મારા સ્વર્ગવાસી સ્વામીના સમાગમથી મને જે કાંઇ પણ વિદ્યા તથા ધર્મજ્ઞાનની પ્રાપ્તિ થએલી છે, તેથી મારા જાણવામાં આવ્યું છે કે, જેનો ધવ એટલે કે પતિ વિગત થએલો છે તે સ્ત્રી વિધવા કહેવાય છે તેમજ ધવ શબ્દ વસન કિંવા વસ્ત્રના અર્થને પણ દર્શાવનારો હોવાથી જે સ્ત્રીના વસ્ત્રનો લોપ થએલો છે તે વિધવા, એવો વિધવા શબ્દનો એક બીજો અર્થ પણ થાય છે; અને ગતભર્તૃકા નારીના સંબંધમાં વિધવા શબ્દના એ ઉભય અર્થો યથાર્થ જ જણાય છે; કારણ કે, નારીની લજ્જાને રક્ષનારૂં સત્ય વસ્ત્ર કેવળ પતિ જ હોવાથી પતિનો પરલોકવાસ થતાં અન્ય વસ્ત્રોને ધારણ કરવા છતાં પણ વસ્તુતઃ નારી નગ્ન જ થઇ જાય છે અને તે કારણથી જેવી રીતે એક વસ્ત્રવિહીના નગ્ન નારીથી જનસમુદાય સમક્ષ આવી શકાતું નથી તેજ પ્રમાણે એક ધર્મશીલા વિધવા પણ જન-સમાજને પોતાના મુખનું દર્શન કરાવે, તો તેનું તે કૃત્ય અવશ્ય અધર્મયુક્ત અને નિન્દ્ય જ મનાય છે." સુભદ્રાએ વિધવા શબ્દના અર્થની વ્યાખ્યા કરી સંભળાવી.

"ત્યારે આપણામાં જે પતિના પરલોકવાસ પછી ઓછામાં ઓછા એક વર્ષ જેટલા કાળપર્યન્ત વિધવાને ખૂણો પાળવો પડે છે, તેનું કારણ પણ આ જ હોવું જોઇએ, એવું સ્પષ્ટ અનુમાન કરી

શકાય છે.” રતનબાઇએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

“આપણા આર્યાવર્ત્તમાંની ઉચ્ચ આર્યજાતિઓમાં વિધવાઓમાટે અવશ્ય એ કારણથી જ પતિના નિધન પછી એક વર્ષ પર્યન્ત એકાંતવાસમાં રહેવાની રૂઢિ પ્રચારમાં આવી છે; કારણ કે, એક વર્ષના સતત અખંડ એકાન્તવાસના યોગે તેમ જ કઠિન વૈધવ્યવ્રતના પાલનથી વિધવા વનિતાની વિકારવૃત્તિઓ વિશેષ પ્રમાણમાં શાંત થવાનો સંભવ હોય છે અને તેથી વિધવાઓમાટે વૈધવ્યધર્મને પાળવાનો ભાવિ માર્ગ અત્યંત સરળ તથા સુગમ થઇ પડે છે. મારો તો વળી એવો જ અભિપ્રાય છે કે, આ એક વર્ષના એકાન્તવાસ કરતાં પણ આર્ય વિધવાઓ જો બની શકે તો પતિના પરલોકવાસ પછી મરણ પર્યન્ત એકાન્તવાસમાં રહીને પરમાત્માના ભજનમાં જ પોતાના આયુષ્યનો વ્યય કરે, તો તે માર્ગ તેમના માટે અધિક કલ્યાણકારક થવાનો સંભવ છે. છતાં ધારો કે, એટલી સીમા પર્યન્તના કઠિન નિયમનું આ કાળમાં પાલન ન કરી શકાય, તો પણ વિધવાઓએ કામોદ્દીપક શૃંગાર તથા આહારવિહારને ત્યાગી જેમ બને તેમ અન્ય જનોના બહુજ અલ્પ સમાગમમાં આવવાનો પ્રયત્ન તો કરવોજ જોઇએ; કારણ કે, જો કોઇવાર સંગનો દોષ લાગી જાય છે, તો તેથી વિધવાના જીવનની ધૂળધાણી થઇ જાય છે. આ કારણથી જ શ્રી કૃષ્ણ ભગવાને શ્રીમદ્ ભગવદ્ગીતાના બીજા અધ્યાયના બાસઠમા તથા ત્રેસઠમા શ્લોકમાં કહેલું છે કેઃ” આ પ્રમાણે કહીને સુભદ્રાએ ગંભીર સ્વરથી ગીતાના નિમ્ન શ્લોકોનો ઉચ્ચાર કર્યો;—

‘ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।
संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥
क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ॥
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति’ ॥

–એટલે કે, વિષયોના ચિન્તનથી મનુષ્યને વિષયોમાં સંગ થાય છે, સંગથી કામનો ઉદ્દભવ થાય છે, કામના યોગે ક્રોધ ઉદ્દભવે છે, ક્રોધથી સંમોહ થાય છે, સંમોહના પરિણામે સ્મૃતિનો વિભ્રમ થઇ જાય છે, સ્મૃતિના ભ્રમથી બુદ્ધિનો નાશ થાય છે અને બુદ્ધિનો નાશ થતાં તેનો પોતાનો પણ સર્વ પ્રકારે નાશ થઇ જાય છે.”

સુભદ્રાના આવા પવિત્ર વિચારો ભાગીરથીને લેશ માત્ર પણ રુચ્યા નહિ અને તેથી તે સુભદ્રાના કથનનો માર્મિક પ્રતિવાદ કરતી કહેવા લાગી કેઃ—“સુભદ્રા બ્હેન, તમારા આ ઉદ્દગારો ઉપર ઉપરથી તો સાંભળનારને અત્યંત મનોહર તથા આકર્ષક દેખાય તેવાજ છે; પરંતુ જો સૂક્ષ્મ વિચાર કરવામાં આવે, તો તમારી આ ભાવનાઓ વ્યવહાર અથવા કૃતિમાં ગોજી શકાય તેવી તો નથીજ. ધર્મ અવશ્ય એક ઉત્કૃષ્ટ પદાર્થ છે, પણ જે ધર્મ વ્યવહારમાં યોજવા યોગ્ય નથી હોતો, તે ધર્મનું પ્રત્યક્ષ કાંઇપણ પરિણામ થઇ શકતું નથી. કેવળ ઉત્તમ ખાનપાન તથા શૃંગારવિલાસની વસ્તુઓને ત્યાગીને એકાન્તવાસને સ્વીકારવાથી જ વિધવાના મનોવિકારોનો ક્ષય થઇ જાય છે અને તેઓ સતી સાધ્વીના પદને પ્રાપ્ત કરી શકે છે, એવી જો તમારી માન્યતા હોય, તો તે માન્યતા પ્રમાદમૂલક છે, એવો જ મારો દૃઢ અભિપ્રાય છે. કારણ કે, જો તેમ નહોત, તો કેશવપન કરાવનારી, વૈધવ્યધર્મને અખંડ પાળનારી તથા એકાંતવાસમાં જ જીવનને વીતાડનારી શતાવધિ વિધવાઓના હસ્તે આજ કાલ જે અસંખ્ય ભ્રૂણહત્યાઓ થતી જોવામાં આવ્યા કરે છે, તે કદાપિ આપણા જોવામાં આવત નહિ. આ કારણથી મારી ધારણા પ્રમાણે તો વૈધવ્યપાલનના આ બાહ્ય આડંબરમાં મનોવિકારને શમાવવાની લેશ માત્ર પણ શક્તિ છે જ નહિ. મનુષ્યનું મન અત્યંત બલયુક્ત, પ્રમાથિ અને દૃઢ હોવાથી વાયુ પ્રમાણે મનનો

નિગ્રહ મહાદુષ્કર છે અને તેમાં પણ સ્ત્રીનું મન તો વળી અત્યંત ચંચળ હોવાથી તે કયારે અને કઇ વેળાયે વિકારને વશ થઇ જશે, એનો કશો પણ નિશ્ચય કરી શકાતો જ નથી. આ કારણથી આપણે તો બા ! વિધવા થવા છતાં ધર્મનો આવો આડંબર રાખતાં જ નથી; કારણ કે, અત્યારે આડંબર રાખીએ અને ધારો કે ભવિષ્યમાં કયાંક લપસી જઇએ, તો હાસ્યને પાત્ર થવાનો પ્રસંગ આવે, તેના કરતાં તો આવા આડંબરને છેટો રાખીએ, એજ વધારે સારૂં છે.”

“ભાગીરથી બહેન, જો તમારી એવી ધારણા હોય કે મનનો નિગ્રહ નથી જ કરી શકાતો, તો તો મારે એમ કહેવું જ જોઇએ, કે એ તમારી ધારણા જ પ્રમાદમૂલક છે;” સુભદ્રાએ શાંતિથી ભાગીરથીના પ્રતિવાદના ખંડનનો આરંભ કર્યો; “કારણ કે, જો એમ જ હોત, તો આપણી આ પવિત્ર અને પરમ પુનીત ભરતભૂમિમાં ભીષ્મ જેવા અખંડ બ્રહ્મચારી પુરુષો તથા ગાર્ગી જેવી અખંડિતા બ્રહ્મચારિણી સન્નારીઓનું અસ્તિત્વ હોત જ નહિ અને તેમનાં આદર્શ જીવનચરિત્રો આપણને પ્રાપ્ત પણ ન થયાં હોત. વિકારશાંતિનો આધાર મનઃસંયમ કિંવા મનોનિગ્રહ પર રહેલો છે ખરો, પરન્તુ મનોનિગ્રહ કાંઇ વંધ્યાપુત્રવત્ કિંવા આકાશકુસુમ સમાન અશક્ય ઘટના નથી.”

“મનોનિગ્રહ આવી એક સુખસાધ્ય કિંવા સહજ વસ્તુ હોય, તો પછી આજે ભારતવર્ષમાં આદર્શ વિધવા તેમજ સતી સન્નારીઓની સંખ્યા અધિક જોવામાં નથી આવતી તેનું શું કારણ છે વારુ ?” આટલીવાર સુધી મૌનાવલંબિની થઇને બેઠેલી ભાગીરથી-નન્દિની ગુલાબે એક નવીન પ્રશ્ન રજૂ કર્યો.

ગુલાબ જેવી એક નવયૌવના અને અવિવાહિતા બાળાના મુખમાંથી આવો પ્રશ્ન નીકળેલો જોઇને કેવળ સુભદ્રાજ નહિ, પણ

એક ભાગીરથી વિના અન્ય સર્વ અબળાઓ આશ્ચર્યચકિત થઇ ગઇ અને તેથી તેઓ ઘડીભર તો કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના ગુલાબના ગુલાબી ગાલવાળા મુખમંડળને એક ધ્યાનથી જોઇ રહી. સુભદ્રાના મનમાં એ માતા અને પુત્રી વિશે પ્રથમથી જ અભદ્ર અભિપ્રાય તો હતોજ એટલે આજના પ્રસંગથી તેનો તે અભિપ્રાય અધિક દૃઢતાને પ્રાપ્ત થયો. છતાં પણ પોતાના ક્રોધનો સંયમ કરીને સુભદ્રાએ શાંતિથી ગુલાબના પ્રશ્નનું ઉત્તર આપતાં જણાવ્યું કેઃ–

"ગુલાબ બહેન, તમારો પ્રશ્ન પ્રશ્નોના પ્રકારમાં આવી શકે તો જ નથી; કારણકે, પ્રથમ તો તમારો પ્રશ્ન પ્રમાણહીન છે એટલે કે, ભારતવર્ષમાં આજકાલ સર્વત્ર કેવળ વ્યભિચારિણી વનિતાઓ જ વસે છે, એની તમે પોતે ગણના કરી નથી તેમજ સર્વ સ્ત્રીઓને વ્યભિચારિણી તરીકે વ્યક્ત કરવાનો તમારી પાસે કોઇપણ સબળ આધારનો અભાવ છે. છતાં વાદાર્થે આપણે માની લઇએ કે, આજે ભારતવર્ષમાં આદર્શ વિધવા તથા સતી સન્નારીઓની સંખ્યા અતિ અલ્પ છે અને લંપટ વિધવા તથા વ્યભિચારિણી વનિતાઓની સંખ્યા અત્યંત અધિક છે; તો એનું ઉત્તર એ છે કે, આ સૃષ્ટિમાં જેવી રીતે કંકર તથા પત્થર વિપુલ પ્રમાણમાં મળી આવે છે અને હીરા તથા માણિક્ય આદિ રત્નો બહુ જ અલ્પ પ્રમાણમાં નિપજે છે; તેમજ સમુદ્રમાં શુક્તિઓ અનંત હોય છે, પરંતુ મોતીને આપનારી શુક્તિઓ વિરલ જોવામાં આવે છે; તેજ પ્રમાણે સંસારમાં જો શંખિની સ્ત્રીઓની સંખ્યા અધિક હોય અને આદર્શ વિધવા તથા સતી સુંદરીઓની સંખ્યા અલ્પ હોય, તોય તેથી આશ્ચર્યચકિત થવાનું કાંઇ પણ પ્રયોજન નથી; માત્ર એટલું જ નહિ, પણ સંસારમાં અસતી અબળાઓ હોવાથી જ સતીઓની મહત્તા સિદ્ધ થાય છે અને વ્યભિચારિણીઓના અસ્તિત્વના પ્રતાપે જ બ્રહ્મચારિણીઓ પૂજ્ય

છે. આ સંસારમાં શુભ અને અશુભ ઉભય પ્રકારના પદાર્થો રહેલા છે, પણ આપણને પરમાત્માએ જ્ઞાન આપેલું હોવાથી અશુભ વસ્તુને ત્યાગીને શુભ વસ્તુનો સ્વીકાર કરવો, એજ આપણો ધર્મ છે. જો વિકારને વશ થઇને આપણે પશુવૃત્તિને સ્વીકારી લઇએ, તો પછી પશુમાં અને આપણામાં ભેદ શો રહ્યો વારુ? કારણકે, આહાર, નિદ્રા ભય અને મૈથુન એ ચાર ક્રિયાઓમાં તો મનુષ્ય તથા પશુની સમાનતા જ હોય છે; મનુષ્યમાં જો પશુ કરતાં કોઇ પણ વસ્તુની વિશેષતા હોય તો તે કેવળ જ્ઞાનનીજ વિશેષતા છે અને તેથી જો કોઇ મનુષ્ય પોતાના તે જ્ઞાનનો સારાસારના વિચારમાં ઉપયોગ ન કરે, તો તે મનુષ્ય હોવા છતાં પણ પશુ જ છે; એમજ આપણે માનવું જોઇએ."

"સતી શબ્દની વ્યાખ્યા શી છે વારુ?" ભાગીરથીએ પૂછ્યું.

"જે સ્ત્રી ઉત્તમચરિત્રા, સાધ્વી અને પતિવ્રતા હોય છે; તેમ જ જે નારીના અંતઃકરણમાં ગમે તેવા સુંદર, રતિપતિતુલ્ય પરપુરુષને જોવા છતાં વિકારનો રંચ માત્ર પણ સંચાર થતો નથી, તે સ્ત્રી આ સંસારમાં સતીના નામથી ઓળખાય છે અને તેવી સતીના દર્શન માત્રથી જ સાધારણ જીવોનું કલ્યાણ થઇ જાય છે; સતી સ્ત્રી ઉભય કુળને તારે છે અને તેથી જ આજે સકળ સંસારના લોકો પ્રાતઃકાળમાં **સીતા**, **સાવિત્રી** તથા દમયંતી આદિ સતી સાધ્વીઓનાં પવિત્ર નામો તથા કામોને પ્રેમપૂર્વક સંભારે છે." સુભદ્રાએ સતી શબ્દની વ્યાખ્યા કરવા સાથે સતીના માહાત્મ્યનું પણ દિગ્દર્શન કરાવી દીધું.

"કાયિક, વાચિક અને માનસિક વિકારો પણ સંસારમાંની અન્ય વસ્તુઓ પ્રમાણે પરમાત્માના જ ઉત્પન્ન કરેલા હોવાથી એ સ્વાભાવિક કિંવા નૈસર્ગિક વિકારને વશ થવામાં આટલો બધો દોષ

હોય, એમ મારી બુદ્ધિ તો સ્વીકારી શકતી નથી; કારણકે, જો એ વિકારને વશ થવાના વ્યાપારનો સર્વથા અવરોધ થશે, તો તેની સાથે આ વિશ્વની ઉત્પત્તિનો પણ અંત આવી જશે. અર્થાત્ અમુક મનોવિકારને આટલી સીમાપર્યન્ત બહિષ્કાર આપવો, એ તો કોઇ પણ પ્રકારે યોગ્ય નથી અને નથીજ." ભાગીરથીએ પોતાના સ્વીકારેલા પક્ષના સમર્થનનો પ્રયત્ન કરીને કહ્યું.

"જે જે વસ્તુઓ પરમાત્માની ઉત્પન્ન કરેલી છે, તે સર્વ વસ્તુઓનો એક સરખી રીતે માનવજાતિએ સ્વીકાર કરવોજ જોઇએ, એવા જ નિયમને જો તમો સ્વીકારતાં હો, તો પછી તમને હું એમ પૂછવા માગું છું કે, તમારા દેહમાંના મલ, મૂત્ર અને પુરીષ આદિ પદાર્થો પણ પરમાત્માના જ ઉત્પન્ન કરેલા હોવા છતાં તમો તેમનો તિરસ્કાર પૂર્વક ત્યાગ શામાટે કરો છો વારુ? તે પદાર્થોનો ખાનપાનમાં ઉપયોગ શામાટે નથી કરતાં? તમારા હસ્તે પરમાત્માની કૃતિનો આવો ભયંકર અનાદર શા કારણથી કરાય છે? મારા આ પ્રશ્નનું સમર્પક ઉત્તર આપો અને ત્યારપછી જ આ ચર્ચાને આગળ લંબાવો," સુભદ્રાએ ભાગીરથીના મુખને બંધ કરી નાખનારો પ્રશ્ન રજૂ કરી દીધો અને ત્યારપછી તે તેના મુખનું તિરસ્કારપૂર્વક અવલોકન કરવા લાગી.

સુભદ્રાના એ પ્રશ્નનું સમર્પક ઉત્તર આપી શકાય તેટલી બુદ્ધિ ભાગીરથીમાં ન હોવાથી તેણે ચાલતા વિષયથી દૂર જઇને કહ્યું કેઃ–"ત્યારે મનુ મહારાજે પોતાની મનુસ્મૃતિમાં જે એમ કહ્યું છે કે, 'મદ્યપાન, માંસભક્ષણ તથા મૈથુન આદિમાં કાંઇ પણ દોષ છે જ નહિ; કારણ કે, એ પ્રાણીઓની પ્રવૃત્તિ જ છે;' તે અસત્ય છે કે શું? મનુના એ વાક્યમાં કશી સત્યતા છે ખરી કે નહિ?"

ભાગીરથીને હવે સીમાનું ઉલ્લંઘન કરતી જોઇને સુભદ્રા પોતાના

કોપને વધારે વાર પોતાના અધિકારમાં રાખી શકી નહિ અને તેથી તેની કટુ શબ્દ ઉચ્ચારવાની ઇચ્છા ન છતાં પણ તેના મુખમાંથી એવાં વાક્યો નીકળી પડ્યાં કે: “ભાગીરથી બહેન, મનુનું વચન સત્ય હોય કે અસત્ય હોય, એ વિશેનો નિર્ણય કોઇ સારા શાસ્ત્રવેત્તા પાસેથી કરાવી લેજો; પણ જ્યારે ને ત્યારે તમો સ્વચ્છંદતા તથા સ્વૈરાચારના પક્ષનું સમર્થન કર્યા કરો છો અને એક ઉચ્ચજાતિની આર્ય અબળા, અરે આર્ય વિધવા તથા આર્યમાતાએ કદાપિ મનમાં પણ લાવવા ન જોઇએ તેવા વિચારોને અશ્લીલતાથી ભદ્ર નારીઓ સમક્ષ મુખવડે વાણીદ્વારા વ્યક્ત કરી બતાવો છો; તો શું તમારો આ વૈધવ્યવેષને ત્યાગી સુધારકો પ્રમાણે વિધવાપુનર્લગ્ન કરી પુનઃ સૌભાગ્યવતીના વેષને ધારણ કરવાનો વિચાર છે? અથવા તો વ્યભિચારના માર્ગમાં સ્વચ્છંદતાથી વિચરવાનો નિર્ધાર છે? જો એમ જ હોય, તો આજથી કૃપા કરીને મારી આ પર્ણકુટીમાં કદાપિ ન આવશો અને શુદ્ધ ભાવથી આવો, તો ભવિષ્યમાં કદાપિ આવા વિકારજનક વિવાદને જિહ્વાપર ન લાવશો. મને મારા વિધવાજીવનના કલ્યાણમાટેનો જે માર્ગ યોગ્ય જણાયો છે, તેનો મેં સ્વીકાર કરી લીધો છે અને તમને જે માર્ગ યોગ્ય જણાય તેને તમે સ્વીકારી લ્યો; પણ અન્યની પવિત્રતાને ભ્રષ્ટતાની ગર્ત્તામાં ગબડાવવાનો પાપમય પ્રયત્ન ન કરો. આવા પ્રકારની ચર્ચાથી મારી શાંતિનો ભંગ થતો હોવાથી મારા મનમાં આવી ચર્ચા અપ્રસન્નતા તથા ખેદને ઉપજાવે છે અને તે અપ્રસન્નતા જ આજે મારા મુખમાંથી આટલી સીમાપર્યન્તના કટુ શબ્દોને બહાર કઢાવે છે. જો મારા આ બોલવાથી તમને માઠું લાગતું હોય તો ક્ષમા કરજો અને હવે મારી આગળ આવી ચર્ચા ચલાવતાં જરા વિચાર કરજો.”

“ભાગીરથી બહેન, મારાં માતુશ્રીની આ સત્ય તથા સ્પષ્ટો-




“ * પરંતુ મારી ભાર્યા શારદા કલંકિની થઈ હોય, એ વાતોને માનવાની મારી મનોદેવતા મને સ્પષ્ટ ના પાડે છે. ” પૃષ્ઠ ૨૦૪

B. A. P. Works.

ક્તિથી ક્રોધવશ થશો નહિ; કારણ કે, તમારા જેવી એક પ્રૌઢ વયની સભ્ય આર્ય નારીના મુખમાં આવા શબ્દો શોભતા નથી તે તો નથી જ; એટલું જ નહિ, પણ તમારા આવા વિચારોનું વિષ જો તમારી આ અવિવાહિતા કન્યા ગુલાબનાં શ્રવણોમાં સતત રેડાતું રહેશે, તો તેનું અનિષ્ટ પરિણામ થતાં આ બિચારી નિર્દોષ કુમારિકાનું જીવન ભ્રષ્ટ થઇ જશે, એનો પણ તમારે વિચાર રાખવો જ જોઇએ. હું તમારી પુત્રી જેવડી હોવાથી જો કે તમને ઉપદેશ આપવાની મારી યોગ્યતા નથી, તોપણ સત્યના સમર્થનમાટે મારે પણ ઇચ્છા ન હોવા છતાં આટલો ઉપદેશ આપવો પડે છે અને આશા છે કે, મારી એ ધૃષ્ટતાની તમે મને ઉદારતાથી ક્ષમા આપશો." શારદાના મનમાં પણ ભાગીરથી તથા ગુલાબના ઉદ્દગારોથી કોપનો ઉદ્દભવ થએલો હોવાથી તે પણ પોતાની જિવ્હાને રોકી શકી નહિ અને તેથી સ્વાભાવિક જ તેના વદનમાંથી આ વાક્યો બહાર નીકળી પડયાં.

ભાગીરથીના ચરણની જ્વાળા મસ્તક પર્યન્ત પહોંચી ગઇ અને અપમાનજન્ય કોપના અગ્નિથી તેની કાયા ભસ્મીભૂત થવા લાગી, છતાં એ ઝેરના ઘૂટડાને ગળામાં ઊતારીજઇને તેણે શાંત ભાવથી સુભદ્રાને સંબોધીને કહ્યું કે: "સુભદ્રા બહેન, આજની ચર્ચા ચલાવવામાં મારો કોઇ પણ પ્રકારનો અશુભ કિંવા અભદ્ર હેતુ હતો જ નહિ; છતાં મારી એ ચર્ચાથી આજે જો તમારા અંતઃકરણમાં કાંઇ પણ અપ્રસન્નતાનો આઘાત થયો હોય, તો તેમાટે કૃપા કરીને મને ક્ષમા આપશો. આપણી જ્ઞાતિમાં તમારાં જેવાં અમૂલ્ય સ્ત્રીરત્નો અસ્તિત્વ ધરાવે છે, એ અમારામાટે અભિમાનનો વિષય હોવાથી તમારી ધર્મશીલતામાટે હું તમને અંતઃકરણપૂર્વક ધન્યવાદ જ આપું છું. હવેથી તમારા સમક્ષ ભૂલે ચૂકે પણ હું આવા પ્રકારની ચર્ચા કર-

વાની નથી, એ નિશ્ચયપૂર્વક જાણુશો.”

“ પરમાત્મા તમને તથા તમારી કુમારિકા કન્યાને સદ્બુદ્ધિ આપો અને તમારાં ચારિત્ર્ય શુદ્ધ થાઓ ! ” સુભદ્રાએ શુભ વાસના દર્શાવી.

ભાગીરથી તથા ગુલાબ જવામાટે ઉઠી અને કૅામ્પાઉન્ડના દરવાજામાંથી નીકળતાં જ એક ખાલી વિકટોરિયા મળી જવાથી તેઓ તે વિકટોરિયામાં ચઢી બેઠી. વિકટોરિયા ચાલતી થયા પછી ગુલાબે પોતાની માતાને સંબોધીને કહ્યું કેઃ “ મા, આ તો સુભદ્રાએ આજે સાધુતાનો એવો દંભ બતાવ્યો કે આપણુને તેની આગળ માથું નમાવવાનો જ પ્રસંગ આવ્યો; માત્ર એટલું જ નહિ, પણ શારદાની સાધુતા પણ હવે દિવસે દિવસે વધતી જાય છે; પિતાની સંપત્તિની ઉત્તરાધિકારિણી થવાથી એનો ગર્વ આકાશમાં ચઢી ગયેલો દેખાય છે. મને તો એવું થઇ ગયું કે, જાણે રાંડને અત્યારે જ એક તમાચો ખેંચી કાઢું, પણ વાત વધી જવાના ભયથી મેં તે સાહસ ન કર્યું. ”

“ ગુલાબ, તેં તારા તમોગુણુની છટા ન દેખાડી, એ બહુજ સારૂં કર્યું; કારણુ કે, આટલા દિવસ તો માત્ર મારા મનમાં શારદાના સર્વનાશનો જ વિચાર રમ્યા કરતો હતો; કારણુ કે, જ્યાં સુધી શારદાનો નાશ ન થાય, ત્યાં સુધી તારા માટે માણેકલાલની પ્રાણેશ્વરી થવાનો કોઇ પણ નથી ઉપાય. પરન્તુ આજે હું પ્રતિજ્ઞા કરૂં છું કે, પ્રથમ હું સાધુડી સુભદ્રાના સતીત્વનો સંહાર કરીશ, તેનાં વચનો તેના મુખમાં આપીશ અને ત્યાર પછી શારદાનો સર્વનાશ કરી તને ગોવિન્દલાલની સંપત્તિની ઉપભોક્ત્રી બનાવીશ, ત્યારેજ મારા જન્મની સફળતા થએલી માનીશ. સુભદ્રા તથા શારદા પુણ્યા પ્રમદાઓ છે, તો આપણે મા અને દીકરી પાપીયસી પ્રમદાઓ છીએ,

એટલે હવે આપણે જોવાનું છે કે, આ પુણ્યા અને પાપીયસીના યુદ્ધમાં કોનો વિજય થાય છે અને પરાજય કોના પક્ષમાં જાય છે!"

"મારી મહામાયારૂપિણી માતા જે ઇચ્છશે તે કરી શકશે, એવો મારો દૃઢ વિશ્વાસ છે." ગુલાબે માતાની પ્રશંસા કરી.

ભાગીરથીએ કહ્યું કે: "હવે સુભદ્રા છે, શારદા છે અને તે માદીકરીનો સર્વનાશ છે!"

---

## પ્રકરણ ૧૧ મું

## હરામખોર હળવદિયો

"થતા રોગ અને જાગતા શત્રુને તો તત્કાળ નિર્બળ કરી નાખવાનો અથવા તો જડમૂળથી ઉખેડી નાખવાનો પ્રચંડ પ્રયત્ન કરવો, એ જ બુદ્ધિમત્તા છે; કારણ કે, જો રોગને કિંવા શત્રુને સંપૂર્ણ બળવાન્ થવાનો યોગ્ય અવકાશ મળી જાય છે, તો પછી તેમના દમનનું કાર્ય સર્વથા અશક્ય તથા અસંભવનીય જ થઇ પડે છે. સુભદ્રા અને શારદા આપણા ભાવિ સ્વચ્છંદ ભોગવિલાસ તથા આનંદવિહારમાં વિઘ્ન કિંવા કંટક સમાન થઇ પડવાનો સંપૂર્ણ સંભવ હોવાથી આપણા ભીષણ શત્રુના સ્થાનને સંભાળનારી છે અને તેથી તેમના તાત્કાલિક સર્વનાશની દૃઢ વાસનાને મેં પ્રચંડતાથી મારા અંતઃકરણમાં ધારી છે! ગુલાબ, આજે સુભદ્રા તથા શારદાએ આપણું અપમાન નથી કર્યું, કિંતુ તેમના પોતાના નાશને જ બોલાવ્યો છે; આ ભાગીરથી સર્પિણીના શરીરપર પદાઘાત કરવાનો કુવિચાર કેવળ તેમના ભાવિ નાશના કારણથી જ તેમના મનમાં આવ્યો છે! પરંતુ આ કાળસર્પિણીના પ્રાણહારક દંશની જ્યારે તેમને ભયંકર બાધા થશે, ત્યારે જ તેમના જાણવામાં આવશે કે

નિદ્રાધીન નાગિનીને પદાઘાતવડે જગાડવાનું આવું અનિષ્ટ પરિણામ થાય છે; સર્પિણીના નિવાસસ્થાનમાં હસ્તનો પ્રવેશ કરવાથી જીવન અને મરણનો મહાભયાનક પ્રશ્ન ઉપસ્થિત થઇ જાય છે!!"

ગૃહમાં આવ્યા પછી કોચપર બેસીને કોપાનળની ગગનગામિની જ્વાળાને મુખદ્વારા બહાર કાઢતી ભાગીરથીએ પોતાની પુત્રી ગુલાબને સંબોધીને આવા પ્રકારના ભયંકર ઉદ્દગાર કાઢ્યા અને ત્યારપછી તે મૌનનું અવલંબન કરીને ગંભીર વિચારમાં તલ્લીન થઇ ગઇ. ગુલાબના હૃદયમાં અદ્યાપિ તેની માતા જેટલી ક્રૂરતા તથા નીચતાનો આવિર્ભાવ થએલો ન હોવાથી તે ભાગીરથીના આજના ચંડિકા અથવા ભૈરવી સમાન ઉગ્ર સ્વરૂપનું અવલોકન કરીને આશ્ચર્યચકિત થઇ ગઇ અને તેથી નિર્નિમેષ નેત્રોથી પોતાની જનનીના વદનનું નિરીક્ષણ કરતી મૌનને ધારીને કુરસીમાં બેસી રહી. તેના મુખમાંથી એક પણ શબ્દ નીકળી શક્યો નહિ. દશેક મિનિટ્ પછી અચાનક પોતાની વિચારનિદ્રામાંથી જાગ્રત થઇને ભાગીરથીએ ગુલાબને આજ્ઞા કરી કે: "ગુલાબ, પેલા જે હળવદિયા બ્રાહ્મણને આપણે ભલામણ કરીને માણેકલાલને ત્યાં ઇન્દુને ભણાવવામાટે માસ્ટર તરીકે રખાવી આપ્યો છે, તેને જરા બોલાવ જોઇએ."

"જો ઘેર હશે તો હમણાંજ બોલાવી લાવું છું અને નહિ તો તેની માને તે આવે ત્યારે અહીં મોકલવાનો સંદેશો કહેતી આવું છું." એમ કહીને ગુલાબ તત્કાળ ત્યાંથી ચાલી ગઇ અને ભાગીરથી પાછી વિચારના વ્યવસાયને આધીન થઇ.

લગભગ પંદર મિનિટ્ પછી ગુલાબ એક લાંબા કદના, શ્યામવર્ણ, ચૂંચી આંખોવાળા અને જેને જોતાંજ કોઇ સભ્ય સ્ત્રી કિંવા પુરુષના મનમાં ઘૃણાનો ઉદ્દભવ થાય તેવા બહુધા એકવીસથી બાવીસ વર્ષના વયના તરુણને પોતાની સાથે લઇને ભાગીરથી સમક્ષ આવીને

ઊભી રહી. તે તરુણના માથાપર જૂની સડી ગએલી સાઇકલ કૅપ્, ત્રણ ઠેકાણેથી ફાટી ગએલો જીનનો ધોળો કોટ, ચાર થીગડાંવાળું ધોતિયું અને તળિયાં વગરનાં હૅમ્પ્ શૂજ આદિ વેશને જોતાં તે કોઇ કંગાલ માણસ હોવો જોઇએ, એવું તત્કાળ અનુમાન કરી શકાતું હતું. તે આવીને એકદમ કુરસીપર ન બેસતાં ભાગીરથીના કોચની સ્હામે પડેલી એક કુરસી આગળ ઊભો રહી ગયો અને ભાગીરથીની આજ્ઞાની આતુરતાથી વાટ જોવા લાગ્યો. ભાગીરથીએ તેને આવી રીતે ઊભેલો જોઇને કુરસીપર બેસવાનો સંકેત કર્યો અને ત્યાર પછી વાર્તાલાપનો આરંભ કરતાં પૂછ્યું કેઃ—"કેમ માસ્ટર, માણેકલાલ શેઠના પુત્રને ભણાવવા જતાં કાંઇ તકલીફ તો નથી થતી ને ? પગાર બરાબર મળ્યા કરે છે ખરાને ?"

"આપના ભલામણથી એ ટ્યૂશન મને મળ્યું છે, એટલે પછી તકલીફ તો હોય જ શાની ? વળી માણેકલાલ શેઠ એટલા બધા ભલા અને ઉદાર છે કે, જ્યારે હું ઇન્દુને ભણાવવામાટે તેમને ત્યાં રહ્યો ત્યારે તેમણે મને દશ રૂપિયાનો પગાર આપવા કહ્યું હતું, પણ મહિનો પૂરો થતાં પંદર રૂપિયા આપ્યા અને વળી એવી આશા પણ આપી કે 'જો તમો ઇન્દુને ખંતથી ભણાવશો, તો હું તમને બીજી પણ સહાયતા કરીશ; એટલું જ નહિ, પણ જો તમારી ઇચ્છા હશે, તો કોઇ સારી નોકરી પણ અપાવીશ.' આવું સ્થાન મેળવી આપવામાટે હું આપ શ્રીમતીનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું," તે તરુણે ભાગીરથી પ્રાત પોતાની કૃતજ્ઞતા દર્શાવીને કહ્યું.

"તને પાંચ રૂપિયા વધારે મળ્યા અને ભવિષ્યમાં બીજો પણ સારો લાભ તને મળવાનો છે, એ જાણીને મને સંતોષ થાય છે. પરન્તુ તું આવા એક ભીખારી જેવા અવતારમાં માણેકલાલ જેવા કોટિપાત બૅંકરના મહાલયમાં તેના પુત્રને ભણાવવામાટે જાય છે,

એથી મને અત્યંત શોક થાય છે; કારણ કે, 'એક નૂર આદમી હજાર નૂર કપડાં, લાખ નૂર ટાપટીપ કોટિ નૂર નખરા !' એ સિદ્ધાન્તને તું સર્વથા ભૂલી ગયો હોય, એમ જ જણાય છે. એક તો પરમાત્માએ તને જોઇએ તેવું રૂપ પણ આપ્યું નથી અને તેમાં વળી તું આવા કંગાલના વેષમાં ફર્યા કરે છે, એટલે એથી તારો દેખાવ અધિક ઘૃણાકારક થઇ જાય છે, એનો વિચાર કરીને તારે કપડાં લત્તાંની તો બની શકે તેટલી ટાપટીપ રાખવી જ જોઇએ; કારણ કે, મોટાં ઘરની સ્ત્રીઓ આજકાલ બાહ્ય આડંબરથી જ પ્રસન્ન થાય છે." ભાગીરથીએ ઇન્દુના માસ્ટરને ટાપટીપ રાખવાનો ઉપદેશ આપ્યો.

એના ઉત્તરમાં માસ્ટર્ સાહેબે જણાવ્યું કે: "શ્રીમતી, એ તો આપ જાણો જ છો કે, મારી પાસે એટલા પૈસા નથી કે જે મારાથી આજકાલની ફૅશન્ પ્રમાણેનાં વસ્ત્રો આદિમાં ખર્ચી શકાય અને એ કારણથી જ લાચારીથી મારે આવી કંગાલીયતમાં રહેવું પડે છે. જો પૈસાની જોગવાઇ થાય, તો બધી ટાપટીપ કરી શકાય."

"બળદેવ, તારા મુખમાંથી 'મારી પાસે એટલા પૈસા નથી' આ શબ્દો નીકળેલા સાંભળીને મને અતિશય ખેદ થાય છે; કારણ કે, તારો બાપ હવેલીમાં નોકરી કરીને મહિને પાંત્રીસ રૂપિયાનો પગાર લાવે છે અને તે ઉપરાંત વૈષ્ણવો પાસેથી તેને મહિને બીજા પણ પંદર વીસ રૂપિયા મળ્યા કરે છે એટલે તમારા ઘરનો ખર્ચ તો તેથી જ ચાલ્યા કરે છે; એટલું જ નહિ, પણ તમારો બ્રાહ્મણનો અવતાર હોવાથી આજે ન્યાતમાં જમવા જવાનું છે, કાલે ચોરાશીમાં નોતરૂં છે તો પરમ દિવસે કોઈ ગૃહસ્થને ત્યાં ભોજન લેવાનું છે, આવા પ્રસંગો તમને વારંવાર મળતા રહે છે, દક્ષિણા મળે છે અને વસ્ત્ર આદિનાં દાન પણ વિપુલ પ્રમાણમાં પ્રાપ્ત થયાં કરે છે;

એટલે મારી ધારણા પ્રમાણે તો તારા બાપની કમાણીમાંથી પણ દર મહિને તમારા ઘરમાં પંદર વીસ રૂપિયાનો બચાવ જ થતો હોવો જોઈએ: કારણ કે, ઘરનું ભાડું અને તું, તારી મા તથા તારી બાયડી એ ચાર જણની પંદર દિવસની ખોરાકી ઉપરાંત બીજો કશોય તમારા ઘરનો ખર્ચ છેજ નહિ. આવી રીતે ઘરની તો તને ચિંતા જ નથી, તો પછી તને એ ટ્યૂશન આપવાથી જે પ્રતિમાસ પચીસ રૂપિયાની આવક થાય છે, તે ક્યાં ચાલી થાય છે, એ હું સમજી શકતી નથી." ભાગીરથીએ બળદેવની, તેના બાપની અને તેમની બ્રાહ્મણ તરીકેની આવકનો તેમજ તેમના ઘરખર્ચનો બધો હિસાબ ગણી બતાવ્યો.

ખંધો બળદેવ ભાગીરથીના એ ભાષણને કુરસીમાં નીચી મુંડી કરીને સાંભળતો બેઠો હતો અને વારંવાર આડી આંખથી ગુલાબના મુખમંડળને જોયા કરતો હતો. ભાગીરથીના આ ભાષણનું શું ઉત્તર આપવું એ વિશેનો હજી તો તે વિચાર જ કરતો હતો એટલામાં તો ગુલાબ હસતી હસતી કહેવા લાગી કે: " મા, આ બળદેવ પ્રતિમાસ પોતાની પચીસ રૂપિયાની આવકને પોતાને લાગેલાં દુર્વ્યસનોમાં જ ઉડાવે છે, પણ એને ખબર નથી કે, જુગાર, નાટક ચેટક અને રખડવાના ધંધામાં તો કેટલીક વાર લક્ષાધિપતિઓની તીજોરીનાં તળિયાં પણ દેખાઇ આવે છે! હજી તો બળદેવની બાયડી ગઇ કાલે જ બળાગો કરતી હતી કે, આ તેના વરજી ઘરમાં એક પાઇ પણ આપતા નથી, નાટકવાળા અને લુચ્ચા લફંગા જુગારીઓની સોબતમાં રાતે બબ્બે વાગ્યા સૂધી મુંબઇના નઠારા લત્તાઓમાં ભટકયા કરે છે અને જ્યારે બાપ, મા કે બાયડી કાંઇ ઉપદેશ આપે છે એટલે આ શ્રીમાન્ તેમને ગાળો ભાંડવાને કે મારવાને જ તૈયાર થઇ જાય છે! જ્યાં આવો પ્રકાર ચાલતો હોય,

ત્યાં આવી કે પછી આના કરતાં પણ વધારે નઠારી કંગાલીયત રહ્યા કરે; એ સ્વાભાવિક જ છે."

"ગુલાબ, હજી તને આ સંસારનો સંપૂર્ણ અનુભવ નથી તેમ જ વળી તું ભોળી છે, એટલે આ રાજમાન રાજેશ્રીના સત્ય સ્વરૂપને ઓળખવાની તારામાં શક્તિ નથી." **ભાગીરથીએ** એમ કહીને **બળદેવની** સર્વગુણસંપન્નતાનો પ્રકાશ કરતાં કહેવા માંડયું કે: "આ શ્રી શ્રીયુક્ત મહાશય કેવળ જુગાર રમવામાં, નાટકવાળા તથા લુચ્ચા લફંગા લોકોની સાથે રખડવામાં અને મા, બાપ કે બાયડીને મારવાના કામમાં જ નિષ્ણાત છે, એમ નથી; કિન્તુ અ-દ્યાપિ વિદ્યાર્થીની અવસ્થામાં હોવા છતાં જેનુ ખાવું તેનું જ ઠીકરૂં ફોડવું, ચોરી કરવી, ટ્રેનમાં વગર ટિકિટે મુસાફરી કરવાની હિંમત ચલાવવી, જેનું લેવું તેનું દેવું નહિ અને મનમાં વિકારનો ઉદ્ભવ થાય તે વેળાએ બેન તથા બાયડીમાં ગાયના ગોધા પ્રમાણે કશોપણ ભેદ માનવો નહિ ઇત્યાદિ અન્ય પણ અનેક પ્રકારનાં વીરતાનાં કૃત્યોમાં આ શ્રીમાન્ મહાશય અત્યંત નિષ્ણાત હોવાથી એમની એ સર્વગુણસંપન્નતાની પ્રસાદી જે જે સભ્ય તથા પ્રતિષ્ઠિત સ્ત્રીપુરુ-ષોને મળેલી છે, તેઓ તો એમને '**હરામખોર હળવહિયા**' ના નામથીજ ઓળખે છે. મૅટ્રિક્યુલેશનની પરીક્ષામાં જો કે આ મહાત્મા ચાર વાર નાપાસ થયા છે, પરન્તુ હરામખોરીની પરીક્ષામાં આ મૂર્ત્તિએ અગ્ર અને સંપૂર્ણ વિજય મેળવેલો હોવાથી મૅટ્રિકમાં નાપાસ થવાનો એમના મનમાં લેશ માત્ર પણ શોક કે સંતાપ થતો જ નથી!"

"જો એમ જ હોય, તો તો આ શ્રીમાન્ **બળદેવજીનું** ચા-રિત્ર્ય આદર્શ અને અલૌકિક જ કહી શકાય!" ગુલાબે મધુર વિનોદ કર્યો.

હવે બળદેવ મૌનનું અવલંબન કરી શકયો નહિ અને તેથી તે ઊતરી ગએલા મુખથી કહેવા લાગ્યો કે: " શ્રીમતી, ત્યારે આજે અત્યારે આપે મને કેવળ મારા શિરપર આવા ઉપાલંભોની વૃષ્ટિ વર્ષાવવામાટે જ બોલાવ્યો છે કે શું? આપે મારાપર એકવાર ઉપકાર કરીને ઉપકારના ભારથી મને દબાવ્યો છે, એટલે મારાથી વધારે બોલી શકાતું નથી; છતાં મારી આજે આટલી સીમા પર્યન્ત નિર્ભત્સના કરો છો, એ ચેષ્ટા આપને શોભા તો નથી જ આપતી !"

ભાગીરથીનો તેને ઉશ્કેરવાનો ઉદ્દેશ હતો તે સિદ્ધ થયો; કારણ કે, બળદેવ અલ્પ પ્રમાણમાં પણ ઉશ્કેરાયો તો ખરો જ અને તેથી હવે અમુક પ્રકારના વાર્ત્તાલાપનો યોગ્ય અવસર આવેલો જોઇને ભાગીરથી તેના મનનું સાંત્વન કરતી કહેવા લાગી કે: " બળદેવ, હું તારા શિરપર આ ઉપાલંભોની વૃષ્ટિ વર્ષાવતી નથી, કિન્તુ તારા એ સ્વાભાવિક ગુણોને અધિકતર ઉત્તેજિત તથા જાગ્રત કરવાનો પ્રયત્ન કરૂં છું, એમ જ તારે સમજવાનું છે; માત્ર એટલું જ નહિ, પણ હું તને જે માર્ગ બતાવવા ઇચ્છું છું, તે માર્ગમાં જો તું ચાલાકીથી પ્રવેશ કરીશ અને અમુક કાર્યમાં વિજય મેળવીશ તો તેના પરિણામે તને ધનની પણ એટલી બધી પ્રાપ્તિ થશે કે, તારી વ્યસનતૃષ્ણાની તૃપ્તિમાટે તને ચોરી જેવાં જેલજાત્રા કરાવનારાં કૃત્યો કરવાની લેશ માત્ર પણ આવશ્યકતા રહેશે નહિ. મેં તારો માણેકલાલ જેવા કોટિપતિના ગૃહમાં તેના પુત્રના શિક્ષક તરીકે જે પ્રવેશ કરાવ્યો છે, તેમાં મારો એક બીજો જ હેતુ સમાયલો છે અને મારો તે હેતુ હું તને બે દિવસ પછી, જો મારો તારામાં વિશ્વાસ બંધાશે, તો કહી સંભળાવીશ. વારૂ, તો પ્રથમ હું તારી પાસેથી એ જાણવા માગું છું કે, તારે ઘેર તે દિવસ સત્યનારાયણની કથા હતી અને તારો જે નાટકવાળો મિત્ર ગાવામાટે આવ્યો હતો,

તે જાતિનો કોણ છે, કયાંનો નિવાસી છે, તેનું નામ શું છે, તે કઇ નાટક મંડળીમાં નોકરી કરે છે અને સ્ત્રીની ભૂમિકા ભજવે છે કે પુરુષની ? "

લક્ષ્મીની લાલસા મહાવિલક્ષણ હોય છે અને તેમાં પણ જો લલનાના પ્રેમવિલાસની લાલસા સાથે લક્ષ્મીની લાલસા મળેલી હોય છે, તો તે લાલસાના યોગે સાધારણ બુદ્ધિના લોકો ગમે તેવું કુકૃત્ય કરવાને તૈયાર થઇ જાય છે; તો પછી 'હરામખોર હળવદિયા' ના ઉપનામથી ઓળખાતો વંટેલો **બળદેવ** જો **ભાગીરથી**ની આવી મીઠી મધ જેવી વાતોથી પીગળી જઇને તેની આજ્ઞાને મસ્તકપર ધારણ કરી લેવાને તત્પર થાય, તો તેમાં તો આશ્ચર્ય જ શું હોઇ શકે વારૂ ? **ભાગી**રથીના સંદિગ્ધ ભાષણના **બળ**દેવે પોતાના મનમાં નિમેષ માત્રમાં જ અનેક અર્થ કરી લીધા અને મુંબઇના કેટલાક મોટા મોટા શેઠોનાં ઘરોમાં અમુક પ્રકારના ગોટાળા ચાલ્યા કરે છે એ વાર્ત્તા તેના જાણવામાં હોવાથી એવા અર્થો કરવાનાં તેની પાસે કેટલાંક પ્રબળ કારણો પણ હતાં. આવા પ્રકારના મનોરાજયના આનંદમાં વિહરતો **બળ**દેવ **ભા**ગીરથીના અંતિમ પ્રશ્નના ઉત્તરમાં કહેવા લાગ્યો કેઃ—

" મારે ઘેર તે દિવસે મારો જે નાટકવાળો મિત્ર આવ્યો હતો, તે જાતિનો ઔદીચ્ય બ્રાહ્મણ છે, **અ**મદાવાદનો નિવાસી છે, તેનું નામ **વેણી**શંકર છે, તે શ્રી ભારત નાટય સમાજ નામક નાટકમંડળીમાં નોકરી કરે છે અને સર્વ નાટકોમાં સ્ત્રીનીજ ભૂમિકા ભજવે છે; કારણકે, પુરુષ હોવા છતાં પણ તેનાથી રંગભૂમિપર પુરુષની ભૂમિકા ભજવી શકાતી નથી. એકવાર એવો બનાવ બન્યો હતો કે, '**સીતા-સ્વયંવર**' નામક નાટકમાંના સ્વયંવરના પ્રવેશમાં **સી**તાને વરવાની આકાંક્ષાથી જે અનેક રાજાઓ આવે છે, તેમાંના એક રાજાની ભૂમિકા મારા એ મિત્રને આપવામાં આવી હતી અને જ્યારે તે

ધનુષ્યનો ભંગ કરવામાટે ઊભો થયો, તે વેળાયે તેની ચાલવાની ઢબ સ્ત્રી જેવીજ કાયમ રહેવાથી પ્રેક્ષકોએ તેનો ફજેતો કરી નાખ્યો હતો. તે દિવસે જ તેણે નાટક મંડળીના ડાયરેક્ટરને જણાવી દીધું કે, 'મને એક દાસીનો પાઠ આપશો, તો હું આનંદથી ભજવીશ; પણ પુરુષનો પાઠ મારાથી ભજવાશે નહિ; માટે જોઇએ તો નોકરીમાં રાખો અને જોઇએ તો રજા આપો!' બસ તે દિવસથી પછી કોઇવાર પણ તેણે પુરુષની ભૂમિકા ભજવી જ નથી અને ભવિષ્યમાં ભજવવાનો પણ નથી."

"આમાં આશ્ચર્ય જેવું કાંઇ પણ નથી; કારણકે, બાલ્યાવસ્થાથીજ જે બાળકો દીર્ઘકાળ પર્યન્ત સ્ત્રીની ભૂમિકા જ રંગભૂમિપર ભજવતા રહે છે, તેમના અંગેઅંગમાં નિત્યતા અભ્યાસથી સ્ત્રૈણતાનો એવો તો દૃઢ સંચાર થઇ જાય છે કે પછીથી તે તેમની એક ટેવ જ બની જાય છે અને તેથી 'ટાઢ જાય રૂએ અને ટેવ જાય મૂએ!' એ કહેવત તેમના સંબંધમાં અક્ષરે અક્ષર સત્ય સિદ્ધ થાય છે; માત્ર એટલું જ નહિ, પણ કેટલીકવાર તો તેમની એ સ્ત્રૈણતા એટલી સીમાપર્યન્ત વધી જાય છે કે તેના પરિણામે તેમના શરીરમાંનું પુરુષત્વ પણ બહુ જ ન્યૂન કિંવા સર્વથા ક્ષીણ થઇ જાય છે!" ભાગીરથીએ કહ્યું.

"પરન્તુ મારા મિત્રના સંબંધમાં નાટકમાંની એ સ્ત્રૈણતાનું એટલું બધું ભયંકર પરિણામ તો નથી થયું; કારણ કે, તેનામાં જો સ્ત્રૈણતા હોય તો તે કેવળ બાહ્ય સ્ત્રૈણતા જ છે; આંતરિક સ્ત્રૈણતાનો તેનામાં અંશ માત્ર પણ નથી." બળદેવે પોતાના મિત્રની વકીલાત કરીને જણાવ્યું.

"જો તેનામાં આંતરિક સ્ત્રૈણતાનો આવિર્ભાવ ન થયો હોય, તો તે અત્યંત આનન્દનો વિષય છે. મેં તેના મધુર કંઠના સંગી-

તનું તો શ્રવણ કર્યું છે, પરન્તુ તેની સાથે મારો જોઇએ તેવો પરિચય નથી અને એટલામાટે જો તારાથી બની શકે તો આજે અથવા કાલે રાતે તું તેને અહીં લાવજે કે જેથી મારાથી તેની બુદ્ધિની કાંઇક પરીક્ષા કરી શકાય. મારે જે કાર્ય સોંપવાનું છે તે તને એકલાને જ નહિ, પણ તમો બન્નેને સાથે જ સોંપવાનું છે; કારણ કે, તેના વિના તારા એકલાથી જ તે જોખમ ભરેલા કાર્યની નિર્વિઘ્ન સમાપ્તિ થવાનો સંભવ નથી." **ભાગીરથીએ વેણીશંકર** નટને પોતા પાસે લઇ આવવામાટેની ઇચ્છા દર્શાવી; અને ત્યારપછી પુનઃ એક વાર્તાનું સ્મરણ થતાં તેણે **બળદેવને** પૂછ્યું કેઃ—"પણ તારો તે મિત્ર પરણેલો છે કે કુંવારો છે? અને જો પરણેલો હોય, તો તેની પત્ની અહીં છે કે નથી, એ તું જાણે છે ખરો કે?"

"તે પરણેલો નથી, કિન્તુ કુંવારો જ છે અને હજી તેનાં લગ્ન ક્યારે થશે, એનો કશો નિશ્ચય પણ નથી. વારુ ત્યારે અત્યારે હું જવાની રજા લઉં છું અને આજે નાટક ન હોવાથી આજ રાતે જ આઠ વાગે હું તેને લઇને પાછો આપની પાસે આવીશ; કારણ કે, કાલના નવા નાટકમાં તેનો મુખ્ય પાઠ હોવાથી કાલે તેનાથી આવી શકાશે નહિ." **બળદેવે** ઉત્તર આપીને કુરસીપરથી ઊઠીને જવામાટેની ઇચ્છા દર્શાવી.

પરન્તુ તેને થોભાવીને **ભાગીરથી** કહેવા લાગી કેઃ "જરા બેસ અને હું તને પચાસ રૂપિયા આપું છું તે લેતો જા. એ પચાસ રૂપિયાનો સારાં કપડાં સીવડાવવાના, ટોપી અને બૂટ ખરીદવાના તથા ફૅશનમાં રહેવાના કામમાં જ વ્યય કરજે અને બે દિવસ પછી જ્યારે મારા મુખથી તારા ભાવિ કાર્યને જાણી લેવામાટે મારા સમક્ષ આવે, ત્યારે આવા કંગાલના અવતારમાં નહિ, પણ એક સારા ગૃહસ્થના આકારમાં જ આવજે. વળી પાછી તને જરૂર પડશે, તો એટલી જ

બીજી રકમ પણ આપવામાં આવશે, એ વિશે તારે નિશ્ચિન્ત રહેવું." એ પ્રમાણે કહીને **ભાગીરથીએ ગુલાબને** આજ્ઞા કરી કે: " ગુલાબ તારી પેટીમાં જે નોટોનું બંડલ પડયું છે, તેમાંથી દશ દશની પાંચ નોટો કાઢીને **બળદેવને** આપ."

"વારુજી !" કહીને ગુલાબ અંદરના ઓરડામાં જઇને પેટીમાંથી દશ દશની પાંચ નોટો કાઢી લાવી અને બહાર આવીને તે નોટો તેણે **બળદેવના** હાથમાં આપી દીધી.

બળદેવના ચાલ્યા જવા પછી ગુલાબે પોતાની માતાને પૂછ્યું કે: "મા, આ પીટયા ભૂંડા ભૂખડા **બળદેવડાને** બોલાવીને આટલો બધો છાપરે ચઢાવ્યો, એકદમ પચાસ રૂપિયા આપી દીધા અને બીજા રૂપિયા આપવાનો લોભ બતાવ્યો, એ બધાં ચેષ્ટાનું કારણ શું છે, તે મારી સમજમાં આવી શકતું નથી. એવું તે એની પાસેથી તારે શું કામ લેવાનુ છે, તે મને તો જણાવ. વળી પેલા નાટકમાં નાચનારા **વેણીયાને** અહીં શામાટે બોલાવ્યો છે, એ પણ એક સમસ્યા જ છે. આ સઘળો ગોરખધંધો તેં શા ઉદ્દેશથી આદર્યો છે, એની મારાથી તો મુઇ જરાય કલ્પના કરી શકાતી નથી. શું આ ભેદને જાણવાનો મારો અધિકાર નથી ?"

પુત્રીના એ પ્રશ્નના ઉત્તરમાં માતાએ ગંભીર મુખમુદ્રા અને ગંભીર સ્વરથી જણાવ્યું કે: " ગુલાબ, આ સર્વ પરિશ્રમ મારે કેવળ તારા એક પ્રમાદના કારણથી જ કરવો પડે છે; કારણ કે, **માણેકલાલમાં** મુગ્ધ થઇને તેં અવિચારથી તારા કૌમારનું બલિદાન ન આપ્યું હોત, તો આજે તારી માતાને તારા કલ્યાણમાટે આટલા ઊંડા પાણીમાં ઉતરવાનો પ્રસંગ કદાપિ પ્રાપ્ત થાત નહિ. હવે તો પલાળ્યું છે ત્યાં મૂંડાવવા વિના છૂટકોજ નથી; જે ભૂમિકા સ્વીકારી છે તેને સાદ્યોપાન્ત કૌશલ્યપૂર્વક આ સંસારરંગભૂમિપર ભજવી બતાવ્યાવિના

ઉદ્ધાર નથી. હવે જો સ્વીકારેલા માર્ગને ત્યાગીને અન્ય માર્ગમાં જવાની આપણે ચેષ્ટા કરીશું, તો આપણામાટે અતોભ્રષ્ટ અને તતોભ્રષ્ટ થવાનો જ પ્રસંગ આવી લાગશે. આ ભૂંડા ભૂખડા બળદેવડાને કાંઇ રૂપાળો જાણીને અહીં બોલાવી મેં આટલો બધો છાપરે નથી ચઢાવ્યો, રૂપિયા પણ અકારણ આપ્યા નથી અને બીજા રૂપિયા આપવાનો લોભ પણ કારણ વિના નથી બતાવ્યો. નાટકમાં નાચનારા વેણીયાને પણ મેં મારા અમુક ઉદ્દેશની સિદ્ધિમાટે જ બોલાવ્યો છે; કારણ કે, સાધ્વી સુભદ્રા અને સદ્ભાગ્યવતી શારદાના સર્વનાશમાટે એક મહાવિલક્ષણ જાળને વિસ્તારવાનો વિચાર મારા હૃદયમાં સ્ફુરી આવ્યો છે.”

“પરન્તુ આ હરામખોર હળવદિયા બળદેવનું નામ એવું બદનામ થઇ ગયું છે કે જો એ હંમેશાં આપણા ઘરમાં આવશે, તો સમાજમાં આપણી આબરૂના પણ કાંકરા થઇ જશે! એ તો માણેકલાલ, શારદા કે સુભદ્રા ગામ બહાર વસતાં હોવાથી એ ભાઇ શ્રીપાંચની કીર્તિને જાણતાં નથી એટલે એને તેમણે ઈન્દુના શિક્ષક તરીકે રાખી લીધો છે, નહિ તો એને તો કોઇ ઉંબરે પણ ન ચઢવા દે, સમજી?” ગુલાબે બળદેવ પ્રતિ પોતાનો સત્તર આના તિરસ્કાર દર્શાવ્યો.

ગુલાબના આ ઉદ્ગારને સાંભળીને ભાગીરથીએ એક પ્રકારનો અટ્ટહાસ કર્યો અને ત્યાર પછી કહ્યું કેઃ—“એ ભાઇ શ્રીપાંચ જેને કોઇ ઉંબરે પણ ન ચઢવા દે તેવા હોવાથી જ એના હાથે આપણા કાર્યની સિદ્ધિ થવાનો સંભવ છે; કારણ કે, આપણા કાર્યની સિદ્ધિમાટે ધર્માત્મા અને પાપભીરુ મનુષ્યની આવશ્યકતા નથી. હવે પછી પ્રપંચની જે કાંઇ પણ રચના થવાની છે તે તારાં નેત્રો સમક્ષ જ થવાની હોવાથી અત્યારે જ તેનું દીર્ઘ વિવેચન કરી સંભળાવવાની હું આવશ્યકતા જોતી નથી; કારણ કે, એ દિવસમાં

સર્વ ભેદ પોતાની મેળેજ તારા જાણવામાં આવી જશે"

"ત્યારે આ સર્વ પ્રપંચરચના અને પરિશ્રમ કેવળ મારા અને મારા કલ્યાણમાટે જ કરાય છે?" ગુલાબે કાંઇક ગંભીરતાને ધારીને આગ્રહપૂર્વક આ પ્રશ્ન પૂછ્યો.

"તારા કલ્યાણમાટે નહિ, તો કેવળ મારા કલ્યાણમાટેજ શું આ પરિશ્રમ કરાય છે?" ભાગીરથીએ ઉત્તર ન આપતાં સ્હામો પ્રશ્ન પૂછ્યો.

"નહિ, તેમ પણ નથી; કિન્તુ આ પરિશ્રમમાં ગુલાબ તથા ભાગીરથી ઉભયના કલ્યાણનો ભેદ સમાયલો દેખાય છે!" ગુલાબે માર્મિક વચનના શરનું સંધાન કર્યું.

ધૂર્ત્ત ભાગીરથી પુત્રીના આશયને સમજી ગઇ અને તેથી તેનું મોઢું કાંઇક ઊતરી ગયું, તો પણ મનના ભાવને મનમાં જ દબાવી રાખીને મુખમંડળમાં કૃત્રિમ હાસ્યની છટાને લાવી તેણે હસિત વદનથી કહ્યું કેઃ–"પુત્રીના કલ્યાણમાં માતાનો ભાગ હોવો જ જોઇએ; કારણ કે, ચોરી કાંઇ ભાગે મોંઘી હોતી નથી!"

"ખરી વાત છે; કાલે ઊઠીને મારા આનંદવિલાસની કોઇ બીજી સ્ત્રી આવીને ભાગીદાર થાય, તેના કરતાં મારી સગી મા જ મારા સંસારસુખની ભાગીદાર થઈ જાય, તો તેમાં વિશેષ હાનિ જેવું કાંઇ પણ નથી!" ગુલાબે બીજો પણ માર્મિક ઉપાલંભ આપ્યો અને ત્યાર પછી પૂછ્યું કેઃ–"અસ્તુ; પણ માતા, આજે ઘણા દિવસથી તેં માણેકલાલ સાથે મને મળવા નથી દીધી અને તું જ્યારે મનમાં આવે ત્યારે તેની મુલાકાત લઇ આવે છે, તો હું તારા મુખથી એ જાણવા માગું છું કે, આટલા દિવસમાં માણેકલાલે કોઇવાર પણ તારી આગળ મારૂં સ્મરણ કર્યું છે ખરૂં કે નહિ? મારામાં તેમનો પ્રથમ જેવો પ્રેમ હતો, તેવો જ પ્રેમ અદ્યાપિ અવિચલ છે

કે તે પ્રેમમાં ન્યૂનતા થતી જાય છે ? કારણ કે, જે દૃષ્ટિથી દૂર હોય છે તે હૃદયથી પણ દૂર થાય છે, એ આ સૃષ્ટિમાંનો એક સર્વમાન્ય ન્યાય છે!"

"ગુલાબ," ભાગીરથીએ વિચાર કરીને મંદતાથી ગુલાબના પ્રશ્નનું ઉત્તર આપવા માંડ્યું:–"માણેકલાલ સાથેના મારા પ્રેમસંબંધનો ભેદ જ્યારે તારા જાણવામાં આવી જ ગયો છે એટલે તને હવે ખરી વાત જણાવી દેવામાં મને કોઇ પણ પ્રકારનો સંકોચ થતો નથી. માણેકલાલનો જો મારી સાથે સ્નેહસંબંધ ન થયો હોત, તો પણ હું તારી માતા હોવાથી તે મારી આગળ તારા પ્રેમની વાર્ત્તા કાઢત નહિ અને મારો તેની સાથે સ્નેહસંબંધ થએલો હોવાથી મને તારી પ્રતિસ્પર્ધિની ધારીને મારી આગળ તારા પ્રેમની વાત કરતાં તેના મનમાં સંકોચ થાય, એ સ્વાભાવિક જ છે; છતાં પણ વારંવાર જે ભાવથી તે તારા કુશળસમાચાર પૂછ્યા કરે છે, તે ભાવને જોતાં તારા પ્રેમની જ્વાળા તેના હૃદયમંદિરમાં પૂર્વ પ્રમાણે જ જાગ્રત છે, એવું સ્પષ્ટ અનુમાન કરી શકાય છે. તું એક કુમારિકા તથા નવયૌવના નારી હોવાથી મારા કરતાં તારામાં માણેકલાલનો અધિક સ્નેહભાવ હોય, એ સ્વાભાવિક જ છે અને તેથી મને તેના તરફથી જે કાંઇ પણ સંતોષ મળે છે તે કેવળ તારા પ્રતાપથી જ મળે છે, એમ જ માનવાનું છે. એ તો 'વાડવાંસે એરંડોય પીએ' તેવી રીતે તારા પ્રેમની આશાથી જ માણેકલાલ મને વળગી રહ્યો છે; નહિ તો મારો ભાવ તે વળી માણેકલાલ પૂછે પણ ખરો કે ?"

સ્ત્રીઓનો એવો સ્વભાવ જ છે કે, બહુધા તેમને બીજાના મુખથી થતી પોતાનાં રૂપ તથા ગુણની પ્રશંસા સાંભળવાથી અતિશય સંતોષ થાય છે અને તે સંતોષજન્ય હર્ષના પ્રવાહમાં તણાતાં તેઓ

અન્ય સર્વ વિષયોને ભૂલી જાય છે, સ્ત્રીઓના એ સ્વભાવ અનુસાર પોતાની માતાના મુખથી પોતાના યૌવન તથા પોતાની આકર્ષકતાની આટલી બધી પ્રશંસા સાંભળીને ગુલાબ માતાપ્રતિના પોતાના રોષને સર્વથા ભૂલી ગઇ અને આનન્દને દર્શાવતી કહેવા લાગી કે:—"માતા, ભવિષ્યમાં આપણી ધારણા પ્રમાણે જો માણેકલાલ સાથે મારો લગ્નસંબંધ થતાં મને પતિસમાગમના સુખની તથા સંપત્તિભોગવિલાસની પ્રાપ્તિ થશે, તો તે સર્વની પ્રાપ્તિનું કારણ હું તને જ માનીશ અને તારા સુખના માર્ગમાં કદાપિ વિઘ્નરૂપ થઇશ નહિ."

"જો તું મારા સુખમાં કદાપિ વિઘ્નરૂપ નહિ થાય અને મારી આજ્ઞા પ્રમાણે જ વર્ત્તતી રહીશ, તો તારા સુખમાં પણ કદાપિ કશી બાધા થવાની નથી, એ તારે નિશ્ચય પૂર્વક માની રાખવું." ભાગીરથીએ ગુલાબને આશ્વાસન આપ્યું.

માતા અને પુત્રીનો આ પ્રમાણેનો વાર્ત્તાલાપ ચાલતો હતો એવામાં અચાનક કપિંજલાની ભગિની સુનન્દા ત્યાં આવી લાગી અને તેથી ભાગીરથી તેને આવકાર આપતી બોલી કે: "આવો આવો, સુનન્દા બ્હેન ! ભલે પધાર્યાં !"

"સુનન્દા બ્હેન, આજે કાંઇ ઘણે દિવસે ભૂલાં પડયાં?" ગુલાબે સ્નેહભાવ દર્શાવીને કહ્યું.

"ભૂલાં શાનાં પડયાં, ગુલાબ બ્હેન, હજી તો આજે જ આપણે સ્વર્ગવાસી ગોવિન્દલાલ શેઠના બંગલામાં મળ્યાં હતાં ને શું !" સુનન્દાએ કહ્યું.

"ગોવિન્દલાલ શેઠના બંગલામાં મળ્યાં હતાં, એ વાત ખરી; પણ અમારી ઝૂંપડીમાં તો આજે એક મહિના પછી જ તમારાં પગલાં થયાં છે. એમ તો રસ્તામાં પણ જતાં આવતાં મળી જવાય; પણ તેથી શું ?" ભાગીરથીએ વિનય તથા વિવેકનું દર્શન કરાવ્યું.

અને ત્યાર પછી પૂછ્યું કે: "પણ સુનન્દા બહેન, આજે આપણે મળેલાં હતાં છતાં આજે જ પુનઃ અહીં પધારવાનો પરિશ્રમ શા કારણથી લેવો પડયો છે ? કાંઇ અગત્યનું કાર્ય તો નથી ને ?"

"નારે બાઇ! તેવું અગત્યનું કાર્ય તો કાંઇ પણ નથી;" એમ કહીને સુનન્દાએ પોતાના આગમનના કારણને વ્યક્ત કરતાં જણાવ્યું કે: "હું તો શ્રીદ્વારિકાધીશના દર્શનમાટે કાલકાદેવીપર આવી હતી એટલામાં તમારૂં સ્મરણ થઇ આવતાં કહ્યું કે, ચાલો ત્યારે ભેળાભેળ ભાગીરથી બહેન તથા ગુલાબ બહેનને પણ મળતાં આવીએ; કારણકે, અમે આવીએ તો કોઇવાર તમો પણ અમારે ત્યાં આવો અને એક બીજાને ત્યાં આવતાં જતાં થવાથી પ્રેમનો વધારો થાય."

"અતિશય ઉપકાર થયો; આવી માયા નિરંતર બતાવતાં રહેશો એવી અમો આશા રાખીએ છીએ અને હવે અમો પણ તમારે ત્યાં આવીશું; કારણ કે તમો બેવાર આવ્યાં અને અમો હજી તમારે ઘેર એકવાર પણ આવ્યાં નથી એટલે હવે તમારે ઘેર આવ્યા વિના અમારો છૂટકો જ નથી." આ પ્રમાણે વિવેક દર્શાવીને ભાગીરથીએ કહ્યું કે: "પણ સુનન્દા બહેન, જોયું આજે સુભદ્રા બહેન તથા શારદા બહેને અમો મા દીકરીનો કેવો સત્કાર કર્યો તે ! શું આજકાલ કોઇને ત્યાં જઇએ ને શું બોલીએ; કારણ કે, આજકાલ તો બોલવાનો પણ દંડ લેવાય છે, જો ખરી વાતને જીભપર લાવીએ છીએ, તો આપણી છીનાળોમાં ગણના થાય છે !"

"સુભદ્રા બહેનનો સ્વભાવ અત્યન્ત શાંત હોવા છતાં આજે તમારા પર આટલાં બધાં શા કારણથી તપી ગયાં, તે કાંઇ સમજી શકાતું નથી; પણ વળી એવી ખરી વાતને આપણે શામાટે જીભપર લાવવી જોઇએ કે જેથી વળી બીજા કોઇનું મન દુઃખાય અને આમહો બોલાચાલીપર આવી જાય ! આજકાલ સાચાની દુનિયા

છે જ નહિ, એ તો તમો જાણો છો ખરાં કે નહિ?" સુનન્દાએ જેવો અવસર તેવાં ગીત ગાવાના તત્ત્વનું અવલંબન કરીને કહ્યું.

"લાખ રૂપિયાની વાત તે આનું નામ! હવે બોલવા જેવું કાંઇ રહ્યું જ નથી." આવી રીતે વાતને ટુંકી કરીને ભાગીરથીએ ગુલાબને ચાહ કરવાનું જણાવ્યું, ગુલાબ ચાહ કરવામાટે રસોડામાં ચાલી ગઈ અને ત્યારપછી ભાગીરથી તથા સુનન્દા આમતેમની બીજી વાતો કરવા લાગી. તેઓ આવી રીતે વાતચીત કરતી બેઠી હતી એવામાં સાડા સાત વાગ્યા, ગુલાબ ચાહ લઇને આવી અને ઘાટી લૅમ્પ બળગાવીને રાખી ગયો. તેઓ ચાહ પીતી હતી એટલામાં નાટકિયા વેણીશંકરને લઇને બળદેવ ત્યાં આવી લાગ્યો અને વેણીશંકરને જોઇને સુનન્દા આશ્ચર્યચકિત તથા મોહમુગ્ધ થઇ ગઇ.



# પ્રકરણ ૧૨ મું

## પરમેશ્વરનો પ્રમાદ!



અત્યારે ભાગીરથીના ભવનમાં જે નટ વેણીશંકરનું આગમન થયું હતું, તે તેના મિત્ર બળદેવ અથવા હરામખોર હળવદિયાથી બાહ્ય આદર્શ તથા આડંબરમાં સર્વથા ભિન્ન પ્રકારનો તરુણ હતો. તેનું વય વીસથી એકવીસ વર્ષનું હતું, તેનું શરીર જેને 'પાતળિયા'ના નામથી ઓળખવામાં આવે છે તેવા પ્રકારનું એટલે કે પાતળું હોવા છતાં આરોગ્યમંડિત તથા સુન્દર હતું; તેની ચામડી લાલિમા મિશ્રિત ગૌરવર્ણની હતી; તેનાં નયનો કોઇ મૃગાક્ષી, મીનાક્ષી, મદિરાક્ષી કિંવા વિશાલાક્ષીનાં નયનોને પણ લજ્જાથી અવનત કરવાની સંપૂર્ણ શક્તિ ધરાવનારાં હતાં, તેનું મસ્તક વિશાળ તથા લંબ કૃષ્ણ

કેશકલાપવડે મંડિત હોવાથી તે કેશકલાપને સંતાડવામાટે વેણીશંકરને હમેશાં પોતાના માથા કરતાં બહુજ મોટી ટોપી પહેરવી પડતી હતી તે પોતાના મુખમંડળને નિરન્તર સ્વચ્છ તથા લીસું લપટ રાખવામાટે નિત્ય પ્રભાતમાં દાઢી તથા મૂછોને મુંડી નાખતો હોવાથી અને તેની ચામડી અતિશય મૃદુ હોવાથી ઘણીકવાર તેના જોનારને એવોજ ભ્રમ થઇ જતો હતો કે, કદાચિત્ હજી તેને દાઢી તથા મૂછો આવીજ નહિ હોય ! આ કારણથી સ્ત્રીના ભૂમિકા ભજવનારા અન્ય કેટલાક નટો પ્રમાણે રંગભૂમિપર રજૂ થતી વેળાયે તેના મુખમંડળમાં કેશની લેશ માત્ર પણ કાલિમા દેખાતી ન હોવાથી તે એક સ્વાભાવિક સ્ત્રી જેવોજ દૃષ્ટિગોચર થતો હતો. આવી રીતે તે શરીરસુંદર તો હતો જ અને વળી વસ્ત્ર આદિની ટાપટીપ પણ તે ઘણીજ સારી રાખતો હોવાથી જેવી રીતે સ્ત્રીના વેષમાં તે રંગભૂમિપર મનોરંજક જણાતો હતો, તેવીજ રીતે અન્ય વેળાયે પુરુષવેષમાં પણ તેની આકર્ષકતાનું પ્રમાણ કાંઇ ઓછું થતું નહોતું. અત્યારે તેણે બહુ જ બારીક અથવા જેને પારદર્શક કહી શકાય તેવું રેશમી કિનારનું ધોતિયું, મલમાલિયા રેશમનું ખમીસ, વેસ્ટ, ચાઇના સિલ્કનો કોટ, ચળકતા વિલાયતી શૂજ. અને રીલસ્કિનની કીમતી કૅપ (ટોપી) આદિ વસ્ત્રો તથા જમણા હાથની અનામિકા આંગળીમાં ઇમીટેશન્ માણિક્યની વીંટી અને ડાબાહાથના કાંડાપર ગોલ્ડન્ રિસ્ટ વૉચઆદિ અલંકારો ધારણ કરેલાં હતાં અને સ્વાભાવિક સૌન્દર્યમાં એ કૃત્રિમ સાધનજન્ય સૌન્દર્યનું સંમિશ્રણ થવાથી તેની સુંદરતા બે ઘડી જોનારનાં નેત્રોને આનન્દ આપે, તેવી તો અવશ્ય હતી જ. બળદેવ તથા વેણીશંકરની આ બાહ્ય વિદ્રૂપતા તથા સુન્દરતાના કારણથી બળદેવને જોતાં સર્વજનોના મનમાં એક પ્રકારની ઘૃણાનો ઉદ્દભવ થતો હતો અને વેણીશંકરને જોતાં જાણે તેને બે ઘડી જોયાં જ કરીએ, એવા

પ્રકારનો ભાવ સ્વાભાવિક જ ઉદ્ભવતો હતો. આવી વસ્તુસ્થિતિ હોવાથી જો ચંચલા સુનન્દા વેણીશંકરને જોઇને આશ્ચર્યચકિત તથા મોહમુગ્ધ થઇ ગઇ હોય, તો તેમાં વિશેષ આશ્ચર્ય જેવું કાંઇ પણ નહોતું.

"આવો, આવો, વેણીશંકર!" ઇત્યાદિ શબ્દોથી તેનો સાધારણ સત્કાર કર્યા પછી ભાગીરથીએ તેને પૂછ્યું કે: "તમો નાટકમાં એક નટ તરીકેનો વ્યવસાય આજે કેટલાંક વર્ષથી કરો છો અને અત્યારે તમોને પગાર શો મળે છે? કારણ કે, આજકાલ મુંબઇમાં તમારા પાઠો ઘણા જ વખણાતા હોવાથી તમોને નાટકમંડળીના માલિકો સારો પગાર આપતા હશે, એવી મારી ધારણા છે."

"હું આજે બાર વર્ષથી નાટકમાં એક નટ તરીકેનો વ્યવસાય કરૂં છું અને પ્રથમ હું માત્ર આઠ રૂપિયાના પગારે રહ્યો હતો. છતાં અત્યારે મને સાઠ રૂપિયાનો પગાર મળે છે; માત્ર એટલું જ નહિ, પણ નાટકમંડળીના માલિકો મારૂં માન પણ બહુજ સારી રીતે જાળવે છે." વેણીશંકરે ઉત્તર આપ્યું.

"ત્યારે 'ભર્તૃહરિ નાટક'માં રાણી પિંગળાની ભૂમિકા તમે જ ભજવી બતાવો છો કે નહિ?" સુનન્દાએ પૂછ્યું.

"જી હા; તે ભૂમિકા આ સેવકની જ છે!" વેણીશંકરે વિલક્ષણ કટાક્ષપાત સહિત ઉત્તર આપ્યું અને પૂછ્યું કે: "પણ એ ભૂમિકાના ભજવનાર તરીકે આપ શ્રીમતીએ મને કેવી રીતે ઓળખ્યો વારુ? કદાચિત્ આપ અમારી કંપનીનું તે નાટક જોવા કોઇ વાર પધાર્યાં હશો."

"હા; હું બે વાર 'ભર્તૃહરિ નાટક'માંની તમારી એ ભૂમિકા જોઇ ગઇ છું અને જ્યારે તમને મેં પ્રથમવાર રંગભૂમિપર સ્ત્રીના અવતારમાં જોયા હતા, તે વેળાયે તો મને એવોજ ભ્રમ થઇ ગયો

હતો કે, આ અવસ્ય કોઇ અબળા જ હોવી જોઇએ; પણ બૉકસમાં મારી બાજૂની કુરસીપર એક સોનારણ બાઇ બેઠાં હતાં તેમણે જ્યારે મારા ભ્રમનો નિરાસ કર્યો ત્યારે જ તમે પુરુષ છો, એવો મારો નિશ્ચય થયો " સુનન્દાએ ખુલાસો કર્યો.

" અમો સોનીના ગોર હોવાથી ઘણી ખરી સોનારણો મને ઓળખે છે અને તેથી તે સોનારણે મને ઓળખ્યો હોય, તો તેમાં નવાઇ જેવું કાંઇ નથી." વેણીશંકરે પોતાનો સોનીના ગોર તરીકેનો પરિચય કરાવ્યો

" ત્યારે તો યજમાનોમાંથી પણ તમને અવસ્ય મહિને પાંચ પંદરની કમાણી થતી જ હશે; કેમ ખરૂં કે નહિ ?" ભાગીરથીએ વેણીશંકરના બોલવાનો આધાર લઇને વાર્ત્તાલાપને આગળ લંબાવવાના ઉદ્દેશથી પૂછ્યું.

" જો એવી બીજી કમાણી ન થતી હોય, તો કેવળ સાઠ રૂપિયાના પગારથી તમારા જેવા શૌકીન અને ખર્ચાળ નાટકવાળાનું પૂરૂં થાય એવી મારા માન્યતા નથી; કારણ કે, તમારો સાઠ રૂપિ-આનો પગાર તો ફૅશનેબલ વસ્ત્રો, સેંટ, લવેંડર ચાહ પાણી અને ગાડીભાડામાં જ ઊડી જતો હશે, એટલે ઘરખર્ચનો તો ખાડો પડે જ કે નહિ ?" સુનન્દાએ ભાગીરથીના પ્રશ્નને માર્મિક પુષ્ટિ આપી.

" આપ ઉભય શ્રીમતીઓનું કથન સત્ય છે; કારણ કે, મુંબઇ જેવી અલબેલી નગરીમાં આજકાલની સભ્યતા પ્રમાણે રહેતાં સાઠ રૂપિયાનો પગાર તો ચટણી થઇ જાય છે; પરન્તુ અહીં શ્રીમાનોની સંખ્યા અધિક હોવાથી અને મારી સંગીતકળા તથા હાર્મોનીયમ્ વગાડવાની કળાના યોગે શ્રીમાન્ વર્ગની કેટલીક સ્ત્રીઓનો મારામાં સારો સ્નેહભાવ હોવાથી પગાર ઉપરાંત બીજી જે કાંઇ કમાણી થાય

છે, તેથી ખર્ચમાં પડતી એ ખોટનો ખાડો પૂરાઇ જાય છે. આપણે એ શ્રીમાનોના ગૃહમાંની ભાવિક સુન્દરીઓના શિરપર આશીર્વાદની વૃષ્ટિ કર્યા કરીએ છીએ અને આનન્દમાં રહ્યા કરીએ છીએ!" વેણીશંકરે પ્રસંગ પ્રમાણેનું જ હસિત વદનથી ઉત્તર આપ્યું.

"ધનાઢ્ય સ્ત્રીવર્ગમાંથીજ તમોને સારી કમાણી થતી હોવાથી હું ધારૂં છું કે, આપણા હિન્દુસમાજની સ્ત્રીઓ વિશે તમારો અવશ્ય સારો અભિપ્રાય હોવો જ જોઇએ." ભાગીરથીએ ગંભીર મુદ્રાથી આ શબ્દો ઉચ્ચાર્યા.

એના ઉત્તરમાં ચતુર વેણીશંકરે તેવા જ ગંભીરતાની છટાથી જણાવ્યું કે: "ધનાઢ્ય સ્ત્રીવર્ગમાંથી મને સારી કમાણી થાય છે, એટલા કારણથીજ હું આપણા હિન્દુસમાજની સ્ત્રીઓ વિશે સારો અભિપ્રાય ધરાવતો નથી; કિન્તુ આપણા હિન્દુસમાજની સ્ત્રીઓ અને તેમાં પણ ધનાઢ્ય કુટુમ્બની કુલકામિનીઓ સ્વાભાવિક જ ઉદાર, સ્નેહાર્દ્ર, રસિક તથા ભાવિક હોવાથી જ મારા જેવા પુરુષોનો નિર્વાહ સુખપૂર્વક ચાલ્યા કરે છે અને તેમના એ સદ્‌ગુણો જો તેમનામાટે આપણા હૃદયમાં સારો અભિપ્રાય ઉત્પન્ન કરે તો તે સર્વથા સ્વાભાવિકજ છે. જેનામાં પોતાનો ભાવ કિંવા સ્નેહ બંધાયો હોય, તેનાં ચરણોમાં પોતાનું તનુ મન ધન આદિ સર્વસ્વ સમર્પી દેવાની એક અબળા જેટલી ઉદારતા ઉદાર કહેવાતા પુરુષનાં કદાપિ હોઇ શકતીજ નથી!"

"એ તો એક નિર્વિવાદ સત્ય છે કે, આજકાલના આર્યાવર્ત્તમાં જે દેવમંદિરો, ધર્માધ્યક્ષો અને રસકળાભિજ્ઞ પુરુષો આનંદથી પોતાના અસ્તિત્વને ટકાવતા અને મોજમજા કરતા આપણા જોવામાં આવે છે, તે કેવળ આપણા હિન્દુસમાજની પ્રેમમૂર્ત્તિ અને રસિકા રમણીઓની પ્રેમમયતા તથા ઉદારતાનું જ પરિણામ છે!" આટલી

વારસુધી મૌનનું અવલંબન કરીને બેઠેલી નવયૌવના ગુલાબે મૌનનો ભંગ કરીને અત્યંત માર્મિક ઉદ્‌ગાર કાઢયો,

"અમો પણ ધનાઢ્ય હિન્દુ અબળાઓ હોવાથી અમારા વિશે તમારા આવા ઉચ્ચ અભિપ્રાયને જોઇને અમારા અંતઃકરણમાં આનંદ થાય, એ સ્વાભાવિક જ છે!" ભાગીરથીએ એમ કહીને વિષયાંતર કરવાના ઉદ્દેશથી પૂછયું કે: "પણ આવતી કાલે તમારી કંપનીનું કયું નાટક થવાનું છે વારૂ ?"

"આવતી કાલે અમારી નાટક મંડળી 'પ્રેમપીયૂષ' નામક નવીન નાટક પ્રથમવારજ રંગભૂમિપર રજૂ કરવાની છે અને તેની ટિકિટો પણ ખલાસ થઇ ગઇ છે." વેણીશંકરે ઉત્તર આપ્યું.

"ટિકિટો ખલાસ થઇ ગઇ હોય, તો પછી અમારી ઇચ્છા થાય તો અમારાથી તમારૂં નવું નાટક જોવાને કેવી રીતે આવી શકાય ?" સુનન્દાએ નાટક જોવાની ઇચ્છા દર્શાવી.

"જો તમારી નાટક જોવાની ઇચ્છા હશે, તો હું તમારા માટે બે ચાર ટિકિટોની વ્યવસ્થા કરી આપીશ." વેણીશંકરે કહ્યું.

સુનન્દાએ ભાગીરથીને પૂછયું કે: "કેમ ત્યારે ભાગીરથી બહેન, આવતી કાલે નવીન નાટક જોવાને ચાલીશું ?"

એનું ઉત્તર આપતાં ભાગીરથી ભગ્ન હૃદયથી કહેવા લાગી કે: "સુનન્દા બહેન, તમારૂં વૈધવ્ય જીર્ણ થએલું હોવાથી જો તમો નાટકમાં જાઓ, તો બહુધા કોઇ આંગળી ચીંધે તેમ નથી; પણ મને રંડાયાને તો હજી અલ્પ સમય થએલો હોવાથી હું દિવસે અમસ્તી બહાર નીકળું છું તોય કેટલીક નવરી રાંડો મારી નિન્દા કર્યા કરે છે, તો પછી હું નાટક જોવાને જાઉં, એટલે તેઓ મારી કૂથળી કરવામાં બાકી જ શું રાખે વારૂ ? આ હિન્દુસંસારમાં બહુ વિચારી વિચારીને જ પગલાં ભરવાં પડે છે અને તે કારણથી આવતી કાલે

તો મારાથી નાટક જોવા આવી શકાય તેમ છે જ નહિ: ગુલાબની ઇચ્છા હોય, તો તે ભલે આવે; કારણ કે, ગુલાબમાટે એવો કશો પ્રતિબંધ નડે તેમ નથી."

સુનન્દાએ ભાગીરથીના કથનનો પ્રતિવાદ ન કરતાં પોતાના પોલકાના ખીસામાંથી પાંચ રૂપિયાની નોટ કાઢીને વેણીશંકરના હાથમાં આપતાં કહ્યું કે: "લ્યો ત્યારે મહાશય, આ પાંચ રૂપિયા અને ઑર્ચેસ્ટ્રાની બે ટિકિટો વચલા નંબરની અમને આવતી કાલે સાંઝ સુધીમાં પહોંચાડી દેજો; બે ટિકિટના ચાર રૂપિયા થશે અને એક રૂપિયો તમને ગાડી ભાડામાટે આપવામાં આવે છે. ટિકિટો કૃપા કરીને મારા બંગલે પહોંચાડશો; કારણ કે, આવતી કાલે હું અહીં આવવાની નથી."

વેણીશંકરે પાંચ રૂપિયાનો અસ્વીકાર કરીને સભ્યતાને દર્શાવવામાટે કહ્યું કે: "શ્રીમતી, આ પાંચ રૂપિયા આપવાની કશી પણ આવશ્યકતા નથી; કારણ કે, આપ જેવાં સ્ત્રીજનો સાથે પરિચય હશે, તો કોઇવાર અમને પાંચને બદલે પચાસનો લાભ મળશે. હું પહેલી લાઇનની વચલા નંબરની ત્રણ ટિકિટો આવતી કાલે બપોર પછી ત્રણ વાગતાં સુધીમાં આપના બંગલે આવીને આપી જઇશ; કૃપા કરીને આપનું ઍડ્રેસ આપશો?"

સુનન્દાએ રૂપિયા લેવામાટેનો અધિક આગ્રહ ન કર્યો અને વેણીશંકરને પોતાનું ઍડ્રેસ આપી ગુલાબને ઉદ્દેશીને કહ્યું કે: "ત્યારે ગુલાબ બહેન, હું આવતી કાલે રાતે બરાબર સાડા આઠ કે પોણા નવ વાગે ગાડી લઇને અહીં આવીશ એટલે તે વેળાએ નાટકમાં જવામાટે તમો તૈયાર થઇ રહેજો. વળતાં હું તમને પાછી અહીં મૂકતી જઇશ, એટલે તમારે એકલાં નહિ આવવું પડે"

"હું બરાબર સાડા આઠ વાગે તૈયાર થઇ રહીશ." ગુ-

લાએ કહ્યું.

એ પછી થોડીવારમાં જ સુનન્દા ત્યાંથી ઠી અને નીચે ઉભેલી પોતાની ગાડીમાં બેસીને પોતાના ગૃહપ્રતિ જવાને પ્રયાણ કરી ગઇ. તેના જવા પછી ભાગીરથીએ વેણીશંકરને સંબોધીને કહ્યુ કે: " વેણીશંકર, તમારી સાથે મારો વિશેષ પરિચય ન હોવા છતાં મેં તમને મારા ગૃહમાં શા કારણથી બોલાવ્યા છે, એ વિશે તમારા મનમાં અવશ્ય વિચાર થયા કરતો હશે, એટલે હવે હું તે કારણ તમને જણાવીશ. આટલીવાર સુનન્દાબાઇ બેઠાં હતાં એટલે મારાથી મુદ્દાની વાત કાઢી શકાઇ નહિ; કારણ કે, હું જે કાર્ય તમારા હાથમાં સોંપવા માગું છું, તે એક અત્યંત કોમળ અને જોખમ ભરેલું કાર્ય હોવાથી તે વિશેનો સળસળાટ અત્યારે આપણે જે ચાર જણ અહીં હાજર છીએ તેમના વિના કોઇ પંચમ વ્યક્તિના કાને જવો ન જ જોઇએ, એવી મારી તમને તથા બળદેવને સખ્ત ભલામણ છે."

" એ વિશેની તમારે લેશ માત્ર પણ ચિન્તા રાખવી નહિ." વેણીશંકર બોલ્યો.

" કદાચિત્ અમારા પ્રાણ જવાનો પ્રસંગ આવશે, તો પણ અમારા મુખમાંથી આ ગુપ્ત વાર્ત્તા બહાર નીકળવાની નથી, એ વિશેનો દૃઢ નિશ્વાસ રાખશો. " બળદેવે પણ વેણીશંકરના કથનને પુષ્ટિ આપી.

ભાગીરથીએ પોતાની મનોગત ભાવનાને દર્શાવતાં કહ્યું કે: " વેણીશંકર, તમો નાટકમાંના એક કુશળ નટરાજ છો, સ્વરૂપ-સુન્દર છો અને તે સાથે તમારી બોલવાની છટા તથા વાણી પણ અત્યન્ત મધુર હોવાથી જાણે એ સર્વ સાધનો ઇશ્વરે તમોને પ્રેમપિપાસુ પ્રમદાઓનાં અંતઃકરણને મુગ્ધ કરવા તથા હરી લેવા-માટે જ આપ્યાં હોયની! એવો જ મને તો ભાસ થયા કરે છે.

છતાં આપણા ભારતવર્ષમાં ધર્મના ઉન્માદનો એટલી સીમાપર્યન્ત વિસ્તાર થએલો છે કે, તે ધર્મોન્માદને વશ થઇને કેટલીક સાધનસંપન્ન તથા સુંદરી વિધવાઓ તમારા જેવા પુરુષના અરે પ્રતિકામદેવના સૌન્દર્યમાં પણ મુગ્ધ થતી નથી; એટલું જ નહિ, પણ જો કોઇ વિધવા આવા પુરુષના પ્રેમસરોવરમાં નિમજ્જન કરતી તેમના જોવા કે જાણવામાં આવે છે, તો તેની તે ધર્મોન્માદિની વિધવાઓ ભયંકર નિર્ભત્સના કરવાને તૈયાર થઇ જાય છે અને નિન્દાના યોગે તેને આત્મહત્યા કરીને મરી જવાની અણીપર લાવી મૂકે છે ! એવી જ એક અત્યન્ત ધનાઢ્ય રૂપસુંદરી પરંતુ ધર્મોન્માદિની વિધવાએ આજે મારૂં ભયંકર અપમાન કરેલું હોવાથી તેની પાસેથી મારા એ અપમાનનો સંપૂર્ણ બદલો લેવાની મારા અંતઃકરણમાં પ્રબળ વાસના જાગી છે અને તે કાર્યમાં હું તમને જ મારા શસ્ત્ર તરીકે યોજવા ઇચ્છું છું. તો કહો કે, તે કાર્યની નિર્વિઘ્ન સમાપ્તિના ભારને તમારાથી તમારા માથાપર ઉપાડી શકાશે ? ”

“ પરંતુ એ બદલો કેવી રીતે લેવાનો છે અને એ કાર્યની નિર્વિઘ્ન સમાપ્તિ કેવા પ્રકારે કરવાની છે, તે જ્યાં સૂધી મારા જાણવામાં ન આવે, ત્યાં સૂધી આનું મારાથી શું યથાર્થ ઉત્તર આપી શકાય ? વૈરનો બદલો અનેક પ્રકારે લેવાતો હોવાથી પ્રથમ તો તે પ્રકાર જાણવામાં આવવો જોઇએ; કારણ કે, વૈરના ભિન્ન ભિન્ન પ્રકારના બદલામાટે ભિન્ન ભિન્ન પ્રકારના લોકોની આવશ્યકતા હોય છે અને તેથી તમો જેવા પ્રકારે તમારા વૈરનો બદલો લેવા માગો છો, તે પ્રકારને અનુકૂળ થાય, તેવી મારી યોગ્યતા છે કે નહિ, એ વિશેનો વિચાર મારે અવશ્ય કરવો જ જોઇએ; કારણ કે, નહિ તો પ્રયત્ન નિષ્ફળ નીવડવાનો જ સંભવ રહે, એ સ્વાભાવિક છે. ” વેણીશંકરે બુદ્ધિની તીક્ષ્ણતાનો પરિચય કરાવ્યો.

"તમારા બોલવાના આશયને હું સારી રીતે સમજું છું; તમારે ભયભીત થવાનું કાંઇ પણ કારણ નથી; કારણ કે આ વૈરનો બદલો મારે ખૂન ખરાબાથી લેવાનો નથી, કિન્તુ ભ્રષ્ટતાથી જ લેવાનો છે અને તેમાટે તમારા જેવું અન્ય કોઇ પણ શસ્ત્ર ઉપયોગી થઇ શકે તેમ છે જ નહિ." ભાગીરથીએ વેણીશંકરના ભયનું નિવારણ કર્યું અને તે સાથે વધારામાં જણાવ્યું કે: "જો ખૂન ખરાબાથી આ બદલો લેવાનો હોત, તો તે કાર્ય બળદેવના હાથે કદાચિત્ પાર પડી શકત અને તેથી તમને બોલાવવાની આવશ્યકતા પણ રહેત નહિ."

"ભ્રષ્ટતાથી બદલો લેવાની વાર્ત્તા તો આજે જ મારા સાંભળવામાં આવે છે!" વેણીશંકરે કિંચિત્ આશ્ચર્ય દર્શાવ્યું.

"વેણીશંકર, તમારા રૂપરંગ તથા વર્ત્તનને જોતાં તમો એક વિલાસી પુરુષ છો, એમ કોઇ પણ કહી શકે તેમ છે અને વિલાસી પુરુષ હોવા છતાં બદલો લેવાના આ પ્રકારથી તમો આશ્ચર્યચકિત થાઓ છો, એ તો ખરેખર આશ્ચર્યકારક ઘટના જ કહી શકાય; કારણ કે, પવિત્ર પ્રમદાને પળમાત્રમાં જ ભ્રષ્ટ કરી નાખવાની કળામાં તો વિલાસી પુરુષો સ્વાભાવિક જ નિપુણ હોય છે!" ભાગીરથીએ વેણીશંકરની વિલાસિતાનો ઉલ્લેખ કરીને પોતાના ભાષણમાં આગળ વધીને જણાવ્યું કે: "વેણીશંકર, એ તો આ સૃષ્ટિનો એક નિસર્ગજાત નિયમ જ છે કે, સુંદર સ્ત્રીને જોઇને જેવી રીતે પુરુષનું મન ચંચળ થાય છે તેજ પ્ર ાણે સુંદર પુરુષને જોવાથી સ્ત્રીની ચિત્તવૃત્તિ પણ ચંચળા થઇ જાય છે; પરંતુ સતત સમાગમના અભાવે સ્ત્રી કિંવા પુરુષની એ મનોગત વાસના કાર્યના રૂપમાં પરિણિત થઇ શકતી નથી અને જો સતત સમાગમનો યોગ મળી જાય છે, તો વિકારતૃપ્તિની લાલસા અનિવાર્ય થવાથી સ્ત્રી તથા પુરુષની એ વિકારવાસના તત્કાળ વ્યવહારના સ્વરૂપને ધારણ કરી શકે છે; આ

કારણથી મારો તમને તે વિધવાના સતત સમાગમમાં લાવવાનો અને તમારા સૌન્દર્યથી તેના ચિત્તને ચળાવવાનો મનોભાવ છે; કારણ કે, જો તે તમારા પ્રેમપાશમાં પડીને પોતાના વૈધવ્યધર્મથી ભ્રષ્ટ થશે, તો એક કાંકરે બે પક્ષીઓ મરશે; એટલે કે, મારી આગળ તેનું મસ્તક અવનત થવાથી મારા વૈરનો બદલો વળી રહેશે અને તમારા જાળમાં સોનાની ચલ્લી સપડાયા જેવું થતાં તમને ભોગવિલસ સાથે ધનની પણ ઘણી જ સારી પ્રાપ્તિ થશે! પરન્તુ આ કાર્યમાં વિજયની પ્રાપ્તિનો સવ આધાર કેવળ તમારા ચાતુર્ય તથા કૌશલ્યપર જ રહેલો છે, એ નવેસરથી મારે તમને જણાવવાની આવશ્યકતા નથી.”

અત્યારસૂધી વેણીશંકરની એવી જ ધારણા હતી કે, ભાગીરથી કિંવા ગુલાબે જ તેને પોતાના પ્રેમપુષ્પનો રસભોગી ભ્રમર બનાવવામાટે બોલાવેલો હોવો જોઇએ અને તેથી તે તો જે સમય જતો હતો તેમાં એ બેમાંની એક અબળાના પ્રેમપીયૂષના પાનથી તૃપ્ત થવાની આશાના મનોરાજ્યમાં અટવાયા કરતો હતો; પરન્તુ ભાગીરથીના ઉપર્યુક્ત ભાષણના શ્રવણથી તેની તે આશાનો અસ્ત થઇ ગયો અને તેથી તે એક પ્રકારના ગંભીર વિચારમાં પડી ગયો. તેને આવી રીતે વિચારમાં પડી ગએલો જોઇને ભાગીરથીએ પૂછ્યું કે: “કેમ વેણીશંકર, કાંઇ બોલતા નથી, જિહ્વાને બોલતા નથી? મને લાગે છે કે મારા ભાષણનું શ્રવણ કરીને તમે કોઇ એક ગભીર વિચારમાં પડી ગયા છો; કારણકે, તમારામાં આ કાર્યમાં વિજય મેળવવાનો જોઇએ તેટલી શક્તિ નથી. રંગભૂમિપરની સ્ત્રૈણતા અહીં પણ તમારી પૂઠે પડેલી દેખાય છે અને તેથી જ વીરતાને સ્વીકારતાં તમને આટલો બધો સંકોચ થાય છે.”

“શ્રીમતી, જો કોઇએક અનુરાગવતી અબળા પોતાની ઇચ્છા-

થીજ આપણા પ્રેમની યાચના કરવામાટે આવે અને તેની સાથે સ્નેહ-સંબંધ થાય, તો તે એક જૂદી વાત છે; અને એક પવિત્રચરિત્રા સુંદરીને આપણે બળાત્કારે મોહના માર્ગમાં વાળીને તેના યૌવનવનના વિહારી માળી થઇ જઇએ, તે એક જૂદા પ્રકારનું કાર્ય છે. પ્રથમના પ્રસંગમાં ભય કિંવા નિરાશાનો અંશ માત્ર પણ હોતો નથી તેમ જ તેમાં કોઇ પણ પ્રકારનો પરિશ્રમ પણ કરવો પડતો નથી; અને દ્વિતાય પ્રકારના પ્રસંગમાં ભીતિ તથા નિરાશાનો ભંડાર ભરેલો હોય છે તેમ જ અગાધ પરિશ્રમ કરવા છતાં પણ કાર્યની સંપૂર્ણ સફળતા થશે કે નહિ, એવી ડગલેને પગલે ભીતિ રહ્યા કરે છે. અમો કેટલાંક નાટકો ભજવીએ છીએ તેમાં એવા અનેક પ્રસંગો આવે છે કે, સતી સ્ત્રીને ભ્રષ્ટતાના માર્ગમાં વાળવાનો અમુક પુરુષનો પ્રચંડ પ્રયત્ન હોવા છતાં તે હઠીલી સતી પ્રાણ આપીને પણ પોતાના સતીત્વને બચાવે છે; એટલું જ નહિ, પણ કેટલીકવાર તો પોતાના સતીત્વને હરવા ઇચ્છનાર પુરુષના પ્રાણનો જ નાશ કરી બતાવે છે! આ સર્વ કારણોથી આ કાર્યમાં મને વિજયની પ્રાપ્તિ સાથે વિલાસ-ભોગ તથા ધનની પણ પ્રાપ્તિ થશે કે મારા શિર પર કોઇ નવીન સંકટ આવી પડશે, એ વિશે મારા મનમાં ભયંકર શંકા રહ્યા કરે છે અને તે શંકા મને આ કાર્યમાં આગળ વધવાની ના પાડે છે. હું અહીં તાત્કાળિક લાભની આશાથી આવેલો હોવાથી આ અનિશ્ચિત ભાવિ લાભની આશા મને ભયંકર અને નિરાશારૂપ જ દેખાય છે." વેણીશંકરે પોતાના આંતરિક ભાવોને યથાર્થ સ્વરૂપમાં વ્યક્ત કરી બતાવ્યા.

વેણીશંકરની આવી ભીરુતાના સાક્ષાત્કારથી ભાગીરથીના મુખમાં હાસ્યનો આવિર્ભાવ થયો અને તેથી તે હાસ્ય કરીને કહેવા લાગી કે: "વેણી, આ કાર્યના ક્ષેત્રમાં આગળ વધતાં તમારે લેશ

માત્ર પણ ભયભીત થવાનું નથી; કારણકે, તમારે તો માત્ર તે વિધવાના ગૃહમાં નિત્ય જવા આવવાનો અધિકાર પ્રાપ્ત કરીને દૂરથી જ તેના અંતરમાં વિકારવાસનાને જાગ્રત કરવાની ગુપ્ત ચેષ્ટાઓ કરવાની છે અને જો તે પોતાના મુખથી જ તમારા પ્રેમની યાચના કરે, તો જ પ્રેમના પંથમાં આગળ વધવાનું છે; કાંઇ બળાત્કાર કરીને તમારે પોતાના પ્રાણને ભયમાં નાખવાના નથી, તો પછી આટલા બધા ભયને ધારણ કરવાનું શું કારણ છે વારુ? આ કાર્યમાં તમારા સમયનો જે ભોગ અપાશે અને તમારે જે પરિશ્રમ ભોગવવો પડશે, તેના બદલામાં હું તમને નાણાંની માગી જેવી રકમ આપીશ એટલે એ તમને મળનારો તાત્કાલિક લાભ નથી કે શું? ધનના સહાયતાથી અન્યત્ર ભોગવિલાસની પ્રાપ્તિ નથી કરી શકાતી કે શું? અર્થાત્ ભીરુતાને ત્યાગો અને નિર્ભયતાને ધારી વીરતાથી આ કાર્યના ક્ષેત્રમાં આગળ વધો !"

"ઠીક છે, આપનો જ્યારે આટલો બધો આગ્રહ છે, તો હું આ કાર્યના ક્ષેત્રમાં આગળ વધીશ અને વિજયી થવાનો યથાસાધ્ય પ્રયત્ન કરીશ; પરંતુ તે ધનાઢ્ય વિધવાના સદનમાં મારો પ્રવેશ કેવી રીતે થઇ શકશે અને તેની સાથે મારો પ્રથમ પરિચય કોણ કરાવશે?" વેણીશંકરે કાંઇક ઉત્સાહનાં ચિન્હો દર્શાવ્યાં.

" આ તમારા મિત્ર બળદેવના પ્રયત્નથી તે ધનાઢ્ય વિધવાના ગૃહમાં તમારો પ્રવેશ થશે અને એ જ તેના સાથે તમારો પ્રથમ પરિચય કરાવી આપશે. હવે તેના ગૃહમાં તમારો પ્રવેશ કેવી રીતે કરાવવો અને તમને તેના સાથે કેવી રીતે પરિચિત કરવા, એ વિશેનો માર્ગ હું વિચાર કરીને બળદેવને બતાવી દઇશ એટલે બળદેવ જ્યારે કહે ત્યારે તમો તેની સાથે ત્યાં જજો અને તમારા પ્રયત્નજાળને વિસ્તારજો. હું બે ત્રણ દિવસ પછી તમને બોલાવીશ અને તમને થોડા

ઘણા પૈસા પણ આપીશ." ભાગીરથીએ તેના ઉત્સાહની વૃદ્ધિનો યથાસાધ્ય યત્ન કરી બતાવ્યો.

"પરન્તુ આપ કહો છો, તે વિધવાને હું ઓળખતો ન હોવાથી મારાથી આ વેણીશંકરનો તેના ગૃહમાં કેવી રીતે પ્રવેશ કરાવી શકાશે અને એ બન્નેના પરસ્પર પરિચયની ઘટના કેવી રીતે ઘટાવી શકાશે, એ હું સમજી શકતો નથી." બળદેવે પોતાની મુંઝવણનો પ્રકાશ કરી બતાવ્યો.

"તે વિધવા અન્ય કોઇ નહિ, પણ તમે જે શારદાના પુત્રને ભણાવવામાટે જાઓ છો, તે શારદાની તરુણી તથા સ્વરૂપસુંદરી ઓરમાન માતા સુભદ્રાજ છે!" ભાગીરથીએ તે વિધવાના નામનો સ્પષ્ટ નિર્દેશ કરી સંભળાવ્યો.

બળદેવની શંકાનું નિરસન થઇ જવાથી તે વધારે કાંઇ બોલ્યો નહિ અને આજના વાર્ત્તાલાપ પ્રસંગની બહુધા સમાપ્તિ થએલી હોવાથી વેણીશંકરે જવાની ઇચ્છા દર્શાવી, પરન્તુ તેને આગ્રહપૂર્વક બેસવાનું કહીને ભાગીરથીએ બળદેવને 'પિક્-મી-અપ, આઇસ્ તથા પાન આદિ લાવવાની આજ્ઞા કરી અને તેના હાથમાં એક રૂપિયો આપી દીધો. બળદેવના ગયા પછી ભાગીરથીએ ગુલાબને એમ કહીને બહાર મોકલી કે: "ગુલાબ, બળદેવને આવતાં લગભગ અડધો કલાક થશે અને એટલામાં મારે વેણીશંકર સાથે જે ગુપ્ત વાર્ત્તાલાપ કરવાનો છે તે આનંદથી કરી લેવાશે; છતાં પણ તું જરા બહારનાઓરડામાં બેસજે અને મારી આજ્ઞા વિના કોઇને અહીં આવવા દઇશ નહિ તેમજ મારા બોલાવ્યા વિના તું પોતે પણ આવીશ નહિ."

"જેવી આજ્ઞા, આ ચાલી!" એમ કહી મુખને કિંચિત્ વક્ર કરીને ગુલાબ બહારના ઓરડામાં જવામાટે ચાલી ગઇ.

અંદરના ઓરડામાં હવે ભાગીરથી તથા વેણીશંકર વિના

તૃતીય કોઇપણ વ્યક્તિ રહી નહિ; એટલે એ એકાન્તનો લાભ લઇને ભાગીરથીએ વેણીશંકરને સંબોધીને કહ્યું કે:—"વેણીશંકર, તમારા આજે અહીં આવવાથી તમને જે એક બીજો તાત્કાલિક લાભ થયો છે, તે તમારા ધ્યાનમાં છે ખરો કે કેમ ?"

"ના, મને એની કશી પણ કલ્પના છે જ નહિ." વેણીશંકરે નિષ્કપટ હૃદયથી ઉત્તર આપ્યું.

"તમને એની કલ્પના ન હોય, તો મારી વાર્ત્તાને ધ્યાનપૂર્વક સાંભળી લ્યો:" એમ કહીને ભાગીરથી તે લાભનો સ્ફોટ કરતી કહેવા લાગી કે: "વેણીશંકર, સુનન્દાબાઇએ ટિકિટ લાવી આપવાના નિમિત્તથી આવતી કાલે તમને પોતાના બંગલામાં બોલાવ્યા છે, તેનો કાંઇક બીજો જ હેતુ હોવો જોઇએ, એવી મારી ધારણા છે; કારણ કે, સુનન્દા એક સ્વચ્છંદ તથા સ્વતંત્ર ધનાઢ્ય વિધવા હોવા સાથે વિલાસિની વનિતા છે અને તેથી જો તમારા સૌન્દર્યમાં તેનું મન મુગ્ધ થયું હોય તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ પણ નથી. જો મારી ધારણા સત્ય નીવડશે, તો ભોગવિલાસ સાથે લક્ષ્મીનો ભંડાર પણ તમારા માટે તૈયાર છે, વિલાસચોપટની બાજીમાં તમારા પાસા પોબાર છે !"

"જો એ લાભ મને આપની ધારણા પ્રમાણે મળી જાય, તો એ લાભ મળવાનો આરંભ આપના ગૃહમાં થએલો હોવાથી એ પણ આપનો જ મારાપર આભાર છે." વેણીશંકરે ઢળેલાં નયનોથી કટાક્ષપાત કરીને કૃતજ્ઞતા દર્શાવી.

"આમ મુખથી આભાર માનવાની આવશ્યકતા નથી; કારણ કે, વચનમાં અને કૃતિમાં બહુ જ ભેદ રહેલો હોય છે. જો વિધવા સુભદ્રાને તમારા સ્નેહના રંગથી રંગીને તેના ગર્વથી ઉન્નત થએલા મસ્તકને મારાં ચરણોમાં નમાવવાના પ્રસંગને તમે લાવી બતાવશો, તોજ હું જાણીશ કે ×  માટે તમારા મનમાં ખરી લાગણી છે અને જે

વેળાયે મારો તે ઇચ્છિત અવસર મારાં નેત્રો સમક્ષ આવીને ઉભો રહેશે, તે વેળાથી મારી ગુલાબના પ્રેમરસને પીવાનો પણ તમારો અધિકાર થશે, એમાટેનું હું તમને વચન આપું છું!" ભયંકર ભાગીરથીએ વેણીશંકરને વળી એક નવીન અનિવાર્ય લોભના જાળમાં સપડાવવાનો પ્રયત્ન કર્યો.

"આપની જ્યારે મારાપર આટલી બધી કૃપા છે, તો આપના કાર્યની સિદ્ધિમાટે હું મારા પ્રાણની આહુતિ આપવાને પણ તૈયાર રહીશ!" વેણીશંકરે લોભના જાળમાં સંપૂર્ણ સપડાઇને પોતાના એ પ્રમાણેના નિશ્ચયને વ્યક્ત કરી બતાવ્યો.

ભાગીરથીએ ગુલાબને બોલાવી અને તે હજી તો અંદરના ઓરડામાં આવતી હતી, એટલામાં તો બળદેવ પણ પિક–મી–અપની બાટલીઓ તથા બરફ લઇને આવી પહોંચ્યો. ગુલાબે ગ્લાસ કાઢી આપ્યા અને પિક–મી–અપ પીવા પછી વેણીશંકર તથા બળદેવ ત્યાંથી વિદાય થઇ ગયા. ગુલાબે બહારના ઓરડામાં વચલા ઓરડાના દરવાજા પાસે ઊભાં રહીને ભાગીરથીના વેણીશંકરસાથેના ગુપ્ત વાર્તાલાપને સાંભળી લીધો હતો એટલે વેણીશંકર તથા બળદેવના જવા પછી તે પોતાની માતાને ઉદ્દેશીને કહેવા લાગી કેઃ—

"મા, આજે મારા મનમાં એક એવો પ્રશ્ન ઉદ્ભવ્યો છે કે મનુષ્યનો પ્રમાદ થાય છે અને અમુક વિષયમાં પરમેશ્વરનો પ્રમાદ નથી થતો કે શું?"

"સર્વજ્ઞ તથા સર્વસાક્ષી પરમેશ્વરનો પ્રમાદ થવાની કલ્પના કરવી એ પણ એક મહાભયંકર તથા ઘોરતમ પાપ છે!" ભાગીરથીએ ઉત્તર આપ્યું.

"તારી આ ધારણા અથવા તારૂં આ વિધાન સર્વથા પ્રમાદમૂલક છે; કારણ કે," આમ કહીને ગુલાબે પરમેશ્વરના પ્રમાદને સિદ્ધ

કરતાં જણાવ્યું કે: "મા, તું એક કુલીન તથા ઉચ્ચ જાતિની આર્ય અબળા હોવા છતાં તને પરમેશ્વરે એક નિર્દય રાક્ષસ કરતાં પણ અધિક નિર્દય અને ભયાનક હૃદય આપીને તારામાં પુરુષોને પણ લજાવનારી ક્રૂરતાને આટલી સીમા પર્યન્ત ભરી દીધી છે, એ શું પરમેશ્વરનો પ્રમાદ નથી? તેમજ આ વેણીશંકરને બ્રાહ્મણકુળમાં અવતાર આપવા સાથે અલૌકિક સૌન્દર્ય આપવાની ઉદારતા બતાવવા છતાં પરમેશ્વરે તેનામાં સદ્‌ગુણ તથા નીતિધર્મ આદિનાં તત્ત્વોને બદલે વ્યભિચાર આદિ નિંદ્ય ગુણોનો જ ભંડાર ભરી દીધો છે, એ પણ શું પરમેશ્વરનો પ્રમાદ નથી?"

એના ઉત્તરમાં ભાગીરથીએ જણાવ્યું કે: "ગુલાબ, આવાં તાત્ત્વિક વિચારોને અંતઃકરણમાં સ્થાન આપવાનો તારો અત્યારનો સમય નથી; કારણ કે, અદ્યાપિ તારે સંસારનાં સર્વ સુખો ભોગવવાનાં છે; એટલામાટે જ્યારે સંસારનાં સર્વ સુખોને ભોગવીને તારૂં મન ધરાઇ જાય અને સુખોનો કંટાળો આવવા માંડે, તે વેળાયે વૃદ્ધાવસ્થામાં આવી વિરક્તિની ઉપાસિકા થજે એટલે તેથી તારો પરલોક પણ સુધરશે અને આ લોકમાં તું ભક્તાણીના નામથી પંકાઇશ!"

ગુલાબ વધારે બોલી નહિ; પણ એ તો આપણે સ્વીકારવું જ જોઇએ કે, પરમેશ્વરના પ્રમાદ વિશે ગુલાબના ઉદ્‌ગારો સત્ય જ હતા; કારણ કે, કેટલાક કવિજનોએ પણ જ્યારે પરમેશ્વરના પ્રમાદોનો પોતાની કવિતાઓમાં ઉલ્લેખ કરેલો છે, તો પછી ગુલાબને તેના એ ઉદ્‌ગારમાટે આપણે દૂષિત કેવી રીતે ગણી શકીએ વારૂ? પરમેશ્વરે કોકિલને અલૌકિક કંઠમાધુર્ય આપવા સાથે કૃષ્ણ વર્ણ આપ્યો છે, બકને શુભ્ર તથા સુંદર શરીર આપ્યું છે તો તેથી વિપરીત તેના હૃદયને મલિન કરી નાખ્યું છે, અમૃતધારાને વર્ષાવનાર ચંદ્રમાના મુખમંડળમાં શશકલંકની સ્થાપના કરી દીધી છે; સોમલને

શ્વેત કરવા છતાં તેમાં પ્રાણહારક ગુણનો આરોપ કરેલો છે; અને પ્રાણદાયક ઔષધિઓમાં વિષ સમાન કટુ સ્વાદનો સમાવેશ કર્યો છે; એ સર્વ પરમેશ્વરના પ્રમાદો નહિ તો બીજું શું છે વારુ ? પરંતુ એને પરમેશ્વના પ્રમાદ તરીકે સ્વીકારવામાં આવે, તોય પરમેશ્વરના એ પ્રમાદમાં પણ કેટલીક વાર સંસારના કલ્યાણનો અદ્ભુત મર્મ સમાયલો આપણા જોવા તથા અનુભવવામાં આવ્યા કરે છે અને તેથી અંતે તો એવા નિશ્ચયપર જ આવવું પડે છે કે, પરમાત્માએ આ વિશ્વની જે કાંઇ પણ વ્યવસ્થા કરી છે અને તે જે કાંઇ પણ વ્યવસ્થા કરે છે, તે યથાર્થ જ છે એટલે કે, જો કાંઇ પણ પ્રમાદ થાય, તો તે કેવળ આપણી ક્ષુદ્ર માનવજાતિનો જ છે અને એ તત્ત્વનો આ વાર્તામાં સ્થળે સ્થળે વાંચકોને સાક્ષાત્કાર થતો હોવાથી એ સર્વમાન્ય તથા નિર્વિવાદ તત્ત્વના નવીન સ્પષ્ટીકરણની આવશ્યકતા છે જ નહિ. અસ્તુઃ હવે આપણે આપણી નવલકથાના અનુસંધાનમાં આગળ વધીશું.

---

## પ્રકરણ ૧૩ મું
## લેડી ઊર્મિલા

---

ગત પ્રકરણમાં વર્ણવેલી ઘટનાને બીજે દિવસે સર વલ્લભદાસ વિલાયતીની ધર્મપત્ની લેડી ઊર્મિલા એક અપટુડેટ ફેશનમાં રહેનારી સુધરેલી હિન્દુ સ્ત્રીને છાજતાં ફૅશનેબલ્ વસ્ત્રાલંકાર તથા ચશ્મા બૂટ આદિ ધારણ કરીને ત્રણ વાગ્યાના શુમારે પોતાના બંગલામાંના ઉપરના ડ્રૉઇંગરૂમમાં એક રૉકિંગ્ ચેઅરમાં 'Malthus on The Principles of Population' નામક એક અંગ્રેજી પુસ્તકના પરિ-

શીલનયુક્ત વાંચનમાં નિમગ્ન થયેલી હતી; એવામાં અચાનક તેના અનુચરના આવવાથી તેની એ તલ્લીનતાનો ભંગ થયો અને તેણે અનુચરને પૂછ્યુ કેઃ " કેમરે, શામાટે અત્યારે બોલાવ્યા વિના અહીં આવ્યો છે ? "

" માઇ ગુડ લેડી, જો આપને ફુરસદ હોય, તો આપના હસ્બંડ આપની સાથે કાંઇ ખાનગી વાત કરવામાટે અત્યારે અહીં આવવા માગે છે ? "

લેડી ઊર્મિલાએ પોતાની રિસ્ટ વૉચમાં ટાઇમ જોઇને ઉત્તર આપ્યું કેઃ—" વેરી વેલ, મારી પાસે હજી એક કલાકનો ટાઇમ છે અને તેથી તેમને અહીં આવવાની આજ્ઞા આપવામાં આવે છે. "

" ઑલ રાઇટ, જેવી આજ્ઞા ! " કહીને અનુચર હૅમ્લી ત્યાંથી ચાલતો થયો; કારણ કે, એ અનુચર આપણો પૂર્વપરિચિત હૅમ્લી જ હતો.

હૅમ્લીના જવા પછી ઊર્મિલા પોતાના મનમા વિચારવા લાગી કે; " અત્યારે તે વળી પ્રાઇવેટ વાત તે શી કરવાની હશે !...... ..........." તે વિચારના પ્રદેશમાં આગળ વધતી હતી, એટલામાં તો સર વિલાયતીનો ડ્રૉઇંગ રૂમમાં પ્રવેશ થવાથી તેના વિચારનો પ્રવાહ એટલેથીજ અટકી ગયો. સર વિલાયતીએ આવતાંની સાથેજ વિલાયતી સભ્યતાના નિયમને અનુસરીને પૂછ્યું કેઃ " હાઉ ડૂ યૂ ડૂ, લેડી ઊર્મિલા ? "

પરંતુ એ સભ્યતાનું ઉત્તર સભ્યતાથી આપવાને બદલે લેડી ઊર્મિલાએ એક જંગલી સ્ત્રી કરતાં પણ અધિક અસભ્યતા દર્શાવીને કહ્યું કેઃ " આ એટીકેટને અત્યારે ખૂંટીએ ભેરવો અને જે કાંઇ બકવું હોય તે ઇમીડિએટલી બકી નાખો; કારણ કે, આપની સાથે લાંબી લાંબી વાતો કરવા જેટલી હાલ તરત મને જરા પણ ફુરસદ નથી. "

" કેમ, એટલી બધી ઉતાવળથી ક્યાં પધારવાનું છે ?" સર વિલાયતીએ ચશ્માની ફ્રેમને સાફ કરવામાટે રૂમાલથી લૂછતાં એ પ્રમાણેનો સવાલ પૂછ્યો.

" ઓહ્-યૂ ઇડિયટ્ ! અત્યારે હું ક્યાં પધારવાની છું, એની પણ તમને ખબર નથી ?" લેડી ઊર્મિલાએ આશ્ચર્ય દર્શાવીને મુખમાંથી પુષ્પોની વૃષ્ટિ વર્ષાવવાનો આરંભ કર્યો: " આજે પાંચ વાગે ધોબી તળાવપરના ફ્રેમજી કાવસજી ઇન્સ્ટીટ્યૂશન્ હૉલમાં 'પ્રજાવૃદ્ધિને અટકાવવાની આવશ્યકતા' વિશે પેલી અમેરિકન્ લેડી પોલિન્ કેસ્લરનું લેક્ચર થવાનું છે અને તે ભાષણ ખાસ લેડીઓમાટે હોવાથી અધ્યક્ષાના પદે મારે વિરાજવાનું છે; એ તમે નથી જાણતા કે શું ?"

" ઓહ્ આઇ બેગ્ યૉર્ પાર્ડન ! હું તમારી ક્ષમા યાચું છું !" સર વિલાયતીએ સ્ત્રીની ક્ષમા યાચીને બોલવા માંડ્યું: "આ વાત મારા બ્રેનમાંથી બિલ્કુલ જ ગૅપ થઇ ગઇ હતી ! પણ હું એ જાણવા માગું છું કે, આ બધો શો ગોટાળો થવા માંડ્યો છે; તે કાંઇ સમજી શકાતું નથી. ફ્રાન્સમાં પ્રજાવૃદ્ધિનો દિવસે દિવસે ભયંકર ઘટાડો થવાથી ત્યાં પ્રજાની વૃદ્ધિ કરનારાં દંપતીને સારાં સારાં તથા મોટાં મોટાં ઇનામો અપાય છે અને અમેરિકન્ યૅન્કીઝ્‌ને પ્રજાવૃદ્ધિના અવરોધની આવશ્યકતા દેખાય છે, એ તો એક સમસ્યાજ કહી શકાય !. વેરી ડિફિકલ્ટ્ પ્રોબ્લમ્ નો ડાઉટ્ !!"

" અમેરિકન્ યૅન્કીઓને પ્રજાવૃદ્ધિના અવરોધની આવશ્યકતા દેખાય છે, તેનું કારણ એ છે કે," લેડી ઊર્મિલાએ સર વિલાયતીની શંકાના નિરસનનો પ્રારંભ કર્યો: " વારંવાર બાળકોને જન્મ આપવાથી અને સ્તનપાન કરાવવાથી બૈરાંની જવાની, બ્યુટી અને શક્તિનો એટલી સીમાપર્યન્ત નાશ થાય છે કે, ચાર બાળકોની માતા

ત્રીસ વર્ષના વયની હોવા છતાં સાઠ વર્ષની ડોશી મા જેવીજ દેખાય છે! તેમજ વળી પોષણનાં સાધનો જગત્‌માં મર્યાદિત છે અને પ્રજા વધતી જાય છે, તેથી માણસોમાં ભૂખમરો તથા ભૂખમરાથી ભયંકર રોગો ફેલાય છે, એ કારણોથી આજના કાળમાં અમેરિકન્સને પ્રજાવૃદ્ધિનો અવરોધ કરવાની અતિશય આવશ્યકતા જણાય છે!"

"પરન્તુ એવી શક્તિ કોનામાં છે કે જે પ્રજાવૃદ્ધિના એ નૈસર્ગિક નિયમને અટકાવશે?" ડૉક્ટર સર વિલાયતીએ પોતાની ખાનગી વાતને બદલે આ વિવાદના વિષયમાં જ આગળ વધવાના વ્યવસાયને સ્વીકારી લીધો.

"લેડી પૉલિન્ કેસ્લર પ્રખ્યાત ફિલૉસૉફર્ *માલ્થસના સિદ્ધાંતને અનુસરીને પ્રજાવૃદ્ધિના અવરોધમાટેના વ્યવહારિક ઉપાયો તથા ઉપચારોને પણ બતાવશે તેમજ......"

---

*ટૉમસ રોબર્ટ માલ્થસ્ Thomas Robert Malthus નો જન્મ ગિલ્ડફોર્ડમાં ઇ. સ. ૧૭૬૬ માં થયો હતો અને તેનો દેહાંત ઈ સ. ૧૮૩૪ માં થયો હતો. એ એક વિખ્યાત અર્થશાસ્ત્રી અથવા વ્યવહારશાસ્ત્રજ્ઞ હતો અને તેનો રચેલો ઉત્તમગ્રંથ 'An Essay on the Principles of Population' નામથી પ્રખ્યાત છે. તેનો એવો દૃઢ નિશ્ચય થએલો હતો કે, વિશ્વમા માનવ પ્રજાની એટલી બધી અતિવૃદ્ધિ થતી જાય છે કે, જો એ અતિવૃદ્ધિને અટકાવવામાં નાહ આવે, તો અમુક વર્ષ જવા પછી લોકોને ખાનપાનનાં સાધનો મળવાં પણ અશકય થઇ પડશે. આવા પ્રકારના નિશ્ચયપર આવીને તેણે પ્રજાની એ અતિવૃદ્ધિને અટકાવવાની જે પદ્ધતિ પોતાના ગ્રંથદ્વારા લોકો સમક્ષ રજૂ કરી તે પ્રજાની અભિવૃદ્ધિને ઇચ્છનારા જનસમાજને એક ભયંકર આઘાત સમાનજ લાગી હતી. ફ્રાન્સમાં પ્રજાની વૃદ્ધિની જે ભયંકર ન્યૂનતા થવાનો પ્રસંગ આવ્યો, તે માલ્થસના એ સિદ્ધાન્તને અનુસરવાનું જ પરિણામ હતું, એમજ માનવામાં આવે છે.

લેડી ઊર્મિલા આગળ બોલવા જતી હતી, પણ તેને વચ્ચે જ અટકાવીને સર વિલાયતીએ કહ્યું કે: “ બસ, હવે તમારા આ ભાષણને આટલેથી જ અટકાવો; કારણ કે, આવાં નકામાં ટાહેલાં સાંભળવા જેટલી હાલ તરત મને ફુરસદ નથી. ”

સર વિલાયતી તથા લેડી ઊર્મિલાનું આ સંભાષણ ચાલતું હતું એવામાં એ દંપતીના ‘ વડ તેવા ટેટા અને બાપ તેવા કે પછી મા તેવા બેટા ’ વાળી કહેવતને સાર્થક કરી બતાવવાની સંપૂર્ણ યોગ્યતાને ધરાવનારા ચિરંજીવી ચંપકલાલ અથવા તો માસ્ટર સર વલ્લભદાસ વિલાયતીનું અચાનક ત્યાં આગમન થયું અને તેણે આવતાંની સાથે જ પોતાનાં માતાપિતાને સંબોધીને બોલવાની શરૂઆત કરી કે: “વેલ ડીયર પપ્પા ઍન્ડ ડીયર મમ્મા! હું અત્યારે આપ શ્રીમાન્ તથા શ્રીમતીને એક અગત્યની વર્બલ્ નોટિસ આપવામાટે અહીં આવ્યો છું, માટે તે સત્વર સાંભળી લ્યો; કારણ કે, મારો જિમ્ખાનામાં જવાનો ટાઇમ્ થવા આવેલો હોવાથી હાલ તરત વધારે વાર ખોટી થવાની મને ફુરસદ નથી ! ”

“ અત્યારે વળી વર્બલ નોટિસ તું શાની લાવ્યો છે ? ” ઊર્મિલાએ આશ્ચર્ય દર્શાવીને પૂછ્યું.

પોતાની માતાના મુખમાંથી ‘ તું ’ શબ્દનો ઉચ્ચાર થએલો સાંભળતાં જ વિલાયતી એટીકેટના સકંજામાં સપડાયલા ચંપકલાલનો પિત્તો એકદમ ઉછળી આવ્યો અને તેથી તે માતાને ઉદ્દેશીને ગંભીર મુદ્રાથી કહેવા લાગ્યો કે: “સાયલેન્સ, મમ્મા! તમો સારી રીતે અંગ્રેજી ભણેલાં હોવાથી એ તો સારી રીતે જાણો છો કે, અંગ્રેજી એટીકેટના શાસ્ત્રમાં પોતાનાં પુત્ર તથા પુત્રીને બોલાવતી વેળાયે પણ બહુવચનદર્શક ‘યૂ’ શબ્દ અથવા સર્વનામનો જ પ્રયોગ કરવામાં આવે છે અને ગુજરાતીમાં ‘યૂ’નું ભાષાંતર ‘તમે’ થાય

છે; છતાં તમે ગામડી ગુજરાતી ભાષાના 'તું' શબ્દથી મને બોલાવો છો, એથી આપણી સ્વીકૃત ઇંગ્લિશ એટીકેટનો ભંગ થાય છે અને એટીકેટના ભંગ સાથે મારા પોઝીશનનું પણ નિકન્દન નીકળી જાય છે!"

"મારી એ ભૂલમાટે હું તમારી માફી માગું છું!" સુરા માતાએ પ્રાંજલતાથી પોતાના પ્રમાદનો સ્વીકાર કરી લીધો.

"નેવર માઇન્ડ, ટેક કેઅર ઇન ધિ ફ્યૂચર!" ચંપકલાલે એ પ્રમાણેની નમ્રતાયુક્ત સૂચના આપીને પોતાની વર્બલ નોટિસની ડિલીવરી કરતાં જણાવ્યું કે: "મારી વર્બલ નોટિસ એ છે કે, તમે જે કન્યા સાથે મારા લગ્નસંબંધની વ્યવસ્થા કરી છે, તેની સાથે પરણવાનો મારો જરાપણ વિચાર નથી. મારા મૅરેજની બાબતમાં તમારે માથું મારવું જ નહિ; કારણકે, હું મરતાં સુધી બેચેલર્ એટલે કે, કાચા કુંવારા રહેવાના દૃઢ નિશ્ચયપર આવી પહોંચ્યો છું!

"પણ આમ કરવાનું કાંઇ કારણ?" સર વિલાયતીએ આશ્ચર્યથી આંખો ફાડીને પૂછ્યું.

"કારણ એજ કે, લગ્નનો કાયદો માણસનો બનાવેલો છે અને હું નેચર અથવા કુદરતના કાયદાને વધારે પસન્દ કરૂં છું!" ચંપકલાલે ઉત્તર આપ્યું.

"લગ્ન એ કુદરતનો કાયદો નથી, એ વિશેનો તમારી પાસે શો છે આધાર?" ઊર્મિલાએ સભ્યતા મિશ્રિત વક્રતાથી પૂછ્યું.

"કારણકે, વરઘોડાના ભવાડા વિના જ પશુ તથા પક્ષીઓના સંસારનો ચાલ્યા કરે છે સર્વ પ્રકારનો વ્યવહાર!" ચંપકલાલે શંકાનું નિવારણ કર્યું.

"ત્યારે આ કારણથી જ તમે પણ કર્યો હશે પશુકોટિમાં જવાનો વિચાર!" સર વિલાયતીએ વક્રોક્તિથી એ શબ્દો ઉચ્ચાર્યા.

"ડાર્વિન્ સ્પષ્ટતાથી જણાવે છે કે, આ મનુષ્યનું શરીર છે વાંદરાનો સુધરેલો અવતાર, તોપછી આપણે પણ શામાટે ન કરવો વાંદરાનો વ્યવહાર? લગ્નના બંધનને ન સ્વીકારવું, સ્વાતંત્ર્યને ધારવું અને ઇચ્છા પ્રમાણે સંસારસુખનો બંધનહીન ઉપભોગ લઇને બળતા હૃદયને ઠારવું, એ તત્ત્વને પાળનારી અમેરિકામાં કુંવારા પુરુષ તથા કુંવારી યુવતીઓની એક સોસાયટી સ્થપાઇ છે, તેના મેંબરોના લિસ્ટમાં મેં મારૂં નામ પણ લખાવ્યું છે અને થોડા દિવસમાં અહીં પણ તે સોસાયટીની એક બ્રૅન્ચ ઉઘાડવાનો મારો અવિચળ નિર્ધાર થઇ ચૂક્યો છે."

"પણ એથી કાંઇ લાભ?" સર વિલાયતીએ ટેબલપર હાથ પછાડીને સવાલ પૂછ્યો.

ચંપકલાલ સવાલનો જવાબ આપતો કહેવા લાગ્યો:–"ઘણોજ મોટો લાભ, ઘણોજ લાંબો લાભ! આજકાલ આપણા લોકોનાં બૈરાં ઘેર નવરાં બેસી નખ્ખોદ વાળ્યાં કરે છે, પારકાં નિન્દાની નકામી કૂથળી કર્યા કરે છે અને ધણીના કમાણીપર તાગડધિન્ના કરી ખાઇપીને ખુશી મનાવે છે; અર્થાત્ આવી નવરી બૈરીઓ તેમના પોતાના ભરણપોષણનો ભાર તેમના પોતાના શિરપર આવી પડવાથી કામે લાગી જશે, ભાયડાની છૈયાં છોકરાંને સંભાળવાની ચિન્તા ઓછી થશે, બૈરાંપર થતા ભાયડાના અત્યાચારોનો અન્ત આવશે અને એમ થવાથી જે સ્વતંત્રતાને મેળવવામાટે આપણે આટલી બધી લડત ચલાવી રહ્યા છીએ, તે સ્વતંત્રતા હિન્દુસ્તાનનાં આાં પુરુષોને વગર મેહનતે અને વગર માગેજ મળી જશે!" આ પ્રમાણેનું ભાષણ કર્યા પછી ચંપકલાલ નીચેની કવિતા રાગડો તાણીને લલકારવા લાગ્યો:—

"ભાઇ પ્રમાણે બજારમાં જઇ બાઇ કમાણી કરશે;
વેંઢાડી છૈયાંને બૈરાં પેટ તેમનાં ભરશે;
ઇસ્ક્રીટાટ બનીને પુરૂષો ચિન્તાને પરિહરશે;
સ્વતંત્રતાથી ભાઇ બાઇ સહુ યથેચ્છ હરશે ફરશે;
ધણી ધણીયાણી એ બે શબ્દો ભાષામાંથી ટળશે;
તે સાથે બંધન પણ સઘળાં સ્ત્રીપુરુષોનાં બળશે;
થશે કિફાયત ખર્ચમહીં ને સ્વતંત્રતા પણ મળશે;
પ્રજા પ્રતાપી તે વેળાયે ભારતની નીકળશે!
પપ્પા, ભારતની નીકળશે!!"

સર વિલાયતી સુધારાના વિષયમાં માત્ર ગ્રેટ બ્રિટન્ સૂધી જ આગળ વધ્યા હતા, પરન્તુ અમાનુષી સુધારણાના ઉપાસક થયા નહોતા; એટલે પોતાની પત્ની તથા પોતાના પુત્રને સુધારાના વિષયમાં અમેરિકા પર્યન્ત, એટલું જ નહિ, પણ જંગલીપણાની સીમા પર્યન્ત આગળ વધી ગએલાં જોઇને તેમના અંતઃકરણમાં સ્વાભાવિક જ કોપ તથા ઘૃણાનો આવિર્ભાવ થયો, છતાં તે કોપ તથા ઘૃણાને તેમના સત્ય સ્વરૂપમાં દર્શાવવાનું નૈતિક બળ તેમનામાં ન હોવાથી તેઓ માર્મિક ઉપાલંભના રૂપમાં ગંભીરતાથી કહેવા લાગ્યા કેઃ—

"શાબાશ, માઇ ડીયરેસ્ટ વાઇફ ઍન્ડ સન્! તમો બન્ને ધેનુ તથા ધેનુનન્દનને શાબાશ! મેં તો મારા સુધારાની સીમાને વિલાયત સૂધી લઇ જઇને જ અટકાવી છે, પરન્તુ તમોએ સુધારાને શોધી કાઢવામાટે ઠેઠ અમેરિકા સૂધી પોતાની ઝીણી નજરને લંબાવી છે, એ તમારા સાહસમાટે એક ગંજાવર સભા ભરીને તમને ધન્યવાદ આપવાની મને અનિવાર્ય આવશ્યક્તા જણાય છે; પણ આઇ ઍમ્ વેરી સૉરી કે અત્યારે મને તેમ કરવાની એટલી બધી ફુરસદ નથી!"

"તમારી આ લાગણીમાટે હું તમારો ઘણો અને ઘણો જ આભાર માનું છું;" ચંપકલાલે એ પ્રમાણે આભાર માનીને બીજા

વિષયપર આવી જઇને જણાવ્યું કે: "ફાધર, મારે બીજી એક વાર્ત્તા તમને એ જણાવવાની છે કે, તમે 'ધિ વલ્કેનો બૅંક'માં જે રૂપિયા મારા નામથી રાખ્યા છે, તે ત્યાંથી ઊપાડીને મિસ્ટર્ માણેકલાલ-વાળી 'ધિ મર્ક્યુરી બૅંક'માં રાખો; કારણ કે, એ બૅંક આજકાલ બહુ જ સારૂં વ્યાજ આપે છે અને મિસ્ટર માણેકલાલે થોડા વખતમાં જ લોકોનો એટલો બધો વિશ્વાસ મેળવ્યો છે કે, ઘણાક લોકો દાગીના, સ્થાવર મિલ્કત તથા ઘરનો કીમતી સામાન વેચી વ્યાજ ઉપજાવવામાટે તેમનાં રોકડાં નાણાં કરીને એ બૅંકમાંજ રાખે છે."

"હું તમારાં પૂજ્ય માતુશ્રીને એજ વાર્તા કહેવામાટે અત્યારે અહીં આવ્યો હતો, પણ વચ્ચે આ લેડી ઊર્મિલાના પ્રજાવૃદ્ધિને અટકાવવાના અને તમારા પશુવૃત્તિને સ્વીકારવાના સુધારણાવિષયક વાર્ત્તાલાપની આપત્તિ થવાથી હું એ વાર્ત્તા તમને તથા તમારાં મધરને સંભળાવી શક્યો નહિ; મારો પણ આજે કેટલાક દિવસથી એજ વિચાર થયા કરે છે કે, આપણાં બધાં નાણાં એ 'ધિ મર્ક્યુરી બૅંક'માં રાખવાં જો કે હવે મિસ્ટર માણેકલાલે લોકોનાં નાણાં પોતાની બૅંકમાં રાખવાનું બિઝ્નેસ બંધ કર્યું છે; કારણ કે, બૅંકથી હવે લોકોની ધમાલને પહોંચી વળાય તેમ નથી; છતાં હું એ બૅંકનો એક ડાયરેક્ટર હોવાથી જો આપણી ઇચ્છા હશે, તો આપણાં નાણાં એ બૅંકમાં રાખવામાં વાંધો આવે તેમ નથી. પરન્તુ આમાટે લેડી ઊર્મિલાની અનુમતિ પણ મળવી જોઇએ; કારણ કે, કેટલીક રકમ બીજી બૅંકમાં એમના નામની પણ છે." સર વિલાયતીએ બૅંકમાં નાણાંની ઉંપાડમૂક કરવા વિશેનો પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

પુત્ર તથા પતિના મતને પુષ્ટિ આપતી લેડી ઊર્મિલા કહેવા લાગી કે:–"જો સારૂં વ્યાજ મળતું હોય અને વગર મેહનતે ઘરબેઠાં વધારે આવક થતી હોય, તો આવી પાયાદાર તથા આબરૂદાર બૅંકમાં

નાણાં શામાટે ન મૂકવાં? આવા પોતાની મેળે જ મળતા લાભને લાત મારે એવું મૂર્ખ માનવપ્રાણિ કોણ હોય વારુ?"

પત્નીના આ ઉદ્‌ગાર શ્રવણોમાં પડતાંની સાથે જ સર વિલાયતીએ કહ્યું કે:"ઑલ રાઇટ્, ત્યારે આવતી કાલે જ બીજી બૅંકોમાંથી આપણાં નાણાં મિસ્ટર માણેકલાલની 'ધિ મર્ક્યૂરી બૅંક'માં ટ્રાન્સ્ફર થઇ જશે અને તેમ થતાં આવતા મહિનાથી વ્યાજની આવકમાં એટલો વધારો તો અવશ્ય થશે કે, આપણા ઘરનો અડધો પોણો ખર્ચ તે વધારાના વ્યાજમાંથી જ બારોબાર નીકળી જશે!"

"આ વ્યવસ્થા તો જાણે આવતી કાલે થઇ જશે; પણ આપણા પુત્ર ચંપકલાલના લગ્ન ન કરવા વિશેના વિલક્ષણ વિચારોને જાણ્યા પછી મારા હૃદયમાં જે એક આઘાત થયો છે, તે મારા કાળજાને કોરીને ખાઇ જશે!" લેડી ઊર્મિલાએ પુત્રના વિચારો વિશે પોતાના બળાપાને દર્શાવતાં એ પ્રમાણેનો ઉદ્‌ગાર કાઢી બતાવ્યો.

"મારા લગ્ન ન કરવાના અને આજન્મ નિસર્ગદત્ત નિયમને પાળવાના વિચારોથી તમારા મનમાં આટલો બધો આઘાત થએલો જોઇને મને આશ્ચર્ય થાય છે; કારણ કે, આ સુધારણાના યુગમાં એક સુધરેલાં લેડી તરફથી આવા સુધરેલા વિચારને અનુમોદન ન મળે, તો તો પછી એમ જ માનવું જોઇએ કે, તમારો અશ્વ સુધારણાના કાળમાંથી એક હજાર વર્ષ પાછળ પડી જાય છે; સુધારણાનો તમારો મત્ર બાહ્ય આડંબર જ દેખાય છે!" ચંપકલાલે માતાને થએલા આઘાતમાટે લાગણીપૂર્વક શોક દર્શાવ્યો.

"મારા હૃદયમાં આઘાત એ કારણથી થાય છે કે, આ સુધરેલા યુગમાં સ્ત્રીજાતિના પરિશ્રમો તથા કોમળ કામિનની ચિન્તાના ભારને ઘટાવવાના પ્રયત્નો જ સર્વ સુધરેલા દેશોમાં ચાલી રહ્યા છે અને તમારા સ્વીકારેલા આ સિદ્ધાન્તથી તો નારીજાતના ચિંતાનો

ભાર અત્યાર કરતાં પણ અધિક થવાનો જ સ્પષ્ટ સંભવ જણાય છે. જો તમારા પશુવ્યવહારથી પ્રજાની વૃદ્ધિનો અટકાવ થતાં નારી જાતિની વેદના તથા ચિન્તાનો ભાર ઘટી જવાનો સંભવ હોય, તો તો કદાચિત્ તમારો આજન્મ કુંવારા રહીને પશુવૃત્તિને પાળવાના સિદ્ધાન્તને માન્ય રાખી શકાય; પરન્તુ આ સિદ્ધાન્તથી તો નરજાતિને સ્વતંત્રતા મળે છે અને નારીજાતિના ગળામાં બાળકોના પાલનપોષણની ચિંતાની શૃંખલા આવી પડે છે, એટલેએ એના કરતાં તો અત્યારે લગ્નનો જે વ્યવહાર ચાલે છે તે જ વધારે સારો છે. વળી તમારા પશુતુલ્ય વ્યવહારથી જે પ્રજાની ઉત્પત્તિ થશે, તે પિતાના સંબોધનથી કયા પુરુષને બોલાવશે ? કારણકે, તમારા સિદ્ધાન્ત અનુસાર પતિ તથા પત્નીએ બે શબ્દોનું તો શબ્દકોષમાં અસ્તિત્વજ રહેવાનું નથી. આનો તમે કાંઇપણ વિચાર કર્યો છે ખરો કે?" લેડી ઊર્મિલાએ પોતાના આઘાતના કારણને દર્શાવતાં ન્હાનું જેવું એક વ્યાખ્યાન કરી સંભળાવ્યું.

પરન્તુ ચંપકલાલ પણ તેનો જ આત્મજ હોવાથી તેના વ્યાખ્યાનથી કાંઇ ગાંજ્યો જાય તેવો તો નહોતો જ; એટલે તત્કાળ તેણે પોતાની માતાના સંશયના નિવારણનો પ્રયત્ન કરતાં જણાવ્યું કેઃ "ડીયર મધર, જેવી રીતે પ્રાચીન જંગલીપણામાંથી આજની સોસાયટીનો ઉદ્ભવ થયો છે, તેજ પ્રમાણે અમારા સિદ્ધાન્તનો પ્રચાર થતાં સોસાયટીના અત્યારના સ્વરૂપનું સર્વથા પરિવર્તન થવા માંડશે અને જ્યાં તેમ થયું એટલે પછી પશુપક્ષીઓ પોતાના પિતાને ઓળખ્યા વિના જ પોતાના જીવનને પોતાના સમાજમાં વીતાડી શકે છે. છતાં તેમની તેમના સમાજમાં નિન્દા થતી નથી; તે જ પ્રમાણે આપણી મનુષ્યજાતિનાં સંતાનો પિતાના નામથી અજ્ઞાત હોવા છતાં ભાવિ સમાજમાં પોતાના જીવનને પ્રતિષ્ઠાપૂર્વક વીતાડી

ચાકરી અને તેમના પિતા વિશેની પૃચ્છા કરવી તે નિન્દ્ય અસભ્યતા જ ગણાશે. અમેરિકા આદિ કેટલાક પાશ્ચાત્ય દેશોમાં આ સિદ્ધાન્તને વ્યવહારમાં યોજવાના કાર્યનો આરંભ થઇ ચૂકયો છે અને ત્યાંના લોકો આપણા કરતાં અધિક વિચારશીલ તથા વિદ્વાન્ હોવાથી તેમણે એ સિદ્ધાન્તના પ્રચાર વિશે પોતાની લેશ માત્રપણ વિરુદ્ધતા દર્શાવી નથી. હું ઇચ્છું છું કે, આ વિષયમાં ભારતવર્ષ પણ અમેરિકાના પ્રતિસ્પર્ધી કરવાને સમર્થ થાય !"

માતા તથા પુત્રના વિચારોની આવી એકએકથી ભિન્ન દિશાને જોઇને સર વિજ્ઞાયતી નિઃશ્વાસ નાખીને કહેવા લાગ્યા કેઃ" લેડી ઊર્મિલા, એકવાર સામાજિક સુધારણા વિષયક મારા અધ્યક્ષ તરીકેના ભાષણમાં મેં એવા ઉદ્ગારો કાઢ્યા હતા કે, 'આપણા આજકાલના હિન્દુસ્તાનમાં ભિન્નભિન્ન ધર્મો તથા પંથોની એટલી બધી વિપુલતા થઇ ગઇ છે કે, એકજ ગૃહમાં પિતા શૈવ ધર્મનો પાળનારો હોય છે, માતા વૈષ્ણવી હોય છે, એક પુત્ર સ્વામીનારાયણના ધર્મને પાળવામાં મોક્ષના સાક્ષાત્કારની આશા રાખે છે, બીજો પુત્ર થિઑસૉફીકલ સોસાયટીનેજ સ્વર્ગના દ્વાર તરીકે સ્વીકારનારો હોય છે, ત્રીજો પુત્ર આર્યસમાજિષ્ટ હોવાથી તે સર્વનું 'સબ જૂઠા ઔર હમ સચ્ચા' કહીને બની શકે તેટલા પ્રમાણમાં ખંડન કર્યા કરે છે અને કોઇ બ્રહ્મસમાજ કે પ્રાર્થનાસમાજને જ ઉત્કૃષ્ટ ધર્મપંથ તરીકે સિદ્ધ કરી બતાવવાની ચેષ્ટા કર્યા કરે છે. આવી રીતે એકજ ગૃહમાં જ્યાં અઢાર ધર્મ પળાતા હોય અને નિરન્તર વિચારોની ભિન્નતા રહ્યા કરતી હોય ત્યાં એકતાનો સંભવ હોઈ શકેજ નહિ અને એકતા વિના ભારતવર્ષની ઉન્નતિ જો કદાપિ ન થાય, તો તે સર્વથા સ્વાભાવિક જ છે.' પરન્તુ તે વેળાએ મારા મનમાં એની તો કલ્પના માત્ર પણ નહોતી કે, આપણા જેવા અપટુડેટ સુધારકોના

ગૃહમાં પણ ત્રણ મેમ્બરોના ત્રણ ચોક બાર ભિન્નભિન્ન અભિપ્રાયો પ્રવર્ત્તતા હશે અને મતભિન્નતાની આવી મારામારી ચાલતી હશે; પણ આજના પ્રકારને જોતાં એમ જ જણાય છે કે, 'ઘેર ઘેર માટીના ચૂલા' એ કહેવત અક્ષરે અક્ષર સત્ય છે અને તેથી ભારતવર્ષના જૂના વિચારના લોકોને નિંદીને તેમની નિર્ભર્ત્સના કરવાનો આપણા જેવા સુધારકો, કેવળ નામધારક સુધારકોને કશો પણ અધિકાર નથી. 'આવો ભાઇ! હરખા કે આપણ બન્ને સરખા' જેવોજ હિસાબ હોવાથી બીજાને આપણાથી શું કહી શકાય વારુ ? પરંતુ હવે પબ્લિકમાં આપણી આ સ્થિતિને સ્વીકારીને પોતાની હીનતા દર્શાવી શકાતી નથી અને આ સ્થિતિને સહી પણ શકાતી નથી; 'સાપે ગળી છછુંદરી; ખાય તો મરે ને મૂકે તો આંધળો થાય !' એવી સુડી વચ્ચે સોપારી જેવી હાલતમાં આપણે આવી પડેલાં હોવાથી હવે તો જે વેષ લીધો છે તેને છેવટ સુધી ભજવ્યા વિના છૂટકો જ નથી ! આ રાંડયા પછીનું ડા'પણ નકામું છે." આ પ્રમાણેની આંતરિક નિરાશાને દર્શાવીને સર વિલાયતીએ ઘડિયાળ જોયું અને સાડાચાર વાગવા આવેલા હોવાથી લેડી ઊર્મિલાને ઉદ્દેશીને કહ્યું કે; " વેલ, ત્યારે આપ હવે અધ્યક્ષાના આસનને શોભાવવા-માટે પધારો; કારણકે, મારે પણ અત્યારે 'સિટી ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ'ની એક મીટીંગમાં જવાનું હોવાથી અત્યારે અહીં વધારે વખત વીતાડ-વાની મને ફુરસદ નથી. પણ હા, આઠ વાગ્યાની અંદર મીટીંગમાંથી પાછાં પધારજો; કારણકે, આજે ભારત નાટય સમાજના માલિકે પોતાના નવા ખેલની ચાર ટિકિટો મોકલેલી હોવાથી આપણે ભોજન કાર્યની નવ વાગ્યા પૂર્વે જ સમાપ્તિ કરીને નાટક જોવાને જવાનું છે."

"પરંતુ એ ટિકીટો ખુદાબખ્શ આવી છે કે પૈસા ખોખવાના છે ?" લેડી ઊર્મિલાએ એક ગહન પ્રશ્ન રજૂ કર્યો.

" નાટકની ટિકિટના અને આપણે પૈસા જોખીએ, તો તો આપણા પૈસાને ગલ્લામાં પધરાવતાં નાટકવાળાનું નખ્ખોદ જ નીકળી જાય! એ તો આપણી નાટક મંડળીના માલિકોપર એટલી મેહરબાની છે કે, કેવળ ખુદાબખ્શ ટિકિટો લઇને જ નાટક જોવામાટે જઇએ છીએ અને આપણી ફી કે ગાડીભાડું તેમની પાસેથી વસૂલ નથી કરતાં; કારણકે, નાટકશાળાને જો ખરી શોભા મળતી હોય તો તે કેવળ આપણા જેવા નામાંકિત જેન્ટલમેન્ અને જેન્ટલ લેડીજ઼ના ત્યાં વિરાજવાથીજ મળે છે અને એ રહસ્યને નાટકવાળાઓ સારી રીતે જાણતા હોવાથીજ તેઓ આપણા જેવા ખુદાબખ્શ નાટક જોનારાને ઘર બેઠાંજ ટિકિટો મોકલી આપે છે. " સર વિલાયતીએ ખુદાબખ્શ નાટક જોનારાં જેન્ટલમેન તથા જેન્ટલ લેડીજ઼ની મહત્તાનો પાડો વાંચી સંભળાવ્યો.

"ત્યારે શું આજકાલ નાટકમાં ઓર્ચેસ્ટ્રા ક્લાસમાં સર્વ ખુદાબખ્શ પ્રેક્ષકો જ નાટક જોવામાટે પધારે છે?" ચંપકલાલે જિજ્ઞાસાથી પૂછ્યું.

"અહીં મુંબઇ તથા કરાંચીમાં ઓર્ચેસ્ટ્રામાં પૈસા આપીને નાટક જોવા આવનાર પ્રેક્ષકોની સંખ્યા સારી છે: પણ અમદાવાદ, સૂરત તથા વડોદરા આદિ શહેરોમાં તો નાટકના ઓર્ચેસ્ટ્રામાં સો પ્રેક્ષકો નાટક જોવાને બેઠા હોય તો પાંચ ટિકિટ ભાગ્યેજ વેચાય છે એટલે નાઇન્ટીફાઇવ પર્સેન્ટ ઓડીયન્સ ખુદાબખ્શ જ દૃષ્ટિગોચર થાય છે!" સર વિલાયતીએ પુત્રની જિજ્ઞાસાને પૂર્ણ કરતાં જણાવ્યું.

" ત્યારે તો અમદાવાદ, સૂરત અને વડોદરાની નાટકશાળાઓના ઓર્ચેસ્ટ્રા ક્લાસની ઓર ચેષ્ટા હોવાથી જો ઓર્ચેસ્ટ્રાના દરવાજાપર 'ખુદાબખ્શ સ્પેશિયલ ક્લાસ!' એ પ્રમાણેનું પાટિયું લટકાવ્યું હોય, તો શું ખોટું વારુ?" ચંપકલાલે નાટકવાળાના બા-

મની એક નવીન કલ્પના દર્શાવી.

"ઠીક છે; હવે પછી ભવિષ્યમાં જો આપણી ગુજરાતી નાટક મંડળીઓનું નાટય સંમેલન થશે અને તેના અધ્યક્ષપદે વિરાજવાનો મને અવસર મળશે, તો મારા આ કાર્બાઇડ લેમ્પની કલ્પનાને અવશ્ય હું તે નાટય સંમેલનમાં રજૂ કરીશ." સર વિલાયતીએ ઉત્તર આપ્યું.

"થૅંક્યૂ વેરી મચ માઇ ડીયર ફાધર!" ચંપકલાલે આભાર માન્યો.

"ઑલરાઇટ્ ત્યારે માઇડીયર હસબંડ, હું હવે જવાની આજ્ઞા માગું છું; કારણકે, નીબર્સ ફાઇન થવા આવ્યા છે." લેડી ઊર્મિલાએ જવાની આતુરતા દર્શાવી.

"ભલે સિધારો, મારાં ડાયરેસ્ટ બેટર હાફ!" સર વિલાયતીએ તત્કાળ આજ્ઞા આપી દીધી: અને ત્યારપછી તેમણે ચંપકલાલને ઉદ્દેશીને કહ્યું કે: "અને માસ્ટર સર વલ્લભદાસ વિલાયતી, તમો મારી સાથે આવો એટલે હું સિટીઇમ્પ્રુવમેન્ટટ્રસ્ટની ઑફિસમાં જઇશ અને ત્યારપછી મૅાટર તમને જિમ્ખાનામાં પહોંચાડી દેશે; પણ ત્યાંથી વેળાસર પાછા પધારજો: કારણ કે, નહિ તો નાટક જોવાની તક હાથમાં નહિ આવે."

"હું આઠ વાગ્યા પહેલાં જ પાછો આવીશ." ચંપકલાલે કહ્યું.

લેડી ઊર્મિલા ઘોડાગાડીમાં બેસીને ઘોબી તળાવ ભણી જવાને રવાના થયાં અને સર વિલાયતી તથા ચંપકલાલ મૅાટરમાં બેસીને કોટ ભણી જવાને પ્રયાણ કરી ગયા ચાલો ત્યારે આપણે પણ એક અન્ય નવીન ઘટનાના નિરીક્ષણમાટે અન્યત્ર પ્રયાણ કરીએ.



# પ્રકરણ ૧૪ મું

## "પ્રેમપીયૂષ"

મુંબઇમાં જ્યારે કોઇ પણ ગુજરાતી અથવા ઉર્દુ નાટકમંડળીનો નવીન નાટય પ્રયોગ રંગભૂમિપર રજૂ થવાનો હોય છે, ત્યારે તે નાટકની ટિકિટો બહુધા આઠ દશ દિવસ પૂર્વે જ વેચાઇ જાય છે, અને નવીન નાટકની રાત્રે નાટકશાળામાં પ્રેક્ષકો ઉપરાસાપરી ટૂટી પડતા જ જોવામાં આવે છે. મુંબઇના પ્રેક્ષકોના આ નિયમ પ્રમાણે ભારત નાટય સમાજના આજના "પ્રેમપીયૂષ" નાટકના પ્રયોગની વેળાયે કોટમાંની નવીન 'નૉવેલ્ટી' નાટકશાળાના બાહ્ય ભાગમાં તથા કૅમ્પાકૅન્ડમાં પ્રેક્ષકોનો પ્રચંડ સમુદાય એકત્ર થએલો હોવાથી જાણે ત્યાં એક મોટો મેળો ભરાયો હોયની ! તે પ્રમાણેનો જ ભાસ થતો હતો. સર્વ વર્ગોની ટિકિટો ખલાસ થઇ ગએલી હોવાથી આવા નવીન નાટકના પ્રસંગે આગળથી ચાર આના તથા આઠ આનાવાળી સંખ્યાબંધ ટિકિટો ખરીદી રાખીને ટિકિટો વેચવાનો ખાસ ધંધો કરનાર બદામ પિસ્તાવાળાઓ ચાર આનાની ટિકિટના આઠ આના તથા આઠ આનાની ટિકિટના બાર આના કે રૂપિયો લઇને વેચતા જોવામાં આવતા હતા. અધુરામાં પૂરૂં એ નવીન નાટક એક કહેવાતા વિદ્વાન્ અથવા સાક્ષર ધારાશાસ્ત્રીની લેખિનીથી લખાયલું હોવાથી અને તે ધારાશાસ્ત્રી વિલાયતનો પ્રવાસ કરી આવેલા હોવાથી તેમણે પોતાના એ નાટકમાં યૂરોપમાં ચાલતા 'Free Love' અથવા તો 'મુક્ત પ્રેમ' નું સંપૂર્ણ સમર્થન કર્યાની વાર્ત્તા અગાઉથી લોકોના જાણવામાં આવી ગઇ હતી અને એ કારણથી આજના નાટકમાં નિત્યના સાધારણ પ્રેક્ષકો ઉપરાંત સુધરેલાં કુટુંબોની પણ

સારી સંખ્યામાં પધરામણી થઇ હતી. ઓર્ચેસ્ટ્રામાં આપણાં પરિચિત પાત્રોમાંની વિધવા સુનન્દા, કુમારિકા ગુલાબ, ડૉકટર સર વલ્લભદાસ વિલાયતી, લેડી ઊર્મિલા, ચંપકલાલ અને બળદેવ અથવા હરામખોર હળવદિયો ઇત્યાદિ મૂર્ત્તિઓ વિરાજેલી દૃષ્ટિગોચર થતી હતી. સ્ટૅન્ડર્ડ સવા નવ વાગ્યા અને નાટકની પહેલી ઘંટડીનો અવાજ સંભળાયો. પંદર મિનિટમાં નવીન નાટકનો આરંભ થવાનો હોવાથી પ્રેક્ષકો આતુરતાથી બીજી બે ઘંટડીઓના અવાજને સાંભળવાની તથા ડ્રૉપને ઉપડેલો જોવાની પ્રતીક્ષા કરવા લાગ્યા. બે ઘંટડીઓ થઇ, સાડા નવ વાગ્યા અને ડ્રૉપ પણ ઉચકાયો; પરંતુ રંગભૂમિપર નાટકના આરંભને બદલે એક બીજું જ દૃશ્ય દેખાયું.

સ્ટેજ અથવા રંગભૂમિપર નાટકનાં પાત્રો કિંવા નટોનાં સ્થાનમાં બે સદ્‌ગૃહસ્થો ઉભેલા પ્રેક્ષકોના જોવામાં આવ્યા. એમાંના એક સદ્‌ગૃહસ્થ ધોતિયું, પારસી ફૅશનનો કોટ, ખેસ અને અમદાવાદી ગોળ પાઘડી ઇત્યાદિ ગુજરાતી વેશમાં સજ્જ થએલા હતા અને તે ભારત નાટ્ય સમાજના કર્ત્તાહર્ત્તા ભાગ્યવિધાતા સ્વામી હતા. બીજા ગૃહસ્થ ઊંચાઇમાં સાડા ત્રણ ફીટથી વધારે નહોતા અને તે બૂટ, પાટલૂન, શૉર્ટ કોટ, કૉલર અને હૅટ ઇત્યાદિ અંગ્રેજી વેશમાં સજ્જ થએલા જોવામાં આવતા હતા. એ વિલાયતી વેશધારી ગૃહસ્થના કદ, મુખાકૃતિ તથા વેશને જોતાં અંગ્રેજી પોષાકમાં જાણે કોઇ ટિબેટિયન્ કિંવા જાપાની જેન્ટલમેન્ જ આવ્યા હોયની! અથવા તો પેલા પ્રખ્યાત કાલ્પનિક વીરપુરુષ ડૉન્કવીક્ઝોટના સદાના સાથી સૅંકો પાંઝાનો જ ભારતવર્ષમાં નવીન અવતાર થયો હોયની! એવો જ ભાસ થતો હતો. નાટક મંડળીના સ્વામીએ એ ભારતીય સૅંકો પાંઝાનો પ્રેક્ષકોને પરિચય કરાવતાં નમ્રતાપૂર્વક જણાવ્યું કે:—

"સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, અત્યારે જે આ સદ્‌ગૃહસ્થ મારી સાથે ઉભેલા આપના જોવામાં આવે છે, તે અન્ય કોઇ નહિ, પણ આજે અમારી કંપની જે 'પ્રેમપીયૂષ' નામક નવીન નાટક ભજવી બતાવવાની છે, તે નાટકના વિદ્વાન્ અને સાક્ષર રચયિતા તેમજ મુંબઇના એક પ્રખ્યાત ધારાશાસ્ત્રી રા. તિમિરનાશક પોતે જ છે. પોતાની આ 'પ્રેમપીયૂષ' નામક નવીન નાટ્યકૃતિ વિશે ચાર શબ્દો બોલવાની એ શ્રીમાન્‌ની પરમ આકાંક્ષા હોવાથી, આશા છે કે, એમના ભાષણનું આપ સર્વ જનો શાંતિથી શ્રવણ કરશો અને આપના અમૂલ્ય સમયનો જે ભોગ લેવામાં આવ્યો છે, તેના ક્ષમા આપશો."

નાટક મંડળીના સ્વામી નન્દલાલભાઇના સંક્ષિપ્ત ભાષણની સમાપ્તિ થતાં 'પ્રેમપીયૂષ' નાટકના સાક્ષર રચયિતા રા. તિમિરનાશક અત્યાર સુધી જરા પાછળ ઊભા હતા તે હવે ઠેઠ ફુટલાઇટ્ સુધી આગળ વધી આવ્યા અને બરાબર હાર્મોનિયમ્ વગાડનારના નાકની ડાંડીની સ્હામે ઊભા રહીને પ્રેક્ષકોને સંબોધીને પોતાના પ્રમદા કરતાં પણ અધિક કોમળ સ્વરથી બોલવા લાગ્યા કે:—

"લેડીઝ્ ઍન્ડ જેન્ટલમેન્, આજે મારી તૃતીય નાટ્યકૃતિને મુંબઇની રંગભૂમિપર રજૂ કર્યા પૂર્વે આપ સમક્ષ મારા ચાર ઉદ્‌ગારોને કાઢવાની મારી આકાંક્ષાને હું દાબી શકતો નથી અને તેથી જ મારે અત્યારે બોલવાનો પરિશ્રમ લેવો પડ્યો છે અને આપને તે મારા ઉદ્‌ગારોને શાંતિથી સાંભળી લેવાનો પરિશ્રમ આપવો પડ્યો છે; એ મારી ધૃષ્ટતાની, આપ, આશા છે કે મને અત્યંત ઉદારતાથી અવશ્ય ક્ષમા આપશો જ. આજે મારૂં આ તૃતીય નાટક રંગભૂમિપર રજૂ થાય છે, એટલે નાટક જોનારી ગુજરાતી આલમમાં મારૂં નામ બિલકુલ અજાણ્યું હોય, એમ તો નથી જ. જો કે અત્યાર પૂર્વેનાં

મારાં બન્ને નાટકો ગમે તે કારણથી પ્રેક્ષકોના આદરને પાત્ર થયાં નથી અને નાટક મંડળીને તે નાટકોના યોગે ખોટના ખાડામાં જ ઊતરવું પડયું છે, છતાં પણ મારા આ તૃતીય નાટકને રંગભૂમિપર ભજવી બતાવવાની જે હિંમત આ ભારત નાટ્ય સમાજના બુદ્ધિમાન્ સ્વામી શ્રાયુત નન્દલાલભાઇએ બતાવી છે, તે માટે તેઓ અવશ્ય ધન્યવાદને પાત્ર છે. હું ગ્રેટબ્રિટન, ફ્રાન્સ, જર્મની તથા અમેરિકા આદિ સુધરેલા અને સિવિલાઇજ્ડ દેશોમાં બે વાર પ્રવાસ કરી આવ્યો છું અને ત્યાંની સામાજિક ઉત્ક્રાન્તિનો મેં બહુ જ સૂક્ષ્મતાથી અભ્યાસ કરેલો છે, એ વાર્ત્તા ભારતવર્ષમાં સર્વવિશ્રુત હોવાથી એ વિશેના નવીન ઉલ્લેખની આવશ્યકતા હોય એવી અટ્લીસ્ટ મારી ધારણા તો નથી જ; અર્થાત્ તે દેશોમાંના જ્ઞાનનો ઝળહળતો પ્રકાશ અને ત્યાંના લોકો-દિલ દરિયાવ લોકો-ના ઉદાત્ત ભાવો જ્યારે મારા જોવા તથા અનુભવવામાં આવ્યા, તે વેળાયે આપણો અસભ્ય ભારતવર્ષ દેશ મને સર્વથા અજ્ઞાન તથા અવનતિના અંધકારમાંજ પડેલો દેખાવા લાગ્યો! અત્યારના કાળમાં વિશ્વમાંની જો કોઇ પણ પ્રજા સંપૂર્ણ સ્વાતંત્ર્યના સામ્રાજ્યમાં વિહરતી હોય, તો તે કેવળ યૂરોપ તથા અમેરિકાની જ પ્રજા છે. ત્યાં ધર્મસ્વાતંત્ર્ય, કર્મસ્વાતંત્ર્ય, આચારસ્વાતંત્ર્ય, વિચારસ્વાતંત્ર્ય, વ્યવહારસ્વાતંત્ર્ય, વર્ત્તનસ્વાતંત્ર્ય તથા પરિવર્ત્તનસ્વાતંત્ર્ય આદિ નાનાવિધ સ્વાતંત્ર્યોનો એટલી સીમા પર્યન્ત સુકાળ થયેલો છે કે જે સ્વાતંત્ર્યોનું આપણા અજ્ઞાનાંધકારમાં અટવાતા ભારતવાસીઓને સ્વપ્ન માત્ર પણ આવ્યું નથી!................"

રા. તિમિરનાશક પોતાના ભાષણના પ્રવાહમાં આગળ તણાવાની તૈયારીમાં હતા, પરંતુ એવામાં પ્રેક્ષકસમુદાયમાંના કેટલાક અસભ્ય અને ચીબાવલા પ્રેક્ષકો ભીષણ ગર્જના કરીને બોલી ઉઠયા કે; "એ

સર્વ સ્વાતંત્ર્યોનું ભારતવાસીઓને સ્વપ્ન માત્ર પણ નથી લાધ્યું અને એ કારણથી જ ભારતવાસીઓ સંસારમાં પોતાનો કાળ અતિશય સુખ તથા આનન્દમાં વર્તાડી શકે છે." કેટલાક પ્રેક્ષકોના આ પ્રતિવાદના યોગે શ્રીયુત તિમિરનાશકના અસ્ખલિત વ્યાખ્યાનના પ્રવાહમાં કિંચિત્ ભંગ પડી ગયો, પરન્તુ પારસી ડોરકીપર તથા ઑડીયન્સ મૅનેજરના 'સાયલેન્સ' ના પોકારોથી પ્રેક્ષકોનો કોલાહલ શાંત થતાં શ્રીમાન્ તિમિરનાશક પોતાના વ્યાખ્યાનમાં આગળ વધીને બોલવા લાગ્યા:—

"યૂરોપ તથા અમેરિકામાં અત્યાર સૂધી Love-marriage અથવા પ્રેમલગ્નનો તો પ્રચાર હતો જ અને તેથી આપણા ભારતવર્ષ પ્રમાણે ત્યાં બાળલગ્ન અથવા અસંમતિલગ્ન તો થતાં જ નહોતાં; છતાં લગ્નનું બંધન તો હતું જ અને લગ્નનું એટલું બંધન પણ શા માટે હોવું જોઇએ, એવો ત્યાંના કેટલાક સ્વાતંત્ર્યપ્રિય વિચારશીલ લોકોના મનમાં પ્રશ્ન ઉદ્ભવતાં તેમણે 'Free Love' અથવા મુક્ત પ્રેમના નૈસર્ગિક પ્રકારને પ્રચારમાં લાવવાનો પ્રયત્ન કરવા માંડયો છે અને તેમનો એ પ્રયત્ન કેટલેક અંશે ફળીભૂત પણ થઇ ચૂક્યો છે. Free Love હવે ત્યાં એક એવો તો સાધારણ વિષય થઇ પડયો છે કે, ત્યાંની ભિન્નભિન્ન ભાષાના કોષકારોને પણ એ શબ્દને પોતાના કોષોમાં સ્થાન આપવાની ગોયા ફરજ પડી છે. અંગ્રેજી કોષમાં એ શબ્દની 'The claim to freedom in sexual relations, unshackeled by marriage or obligation to aliment' એ પ્રમાણેની વ્યાખ્યા અપાયલી છે અને એનો ભાવાર્થ એ છે કે, 'લગ્નના બંધનથી રહિત અથવા કુટુંબપોષણના ભારથી વિહીન પતિપત્નીના સંબંધની પ્રાપ્તિના કાર્યમાં જે મુક્તતા કિંવા સ્વતંત્રતાના તત્વને સ્વીકારવામાં આવે છે, તે પ્રેમ મુક્ત

પ્રેમના નામથી ઓળખાય છે. અર્થાત્ મુક્ત પ્રેમ, સ્વચ્છંદ સ્નેહ કિંવા સ્વતંત્ર શૃંગારની એ વ્યાખ્યાને અનુસરીને મેં મારા આ 'પ્રેમ-પીયૂષ' નામક નવીન નાટકમાંનાં નાયક તથા નાયિકાને એ સ્વચ્છન્દ સ્નેહનાં ઉપાસક તથા પુરસ્કારક આલેખ્યાં છે અને તે નાયક તથા નાયિકા આ ભારતવર્ષના અજ્ઞ હિન્દુસમાજની અનેક વિરુદ્ધતાઓ છતાં તે વિરોધના દુર્ગને ભેદીને પોતે મુક્ત પ્રેમરૂપ પીયૂષનું યથેચ્છ પાન કરવા સાથે આર્યાવર્ત્તમાં એ મુક્ત પ્રેમની સ્થાપના કરવાને કેટલીક સીમાપર્યન્ત સમર્થ થયાં છે; માત્ર એટલું જ નહિ, પણ જે વેળાયે સમસ્ત ભારતવર્ષમાં એ લગનબંધન તથા કુટુંબપોષણના ભારથી રહિત સ્વતંત્ર સ્નેહ કિંવા મુક્ત પ્રેમનો સંપૂર્ણ પ્રચાર થશે, તે વેળાયે જ ભારતવર્ષની ધાર્મિક, નૈતિક, સામાજિક તથા રાજકીય ઉન્નતિની આશા રાખી શકાશે, એ સિદ્ધાન્તને પણ મેં મારા સમસ્ત બુદ્ધિકૌશલ્ય તથા ચાતુર્યનો વ્યય કરીને મારી પોતાની માન્યતા પ્રમાણે સર્વથા નિર્વિવાદ સિદ્ધ કરી બતાવ્યો છે. જો મારા આ નાટકનું પ્રેક્ષકોના અંતઃકરણમાં કિંચિન્માત્ર પણ યોગ્ય પરિણામ થશે અને તેઓ મુક્ત પ્રેમના અલ્પાંશે પણ પુરસ્કર્ત્તા થશે, તો હું મારા આ પ્રયત્નને અત્યન્ત સફળ થએલો માનીશ! હવે હું રંગભૂમિની આવશ્યકતાઓ તથા રસભરિત નાટયકલા વિષે બે શબ્દ બોલવાની આજ્ઞા ઇચ્છું છું...."

પાછો ઑડિયન્સમાંથી પ્રતિવાદ થયો કે, "અમે તેવી આજ્ઞા આપવા ઇચ્છતા નથી!"

"કારણ કે, અમો નાટક જોવા આવ્યા છીએ, દોઢ કલાકનું વ્યાખ્યાન સાંભળવા નથી આવ્યા!" બીજો પોકાર સંભળાયો.

માત્ર પોકાર થયા એટલું જ નહિ, પણ ઑડિયન્સમાં કોલાહલ વધી જતાં તોફાન થવાનો રંગ દેખાવા લાગ્યો અને તેથી ઇચ્છા ન હોવા છતાં નિરુપાયવશાત્ પોતાના અપૂર્વ વિદ્વત્તાપૂર્ણ વ્યાખ્યાનની એટલે-

થાજ પૂર્ણાહુતિ કરીને રા. તિમિરનાશકને જવનિકામાં પ્રયાણ કરી જવું પડયું. તે શ્રીમાન્‌ના જવનિકાપ્રવેશ પછી તત્કાળ નાટકનો આરંભ કરવામાં આવ્યો અને ત્યારે જ ઑડિયન્સ કાંઇક શાંત થયું.

નાટકનો આરંભ થવાથી ઑડિયન્સ શાંત તો થયું, પણ નાટકના નિરીક્ષણથી પ્રેક્ષકોને સંતોષ તો ન જ થયો; કારણ કે, અત્યારના પ્રેક્ષકો પણ હવે એટલા પ્રવીણ તો અવશ્ય થયા છે કે, જો નાટક સારૂં લખાયલું હોય, તે નાટકમાંની ભિન્નભિન્ન ભૂમિકાનાં ભજવનાર નટો તથા નટીઓ પણ ઉત્તમ હોય, સીન સીનરી પ્રેક્ષણીય હોય અને ડ્રેસો ઇત્યાદિ પણ આકર્ષક હોય તો જ તે નાટકને જોઇને પ્રેક્ષકો સંતુષ્ટ થાય છે અને પ્રેક્ષકોના એવા સંતોષપર જ નાટકની લોકપ્રિયતાનો આધાર રહેલો હોય છે. ઉપર ગણાવેલાં ચાર સાધનોમાંનું જો એક પણ સાધન જેટલા પ્રમાણમાં નિર્બળ હોય છે, તેટલા પ્રમાણમાં નાટક પણ નિર્બળ ગણાતાં પ્રેક્ષકોના અસંતોષનું કારણ થાય છે અને પ્રેક્ષકોના અસંતોષના પરિણામે નાટક નાપાસ થવાથી તે નાટકમંડળીના માલિકને ધનની પ્રાપ્તિ કરાવી આપવામાં સર્વથા અસમર્થ નીવડે છે અને નાટકમંડળીના સ્વામીને તેવું નાટક અંતઃકરણમાંના શલ્ય સમાન જ થઇ પડે છે. 'પ્રેમપીયૂષ' નાટકનું વસ્તુ સામાજિક અને તે પણ વળી હિન્દુસ્તાનમાંના સર્વ ધર્મનાં તત્ત્વો તથા જનસમાજના બંધારણથી વિરુદ્ધ દિશામાં જનારૂં હોવાથી, તેમાંનાં ગદ્ય તથા પદ્ય રસહીન તથા શુષ્ક તેમજ નિયમ વિનાની ભાષામાં લખાયલાં હોવાથી, સીનસીનરીના નામનું મીંડું હોવાથી અને ડ્રેસ પણ સાધારણ હોવાથી કેવળ ત્રણ ચાર કુશળ નટોની ભૂમિકાઓ જ કાંઇક વખણાઇ અને તેમની અભિનયકળા સારી કહેવાઇ, પણ નાટકની તો પ્રથમ અંકની સમાપ્તિ થતાં જ એવી રેવડી દાણાદાણ થઇ ગઇ કે, બીજીવાર બાર રૂપિયાનું ઑડિયન્સ પણ આવશે કે નહિ,

એની નાટકમંડળીના માલિક તથા નટોના મનમાં સંપૂર્ણ શંકા થવા લાગી: કારણ કે, પ્રથમ અંક સમાપ્ત થતાં કેટલાક સભ્ય કુટુંબો તો ચાલ્યાં જ ગયાં અને નાટકશાળાની બહાર એક રૂપિયાની ટિકિટ ચાર આનાના ભાવથી, આઠ આનાની પાસ બે આનાના મૂલ્યથી અને ચાર આનાની પાસ એક આનાની કે બે પૈસાની કીમતથી જાહેર લીલામથી વેચાવા લાગી. સારાંશ કે, ૯૯ ટકા જેટલા પ્રેક્ષકોને એ નાટક ગમ્યું નહિ; માત્ર એક ટકા જેટલા સર વલ્લભદાસ વિલાયતીના ચિરંજીવી જેવા જે કેટલાક અત્યંત સુધારકો પધાર્યા હતા, તેમને જ એ નાટક અદ્વિતીય જણાયું અને તેઓ આવા અલૌકિક નાટકને નાપસંદ તથા નાપાસ કરી નાખવામાટે અન્ય પ્રેક્ષકોને અંતઃકરણપૂર્વક ધિક્કારવા લાગ્યા. ચંપકલાલ કૉફી પીવામાટે બહાર આવ્યો એટલે અચાનક મિસ્ટર તિમિરનાશક સાથે તેનો મેળાપ થઇ ગયો અને તેથી કૉફી પીવાનું મુલ્તવી રાખીને તે મિસ્ટર તિમિરનાશક સમક્ષ શોક દર્શાવતો કહેવા લાગ્યો કે;–

" વેલ મિસ્ટર તિમિરનાશક, હું પોતે પણ મુક્ત પ્રેમનો પરમ ઉપાસક હોવાથી આપની આ મુક્તપ્રેમસમર્થક નવીન નાટ્ય કૃતિ માટે આપને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપું છું અને આપનું મુક્ત કંઠે અભિનંદન કરૂ છું. છતાં તે સાથે એટલું પૂછવાની આજ્ઞા ઇચ્છું છું કે, આવું સરસ નાટક આજે એક જ ધડાકે ટોટલ ફેલ્યૂઅર કેમ થઇ ગયું વારૂ ? "

એના ઉત્તરમાં નિસ્તેજ મુદ્રાથી મિસ્ટર તિમિરનાશક કહેવા લાગ્યા કે: " રંગભૂમિની આવશ્યકતાઓ તથા નાટ્યકળાનો વિષય એટલો અને એવો તો રસભરિત તથા વિશાળ છે કે તેના સંપૂર્ણ વિવેચનમાટે ક્રિમિનલ પ્રોસીજર કોડ જેવડું એક બલ્કી વૉલ્યુમ જ લખવું જોઇએ; છતાં તમે જ્યારે આ પ્રશ્ન ઉપસ્થિત કર્યો

છે, તો અત્યારે એની સંક્ષિપ્ત ચર્ચામાં ઊતરવાની મારી આકાંક્ષાને હું સમાવી શકતો નથી. મારા આનાથી પૂર્વનાં 'પ્રેમપયસ્વિની' તથા 'અમૃતશશાંક' નામક બે નાટકો જ્યારથી મુંબઇની રંગભૂમિપર રજૂ થયાં છે, ત્યારથી કેટલાંક વર્ત્તમાનપત્રો તથા માસિક પત્રિકાઓમાં રંગભૂમિવિષયક સાધારણ ચર્ચાનો પણ બળપૂર્વક આરંભ થએલો છે કે જેનો અદ્યાપિ અંત આવ્યો નથી. છતાં ખેદ માત્ર એટલા કારણથી જ થાય છે, એ ચર્ચાની કોઇ દિશા નિશ્ચિત નથી તેમજ ચર્ચા કરનાર પંડિતંમન્યોની સમીક્ષા નિર્બાધ્ય નથી. જ્યાં આપત્તિના વિચારની આવશ્યકતા હોય છે ત્યાં, પાંડિત્યનું પ્રદર્શન કરાવવામાં આવે છે; જ્યાં કેવળ કળાના નિરીક્ષણની અગત્ય હોય છે, ત્યાં લોકપ્રિયતાની દૃષ્ટિને સ્થાન આપવામાં આવે છે; જે સ્થાનમાં જનરુચિને જાણવાની જરૂરત હોય છે, ત્યાં સાક્ષરોચિત રુચિને અગ્રસ્થાન અપાય છે; જ્યાં અપૂર્વતાને નિહાળવી જોઇએ, ત્યાં ઐતિહાસિકતાને શોધવાનો યત્ન કરાય છે અને જ્યાં ઐતિહાસિકતાના વિચારની આવશ્યકતા હોય છે, ત્યાં અપૂર્વતાની આવશ્યકતા સ્વીકારાય છે. પરંતુ આ અવસ્થા આપણી અત્યારની ગુર્જર સાહિત્ય આલમમાં અત્યંત આશ્ચર્યકારિણી તો નથીજ; કારણ કે, ગુજરાતી વાઙ્મયવિશ્વમાં સ્થળે સ્થળે ભણતરનાં ચણતર અપૂર્ણ છે; કૉન્ટ્રેક્ટરોની સંખ્યા વધારે થએલી છે અને શિલ્પકળાભિજ્ઞોની સંખ્યા અતિ અલ્પ છે; ચૈતન્ય કરતાં વિનોદની વિશેષતા છે અને રસજ્ઞતા કરતાં મદોન્મત્તતાનું પ્રમાણ અધિક છે. આ કારણથી સાહિત્યના બાગને સાફ કરવાનાં શસ્ત્રો સાહિત્યોદ્યાનના માળીઓ એક બીજાના શરીરપર ઉછાળી રહ્યા છે અને તેના પરિણામે જ મારાં અલૌકિક નાટકો આ અજ્ઞાનાવૃત્ત ભારતીય જનોના આદરને પાત્ર થઇ શક્યાં નથી. પરંતુ મારાં નાટકોના થએલા આ અનાદરથી મારે નિરાશ થવાનું

કાંઇ પણ કારણ નથી; કારણ કે, ઇંગ્લૅંડના વિશ્વવિખ્યાત ફિલોસૉફર સ્વર્ગીય હર્બર્ટ સ્પેન્સરના લખેલા ‘ફર્સ્ટ પ્રિન્સિપલ્સ’ નામક અલૌકિક ગ્રંથને પ્રકાશિત કરવા માટે પ્રથમ તો અગિયાર વર્ષ સુધી કોઇ પ્રકાશક જ મળી શક્યો ન હોતો અને હર્બર્ટ સ્પેન્સરને પણ નિરાશ થવાનો પ્રસંગ જોવો પડયો હતો; પરંતુ આજે વિશ્વમાં હર્બર્ટ સ્પેન્સરની કેટલી માન્યતા છે એ સર્વવિશ્રુત હોવાથી એના અધિક ઊહાપોહની આવશ્યકતા નથી; અર્થાત્ આ ભારતવર્ષમાં એક વાર એવો સમય પણ આવશે કે જ્યારે મારી આ અલૌકિક કૃતિઓનો સર્વત્ર આદર થશે અને ભારતીય સ્ત્રીપુરુષો મુક્ત પ્રેમના આદ્ય જનક તરીકે મારા નામપર આશીર્વાદોની તથા પ્રશંસાની મુશળધાર વૃષ્ટિ વર્ષાવશે !”

“આપનું કથન અક્ષરે અક્ષર સત્ય છે અને તેથી હું આપના કથનને અંતઃકરણપૂર્વક પુષ્ટિ આપું છું. આર્યાવર્ત્તમાં મુક્ત પ્રેમના પ્રચારમાટે મેં અને મારા કેટલાક મિત્રોએ આ મુંબઇમાં એક ‘ફ્રી ‘લવ્ સોસાયટી’ નામક સંસ્થાને સ્થાપવાનો નિશ્ચય કરેલો છે અને મને આશા છે કે, આપ પણ અમારા એ કાર્યમાં અવશ્ય આપી શકાય તેટલી સહાયતા આપશો જ. જો આપની અનુમતિ હશે, તો અમો અમારી એ સોસાયટીના પ્રેસીડેન્ટ તરીકે આપની જ યોજના કરીશું.” ચંપકલાલે મિસ્ટર તિમિરનાશકની પ્રશંસા કરીને ‘अहोरूपमहोध्वनिः’ ના તત્વનું પ્રદર્શન કરી બતાવ્યું.

“મારા વિચારોને વ્યવહારમાં યોજાયલા જોવાનો પ્રસંગ મને પ્રાપ્ત થયો છે, એથી મારા હૃદયમાંનો હર્ષ છલકાઇ જાય છે; હું આનંદથી આપની તે સોસાયટીના પ્રમુખપદને સ્વીકારીશ. પરંતુ મને કૃપા કરીને આપનું એડ્રેસ આપશો ?” મિસ્ટર તિમિરનાશકે આનંદ દર્શાવીને એડ્રેસની માગણી કરી.

ચંપકલાલે પોતાના નામનો કાર્ડ તિમિરનાશકને આપ્યો અને તિમિરનાશકે બદલામાં તેવો જ કાર્ડ ચંપકલાલને આપ્યો. એ જ વેળાયે વિધવા સુનન્દા તથા કુમારિકા ગુલાબને ચંપકલાલે સ્ટેજના દ્વારમાં પ્રવેશ કરતી જોઇ અને તેથી એ યુવતીઓ સ્ટેજપર શામાટે જતી હશે એ વિષેના તે ગહન વિચારમાં પડી ગયો; કારણ કે, ગુલાબ ડૉકટર સર વિલાયતીને ત્યાં ઘણીકવાર દવા લેવા તેના પિતા માટે આવેલી હોવાથી ચંપકલાલને તેને સારી રીતે ઓળખતો હતો; માત્ર એટલું જ નહિ, પણ જો બની શકે તો તેની સાથે મુક્ત પ્રેમનો સંબંધ રાખવાની પરમ આકાંક્ષા પણ ધરાવતો હતો. આ કારણથી જો બની શકે તો ગુલાબ સાથે આજે મુલાકાત કરીને વાર્તાલાપના સંબંધને વધારવાના વિચારથી ચંપકલાલે મિસ્ટર તિમિરનાશકને ઉદ્દેશીને કહ્યું;—" મહાશય, મારો આજે સ્ટેજની અંદરની રચનાને જોવાનો વિચાર છે, તો કૃપા કરીને જો હરકત ન હોય, તો મને સ્ટેજમાં લઇ જશો ? "

" ઓહ, વેરી વિલિંગ્લી! આવો મારી સાથે." મિસ્ટર તિમિનાશકે ચંપકલાલની ઇચ્છાને તત્કાળ માન આપ્યું.

ચંપકલાલ તથા તિમિરનાશકે પણ સ્ટેજ અથવા રંગભૂમિના દ્વારમાં પ્રવેશ કર્યો.

* * * * *

સ્ટેજના પાછળના ભાગમાંના એક રૂમમાં ઇલેક્ટ્રિક લાઇટનો પ્રકાશ વ્યાપેલો હતો અને ઇલેક્ટ્રિક પૅન્ ચાલતો હોવાથી ઉષ્ણતાને ત્યાંથી બહિષ્કાર મળી ગયો હતો. એ રૂમના મધ્ય ભાગમાં ટેબલક્લૉથથી આચ્છાદિત એક રાઉન્ડ ટેબલ ગોઠવેલું હતું અને તેની આસપાસ કુશનવાળી ચાર કુરશીઓ પડેલી હતી. ભીંતની અડોઅડ નાટકમાં વપરાતા બે સોફા અથવા કોચ પણ રાખેલા હતા અને

ટેબ્લપર આઇસ્ક્રીમ, સોડા તથા પિક મી અપૂની બાટલીઓ, બરફની ભરેલી બે ડિશો તથા ગ્લાસ અને પાનની બીડીઓ પડેલી જોવામાં આવતી હતી. આવા પ્રકારની વ્યવસ્થાવાળા એ ઓરડામાં અત્યારે ત્રણ યુવતીઓ બેઠેલી હતી; પરંતુ પ્રિય પાઠક, એમાંની બે અબળાઓ તે ખરી અબળાઓ હતી અને તૃતીય અબળા તે વેશધારિણી કૃત્રિમ અબળા હતી. ખરી અબળા તે સુનન્દા તથા ગુલાબ હતી અને કૃત્રિમ અબળા તે અન્ય કોઇ નહિ, પણ ભારત નાટય સમાજનો નટરાજ વેણીશંકર હતો. વેણીશંકર સ્વાભાવિક જ સુંદર તો હતો જ અને તેમાં વળી નાટકમાંનાં કૃત્રિમ સૌન્દર્યજનક સાધનો તથા સ્રીવેશનું મિશ્રણ થયું હતું, એટલે પછી તેની સ્રૈણ સુંદરતામાં ન્યૂનતા જ શી રહે વારુ ! આજના નાટકમાંની તેની ભૂમિકા એક સુધરેલી તથા મુક્ત પ્રેમની પુરસ્કારિણી સ્વચ્છંદ યુવતીની હોવાથી તેણે અપટુડેટ્ ફૅશનેબ્લ પોલકું, વૉયલની અત્યંત સુંદર ડિઝાઇનની સાડી, પગમાં મોજાં તથા બૂટ અને ઇયરીંગ્સ, સોનાની ઝીણી બંગડીઓ તથા નાકમાં હીરાનું ફૂલ આદિ વસ્ત્રાલંકારોથી પોતાના સુંદર શરીરને શૃંગાર્યું હતું; આ સુધરેલી સ્રીના વેશ સાથે તેના બોલવા તથા ચાલવાની છટા પણ એવી તો કોમળ તથા મધુર હતી કે, જો આવા વેશમાં ધોળે દિવસે પણ તે કોઇ સ્થળે જાય, તો તેને અવશ્ય અબળા જ ધારી લેવામાં આવે, એમાં લેશ માત્ર પણ સંશય નહોતો. સુનન્દાએ ઓરડામાં આવીને બેસતાંની સાથે જ વેણીશંકરને સંબોધીને વિનોદદર્શક ભાવથી કહ્યું કઃ—

“ મારે હવે તમને બોલાવવા શું કહીને ? સખા કહીને બોલાવું કે સખી નામથી સંબોધું ? કારણ કે, અત્યારે તમે સ્રી હોવા છતાં પુરુષ છો અને પુરુષ હોવા છતાં સ્રી પણ છો અને તેથી જો કોઇના મનમાં આવા વિચારનો ઉદ્‌ભવ થાય, તો તે સર્વથા સ્વાભાવિક જ

છે, હું તો બાઇ ! વિમાસણમાં જ પડી ગઇ છું."

"સુનન્દા બહેન, આપણે ત્રણે જણ જો અત્યારે છીએ તેવા જ સ્વરૂપમાં આપણો ફોટો લેવડાવીએ, તો તે ફોટોગ્રાફમાં વિરાજેલાં આ બનાવટી બાઇસાહેબને કોઇ ભાઇસાહેબ તરીકે ઓળખી શકે ખરૂં કે ?" ગુલાબે વેણીશંકરના વનિતાવેશની આડકતરી પ્રશંસા કરી સંભળાવી.

ગુલાબના આ ઉદ્‌ગારને સાંભળીને વેણીશંકરે સ્મિતમંડિત મુખથી કહ્યું કે: "આવા સ્ત્રીવેશમાં મારા આઠથી દશ ફોટો લેવાયલા છે અને મારા નિત્યના પરિચયમાં આવનાર પુરુષો તથા પ્રમદાઓ પણ તે ફોટોમાં વિરાજેલા આ તમારા સેવક વેણીશંકરને વેણીશંકર તરીકે ઓળખી શક્યાં નથી ! અર્થાત્ તેઓ તો તે ફોટોગ્રાફોને કોઇ ખરેખરી સ્ત્રીના ફોટોગ્રાફો જ માને છે !!"

"તમારામાં જ્યારે આટલી બધી સ્વાભાવિક સ્ત્રૈણતા ફૂટી ફૂટીને ભરેલી છે, ત્યારે તો તમને પુરુષનો અવતાર આપવામાં અવશ્ય પરમેશ્વરનો પ્રમાદ જ થએલો હોવો જોઇએ, એવું અનુમાન કરી શકાય છે !" ગુલાબે વળી અહીં પણ પરમેશ્વરના પ્રમાદને આગળ લાવીને મધુર વિનોદ કર્યો.

"પરમેશ્વરનો કદાચિત આ પ્રમાદ જ થએલો હોય, તોપણ તે પ્રમાદ તમારા જેવી રૂપસુંદરી તથા રસિકા રામાઓના મનોરંજન તથા આનંદનો હેતુ થઇ પડેલો હોવાથી આદરને પાત્ર છે, એમાં તો કોઇ પણ પ્રકારનો સંશય છે જ નહિ !" વેણીશંકરે વિનોદનું ઉત્તર માર્મિક વિનોદથી જ આપ્યું અને ત્યારપછી જણાવ્યું કે: "પણ તમો અદ્યાપિ આ આઇસ્ક્રીમ, સોડા તથા પિકૂમીઅપને ઇન્સાફ કેમ નથી આપતાં ?"

"પીવાય છે; શી ઊતાવળ છે ?" ગુલાબે કહ્યું.

"અમારામાટે આટલો બધો પરિશ્રમ લેવાની આવશ્યકતા નહોતી." સુનન્દાએ વિવેકનું દર્શન કરાવ્યું.

"મારા જેવા એક દીન મનુષ્યથી આપનો બીજો શો સત્કાર કરી શકાય તેમ હતું વારૂ? હું ઉતાવળ એટલામાટે કરૂં છું કે, આં ડિશમાં કકડા કરીને રાખેલો બરફ ગળીને પાણી થઇ જાય છે એટલે એનો સત્વર ઉપયોગ કરી લેવામાં આવે તો વધારે સારૂં." વેણીશંકરે વિવેક દર્શાવીને ઊતાવળનું કારણ પણ દર્શાવી દીધું.

"ભલે ત્યારે જેવી તમારી ઇચ્છા: ભરાવો ગ્લાસ!" સુનન્દાએ આગ્રહને વશ થઇને અનુમતિ આપી.

વેણીશંકરે ઓરડાના દરવાજા પાસે ઊભેલા હૉટલના નોકરને બોલાવ્યો અને તે નોકરે બે ગ્લાસ આઇસ્ક્રીમ સોડાના ભરીને પિકમી-અપ્‌નો એક ગ્લાસ ભર્યો. આઇસ્ક્રીમ સોડાના બે ગ્લાસ સુનન્દા તથા ગુલાબે લીધા અને પિક્‌મીઅપ્‌નો ગ્લાસ વેણીશંકરે ઊપાડયો; કારણકે, વેણીશંકર હમેશાં પિક્‌મીઅપ્ જ પીતો હતો. આઇસ્ક્રીમ્ સોડાના પાનથી તૃષાને શાંત કરતાં સુનન્દાએ જણાવ્યું કેઃ—

"ગુલાબ બહેન, હમણાં હું નાટક ચેટકમાં વધારે આવતી ન હોવાથી ઉજાગરો કરવાની મારી ટેવ બિલ્કુલ ચાલી ગઇ છે અને તેથી અત્યારથીજ મારી આંખો ઉંઘના ઘેનથી ઘેરાયાં કરે છે; આ કારણથી મનમાં એમ જ થયા કરે છે કે, જાણે અહીં આ કોચપર જ સૂઇ જાઉં!"

"જો આંખો એટલી બધી ઘેરાતી હોય, તો સ્ટ્રૅાંગ્ કૅાફીનો એક કપ્ મંગાવું? કારણકે, સ્ટ્રૅાંગ્ કૅાફી પીવાથી ઊંઘની સુસ્તી પળ માત્રમાં જ ઊડી જશે અને શરીરમાં નવીન ચૈતન્ય આવી જશે." વેણીશંકરે કૅાફી મંગાવવાની દરખાસ્ત રજૂ કરી.

કૅાફી મંગાવતાં અને તે પીને ઑડિયન્સમાં જતાં વળી પાછો

અડધા કલાક જેટલો સમય વીતશે અને નાટક જોવાના રસનો ભંગ થઇ જશે." નાટકની રસીલી ગુલાબે પોતાનો પ્રતિકૂળ અભિપ્રાય વ્યક્ત કરી બતાવ્યો.

"ત્યારે તમે જઇને નાટક જોવાને બેસો; કારણકે, બીજા અંકનો ક્યારનોય આરંભ થઇ ચૂક્યો છે; હું કૉફી પીને ઑડિયન્સમાં આવું છું. ગુલાબ બહેન અવિનયની ક્ષમા કરશો." સુનન્દાએ ઉદારતા દર્શાવીને ગુલાબને ઑડિયન્સમાં જઇને નાટક જોવામાટે બેસવાની આજ્ઞા આપી દીધી.

વેણીશંકરે હૉટલના નોકરને સ્ટ્રૉંગ્ કૉફીનો એક કપ લાવવાને રવાના કર્યો અને ત્યાર પછી તે તેનો પ્રવેશ આવેલો હોવાથી પોતાની ભુમિકા બજવવામાટે રંગભૂમિપર ચાલ્યો ગયો; ગુલાબ ઑડિયન્સમાં જવામાટે તે રૂમના દ્વારમાંથી બહાર નીકળતી હતી એવામાં કવિશ્રી તિમિરનાશક સાથે સ્ટેજના આંતરિક ભાગમાં ભ્રમણ કરતો ચંપકલાલ દ્વારના બાહ્ય ભાગમાં ઊભેલો તેના જોવામાં આવ્યો. ચંપકલાલે ગુલાબને જોતાંની સાથે જ સભ્યતાનો દંભ દર્શાવીને પ્રશ્ન પૂછ્યો કે : "ઓહ મિસ ગુલાબ, તમો અહીં થીએટરના સ્ટેજપર ક્યાંથી ? નાટક જોવા માટે પધાર્યાં છો કે નાટકમાં કોઇ ભુમિકા બજવી બતાવવા માટે આવ્યાં છો ?"

"મિસ્ટર ચંપકલાલ, જરા વિચાર કરીને બોલો; હું નાટકમાં નાચનારી ઍક્ટ્રેસ નથી, કિન્તુ એક સભ્ય હિંદુ કુમારિકા છું, એ તમારે ભૂલી જવું જોઇતું નથી. આપણો પરસ્પર એટલો બધો ગાઢ પરિચય નથી કે જેના યોગે તમારાથી આટલી સીમા પર્યન્તના વિનોદની છૂટ લઇ શકાય !" ગુલાબે ચંપકલાલને ઉધડોજ લઇ નાખ્યો.

ચંપકલાલ પ્રથમ તો આશ્ચર્યથી તેના મુખને જોઇ રહ્યો અને ત્યાર પછી પોતાની થયેલી ભૂલને સુધારવાના ઉદ્દેશથી નમ્રતા દર્શા

વીને કહેવા લાગ્યો કે: " મિસ ગુલાબ, મારો તમને અપમાન પંહોચાડવાનો આશય હતો જ નહિ; છતાં મારા વિનોદથી તમને કાંઇ પણ માઠું લાગ્યું હોય, તો હું તે માટે તમારી ક્ષમા માગું છું, હં! પણ તમારાં માતુશ્રી ભાગીરથીબાઇ પણ આજે નાટક જોવામાટે પધાર્યાં છે કે તમો એકલાં જ આવ્યાં છો ? "

" હું મારી એક મૈત્રિણી સાથે નાટક જોવામાટે આવી છું કે જેઓ આ રૂમમાં બેઠેલાં છે; મારાં માતુશ્રી તરતનાં જ વિધવા થએલાં હોવાથી તેમનાથી નાટક જોવામાટે બહાર નીકળી શકાય તેમ નથી." ગુલાબે સરળ પ્રશ્નનું સરળ ઉત્તર આપ્યું.

" ત્યારે ઘેર તમો એકલાં જ જશો કે શું ? જો તેમજ હોય, તો તમને મૂકવામાટે હું સાથે આવું; કારણ કે, રૂપવતી યુવતી અંધકારમયી નિશાના સમયમાં ભાડાની ગાડીમાં એકલી જ ઘેર જાય તે તો જોખમભરેલું જ કહેવાય." ચંપકલાલે પ્રપંચજાળનો વિસ્તાર કરવા માંડયો.

પરન્તુ ભાગીરથીની કન્યા ચંપકલાલના પ્રપંચજાળમાં સપડાઇ જાય તેવી ભોળી તો નહોતી જ; તેણે તેના આશયને જાણી લઇને સભ્યતાથી ઉત્તર આપ્યું કે: " તમારી લાગણીમાટે હું તમારો આભાર માનું છું; પણ હું મારી તે મૈત્રિણીની ગાડીમાં જ ઘેર જવાની છું અને તેથી તમને પરિશ્રમ આપવાની આવશ્યકતા જેવું છે જ નહિ."

ગુલાબ આ પ્રમાણેનું ઉત્તર આપીને તત્કાળ ત્યાંથી ઑડિયન્સમાં ચાલી ગઇ અને ચંપકલાલભાઇ વા ખાતા ત્યાંના ત્યાં જ અટવાતા રહી ગયા. થોડીવાર પછી ચંપકલાલ પણ જઇને ઑડિયન્સમાંની પોતાની સીટપર બેઠો અને મનને ગુલાબના ધ્યાનમાં તલ્લીન રાખીને કેવળ નેત્રોથી જ નાટકનું નિરીક્ષણ કરવા લાગ્યો.

* * * *

વેણીશંકર બીજા અંકના ચોથા પ્રવેશમાંની પોતાની ભૂમિકા ભજવીને જ્યારે પાછો રૂમમાં આવ્યો, તે વેળાયે સુનન્દા કોચપર બેસીને કૉફી પીતી હતી. વેણીશંકરે આવતાંની સાથે જ પૂછ્યું કેઃ " કેમ કૉફી છે તો સ્ટ્રૉંગ્ અને સારી કે નહિ? ઠંડી તો નથી થઇ ગઇ ને ? "

" કૉફી એવી તો સ્ટ્રૉંગ્ છે કે બે ઘૂટડા ભરતાંની સાથે જ મારી તંદ્રાનો લોપ થયો છે અને શરીરમાં નવીન જીવનનો સંચાર થઇ ગયો છે; તેમ જ હજી કૉફી એટલી બધી ગરમ છે કે ફૂંકી ફૂંકીને જ પીવી પડે છે; કારણકે, જો ફૂંકીને ન પીવામાં આવે, તો હોઠ દાઝી જવાનો ભય રહ્યા કરે છે!" સુનન્દાએ વેણીશંકરના પ્રશ્નનું અત્યન્ત માર્મિક અને દ્વયર્થી ઉત્તર આપ્યું.

એ પછી તેમનો બીજો પણ કેટલોક વાર્ત્તાલાપ ચાલ્યો, પરન્તુ અહીં તેના અવતરણની આવશ્યક્તા નથી. નાટકની સમાપ્તિ થતાં સુધી સુનન્દા એ રૂમમાં જ બેસી રહી અને જ્યારે નાટકની સમાપ્તિ થઇ તે વેળાયે વેણીશંકર તથા ગુલાબને પોતાની ગાડીમાં સાથે લઇને ઘેર જવામાટે રવાના થઇ. ગાડીમાં વેણીશંકરને સાથે જોઇને ગુલાએ સુનન્દાને પૂછ્યું કેઃ " સુનન્દા બહેન, શું આ વેણીશંકર મહાશય પણ આજ તમારી સાથે તમારે બંગલે આવવાના છે ? "

" ના રે, એ તો એમના એક મિત્રને ઘેર જવાના છે અને એમના તે મિત્રનું ઘર ગિરગામ બૅકરોડપર હોવાથી ત્યાં જ એઓ રસ્તામાં ઉતરી જવાના છે. અત્યારે મારા બંગલામાં તે વેણીશંકરનું શું કામ હોય વારુ ? " સુનન્દાએ ગંભીરતાથી અક્ષરે અક્ષર અસત્ય ઉત્તર આપ્યું.

ગુલાબની કલ્પના સત્ય હતી; કારણકે, ગુલાબને કાલબાદેવીપર તેના ઘર આગળ ઉતારી દીધા પછી સુનન્દા વેણીશંકરને પોતાને

બંગલે લઇ ગઇ હતી. ગુલાબે ઘેર આવતાં જ પોતાની માતાને સમાચાર સંભળાવ્યા કે: "મા, સુનન્દા બહેન,–આપણી સુનન્દા નામક પક્ષિણી–વેણીશંકર નામક વ્યાધના જાળમાં સપડાઇ ચૂકી છે અને અત્યારે તે વેણીશંકરને પોતાની સાથે જ પોતાને બંગલે લઇ ગઇ છે."

"જે થયું છે તે આપણા લાભનું જ થયું છે." ભાગીરથીએ કહ્યું.

## પ્રકરણ ૧૫ મું

## સુભદ્રાનું કાશીપ્રયાણ

છેલ્લાં બે ત્રણ પ્રકરણોમાં વર્ણવેલી ઘટનાને લગભગ છ માસ જેટલો કાળાવધિ થઇ ગયો હતો, પરન્તુ અદ્યાપિ ભાગીરથીના, વિધવા સુભદ્રા તથા શીલવતી શારદાને અનુક્રમે તેમના વૈધવ્યધર્મ તથા પાતિવ્રત્યધર્મથી ભ્રષ્ટ કરવાના પાપમય પ્રયત્નોની કિંચિન્માત્ર પણ સફળતા થઇ શકી નહોતી; કારણ કે, વેણીશંકર તથા હરામખોર હળવદિયા બળદેવના અપવિત્ર પ્રયત્નોમાં સુભદ્રા તથા શારદા જેવી સાધ્વી સન્નારીઓની પવિત્રતાના દુર્ગને ભેદીને અંતઃપ્રવેશ કરવાની લેશમાત્ર પણ શક્તિ હતી જ નહિ. બળદેવે વેણીશંકરનો માણેકલાલના ગૃહમાં પ્રવેશ તો કરાવી આપ્યો હતો, પરંતુ માણેકલાલના ગૃહમાં પ્રવેશ થયા પછીના વેણીશંકરના તે આદર્શચરિત્રા માતા તથા પુત્રીના મનને ચળાવવાના સર્વ પરિશ્રમો સર્વથા વ્યર્થ જ થયા હતા. તેનાં સૌન્દર્ય, સંગીતકૌશલ્ય, એક હાર્મોનિયમ્ વગાડનાર તરીકેના નૈપુણ્ય તેમ જ સ્ત્રૈણ હાવભાવ આદિ શસ્ત્રોનું તે ઉભય શુદ્ધ આર્ય અબળાઓના અંતઃકરણમાં કાંઇ પણ પરિણામ થઇ શક્યું નહોતું. સુભદ્રા વેણીશંકર તથા બળદેવને નિરંતર પુત્ર કહીને બોલાવ્યા કરતી હતી

અને શારદા સદા તેમની સાથે વાર્તાલાપ કરતી વેળાયે તેમને બંધુ અથવા ભાઈ કહીને જ સંબોધતી હતી. વેણીશંકરના છ માસના સર્વ પ્રયત્નો જ્યારે નિષ્ફળ નીવડ્યા એટલે તેણે 'આ તલમાં તેલ છે જ નહિ': એમ ધારીને માણેકલાલના ગૃહમાં આવવા જવાના પોતાના વ્યવસાયને એકદમ બંધ કરી દીધો અને ભાગીરથીને સ્પષ્ટ શબ્દોમાં જણાવી દીધું કે: "મારા સૌન્દર્યના શસ્ત્રથી આજ સુધીમાં મેં અનેક અબળાઓના પાવિત્ર્યદુર્ગને ભેદી નાખ્યા છે, પરંતુ સુભદ્રા તથા શારદાના મનને ચળાવવાના કાર્યમાં મારી એક પણ કળા કૃતકાર્ય થઈ શકી નથી અને ભવિષ્યમાં મારી કોઈ પણ કળા એ સ્થાનમાં કૃતકાર્ય થાય એવો સંભવ પણ નથી! ખરેખર સુભદ્રા તથા શારદા સીતા તથા સાવિત્રી જેવી પવિત્રતાની વિશુદ્ધ તથા નિષ્કલંક પ્રતિમાઓ છે અને એવી વિશુદ્ધ વનિતાઓને વિકારવાસનાના માર્ગમાં પ્રેરવાનો પ્રયત્ન કરવો, એ પણ એક મહાભયાનક પાતક છે! અર્થાત્ મારાથી આ કાર્ય હવે કોઈ પણ રીતે કરી શકાય તેમ ન હોવાથી એમાટે હું આપની ક્ષમા માગું છું!!"

વેણીશંકર આ કાર્યથી જે આટલી સીમા પર્યન્ત વિરક્ત થઈ ગયો હતો તેનાં બે સબળ કારણો હતાં. પ્રથમ કારણ એ કે, રસિકા તથા યુવતી વિધવા સુનન્દા સાથે તેનો ગાઢ સ્નેહ સંબંધ થઈ ગએલો હોવાથી તેની પાસથી તેને વારંવાર આવશ્યકીય ધનની પણ પ્રાપ્તિ થતી હતી અને ઇચ્છિત ભોગવિલાસો પણ મળી શકતા હતા તથા દ્વિતીય કારણ એ કે, સુભદ્રા તથા શારદા અત્યંત ધર્મશીલ હોવાથી ત્યાં ફાવી જવાનો બહુજ ઓછો સંભવ હતો; એટલુંજ નહિ, પણ 'વેણીશંકર મારો પ્રેમી હોવા છતાં અને મારી પાસેથી તેને ધન આદિની પણ પ્રાપ્તિ થવા છતાં તે અન્ય અબળાના અનુરાગને મેળવવાનો યત્ન કરે છે, તો પછી મારે પણ એ બેવફા આશ-

અને શામાટે વળગી રહેવું જોઇએ ?' આવા વિચારથી સુનન્દા મને ત્યાગી દેશે, તો 'લેને ગઇ પૂત ઔર ખો આઇ ખસમ' જેવોજ ઘાટ આવીને ઊભો રહેશે, એવી તેના મનમાં ભયંકર ભીતિ રહ્યા કરતી હતી. એ ઉપરાંત વળી સુભદ્રા તથા શારદાની અવિચલ ધર્માનુરક્તિને અનુભવતાં તેમના વિશે તેના અંતઃકરણમાં એક પ્રકારની પૂજ્યભાવનાનો પણ કિંચિત્ ઉદ્ભવ થયો હતો અને તેના યોગે તેણે સુભદ્રા તથા શારદાને ભાગીરથીના તેમના અધઃપાતમાટે ચાલતા પ્રયત્નોથી જાણીતી કરીને તેમની પવિત્રતાને આડકતરી રીતે રક્ષવાનો પણ પોતાના હૃદયમાં દૃઢ નિશ્ચય કરી લીધો હતો.

મનશ્ચંચલતાના પરિણામે જો કે સુનન્દાનો અધઃપાત થયો હતો, તો પણ ભાગીરથી તથા સુનન્દાના સ્વભાવમાં એટલો ભેદ તો અવશ્ય હતો જ કે, ભાગીરથી પ્રમાણે સુનન્દા અન્ય પવિત્ર અબળાને તેની પવિત્રતાથી ચ્યુત કરીને પોતાની નકટાજમાતને વધારવાનો અધમ પ્રયત્ન કરનારી નીચ નારી નહોતી; કિન્તુ જ્યારે પણ કોઇ અબળાની આદર્શ પવિત્રતા તેના જોવામાં આવતી હતી, ત્યારે તે મનમાં તેની મુક્ત કંઠે પ્રશંસા કરીને પોતાના થએલા અધઃપાતમાટે પોતે જ પોતાને ધિક્કારતી હતી. સુનન્દાની આ કાંઇ જેવી તેવી સત્યપ્રિયતા તથા ઉદારતા તો ન જ કહી શકાય ! સુનન્દાના સતત સમાગમમાં આવવાથી તેના આ સદ્ગુણનો વેણીશંકરને પૂર્ણ પરિચય થઇ ગયો હતો અને તેથી તેણે એકવાર બહુજ દક્ષતાથી ભાગીરથીએ સુભદ્રા તથા શારદાના અધઃપાતમાટે આદરેલા અધમ પ્રયત્નોની વાર્ત્તા તેને અથથી ઇતિપર્યન્ત કહી સંભળાવી હતી.

વેણીશંકરના મુખથી ભાગીરથીના ભયાનક પ્રપંચનો ભેદ જાણવામાં આવતાં તે પ્રપંચની વાર્ત્તા સુભદ્રા તથા શારદાને જણાવી દેવાનો અને ભાગીરથીથી ચેતીને ચાલવામાટેનો ઉપદેશ આપવાનો

સુનન્દાએ પોતાનો વિચાર દર્શાવ્યો અને વેણીશંકરની પણ એવી જ ઇચ્છા હોવાથી તેણે સુનન્દાની એ સદ્‌ભાવનાને પુષ્ટિ આપીને વધારવાનો યત્ન કર્યો; માત્ર એટલું જ નહિ; પણ ' જો તમે સુભદ્રા તથા શારદા પાસે જાઓ, તો દુષ્ટ બળદેવથી પણ બચીને ચાલવાની સૂચના તેમને આપી દેજો,' એમ પણ તેણે સુનન્દાને જણાવી દીધું. ધર્મના માર્ગમાં ચાલનાર અને કોઇનું અશુભ ન ઇચ્છનાર સ્ત્રી કિંવા પુરુષના શત્રુઓ પણ કેટલીક વાર કોઇ એક અગમ્ય શક્તિના પ્રભાવથી અચિંત્ય પ્રકારથી કેવી રીતે તેમના મિત્ર બની જાય છે, એ તત્ત્વનો વેણીશંકર જેવા લંપટ પુરુષની સુભદ્રા તથા શારદા પ્રતિ થએલી શુદ્ધ બુદ્ધિના યોગે સંપૂર્ણ સાક્ષાત્કાર થઇ શકે એમ છે. અસ્તુ; સુનન્દા, હવે ક્યારે સુભદ્રા તથા શારદા પાસે જવું અને ભાગીરથીના પ્રપંચની વાર્ત્તા તેમને કેવા પ્રકારે જણાવવી, એ વિશેના વિચારમાં હતી; એવામાં એક દિવસ તેની ભગિની કપિંજલા તેને ઘેર આવી અને તેણે તેને એવા સમાચાર સંભળાવ્યા કેઃ—" સુભદ્રા બહેન આ સંસારના સર્વ સંમોહને ત્યાગીને આવતી કાલે વારાણસીમાં વાસ કરવામાટે પ્રયાણ કરી જવાનાં છે; માટે જો તારે તેમને મળવું હોય, તો આવતી કાલે જમીને માણેકલાલ ભાઇને બંગલે અરે ભૂલી ગોવિન્દલાલ ભાઇને બંગલે આવજે; હું પણ ત્યાં જવાની છું એટલે તેમને સ્ટેશનપર વળાવીને આપણે સાથે જ પાછાં ફરીશું."

" ખરેખર વિધવાની વિકારવિરક્તિ તો આવા પ્રકારની જ હોવી જોઇએ; હું અવશ્ય આવતી કાલે ત્યાં આવીશ અને દેવી સુભદ્રાના અંતિમ દર્શનથી મારાં નેત્રોને પવિત્ર કરીશ !" સુનન્દાએ કપિંજલાની ઇચ્છાનો આનંદપૂર્વક સ્વીકાર કરી લીધો.

* * * * *

બીજે દિવસે જે વેળાયે સુનન્દા ગોવિન્દલાલના બંગલામાં આવી, તે વેળાયે સુભદ્રાના કાશીપ્રવાસની સર્વ તૈયારીઓ થઇ ચૂકી હતી અને શ્વેતવસ્ત્રધારિણી દેવી સુભદ્રા ઉપરના ડ્રૉઈંગરૂમમાં તેને મળવામાટે આવેલી કેટલીક સ્ત્રીઓ સાથે જ્ઞાનાલાપ કરતી બેઠી હતી. સુનંદાએ જે પળે ડ્રૉઈંગરૂમના દ્વારમાં પ્રવેશ કર્યો, તે પળે તેણે સુભદ્રાના મુખમાંથી આ પ્રમાણેના ઉદ્દગારો નીકળતા સાંભળ્યા:—

" બાળક ઘડીમાં ને ઘડીમાં યુવક યુવતી થાય છે;
ધનવાન ને કંગાલ એવા રંગ બહુ બદલાય છે;
રંડાયલાં મંડાય છે, મંડાયલાં રંડાય છે;
આ વિશ્વનાટકની બધી એ ભૂમિકા ભજવાય છે;
નટભૂમિકા કરી પૂર્ણ અંતે જવનિકામાં જાય છે;
ત્યમ છેવટે સહુ લોક યમલોકે જતાં દેખાય છે!"

સુભદ્રાના આ ઉદ્દગારોની સમાપ્તિ થતાં સુનન્દાએ પ્રશ્ન પૂછ્યો કે "કેમ સુભદ્રા બહેન, કેમ છો, શું થાય છે?"

"આ વિશ્વની ક્ષણભંગુરતાનો વિચાર અને પરમાત્માના નામનું ચિન્તન!" સુભદ્રાએ શાંતિથી ઉત્તર આપ્યું.

"મેં તો ગઇ કાલે જ મારાં કપિંજલા બહેનના મુખથી સાંભળ્યું કે, તમો આ મુંબઇના વાસ અને આ સ્વર્ગલોક સમાન વૈભવવિલાસને ત્યાગી કાશીનિવાસમાટે પ્રયાણ કરી જવાનાં છો, તો શું એ વાત ખરી છે?" સુનન્દાએ વાર્ત્તાલાપને આગળ લંબાવ્યો.

"હા, ખરી વાત છે; કારણકે, હું વિધવા હોવાથી આ વૈભવવિલાસ મારામાટે કામના નથી; હવે આ તુચ્છ તથા ક્ષણિક વસ્તુઓના ઉપભોગની મારા અંતઃકરણમાં લેશમાત્ર પણ કામના નથી!" સુભદ્રાએ વિરાગદર્શક ઉત્તર આપ્યું.

"ધન્ય છે, તમારી વૈરાગ્યવૃત્તિને ! આવાં સ્રીરત્ન પ્રત્યેક ગૃહમાં તો નથી જ હોતાં !" સુનન્દાએ સુભદ્રાને ધન્યવાદ આપ્યો.

સુભદ્રાએ વૈધવ્યસંન્યાસની વ્યાખ્યા કરતાં જણાવ્યું કે:—

"વૈધવ્ય નશ્વર વિશ્વમાં સંન્યાસ છે શુભ નારનો;
જેના સુયોગે લોપ થાતો સર્વ મોહ વિકારનો;
દેખાઇ આવે સ્પષ્ટ ખોટો રંગ છે સંસારનો;
વિશ્રામ અવિચલ એક છે આધાર જગદાધારનો;
વૈધવ્યથી ખોટું ખરૂં પળવારમાં પરખાય છે;
ઉદ્ધાર આ વૈધવ્યવ્રતથી નારનો થઇ જાય છે !"

"ઉચ્ચ કુળની આર્ય વિધવાઓના જ્યારે આવા પવિત્ર આચાર છે; ત્યારે ઉચ્ચ કુળના આર્ય વિધુરોના એથી સર્વથા વિરુદ્ધ વ્યવહાર છે. એક કવિએ એ વિશે લખ્યું છે કે:" આ પ્રમાણે કહીને સુનન્દાએ તે કવિતાનો પાઠ ભણવા માંડયો:—

"જો પુરુષો રંડાય, પરણતા ઘોડે બેસી દશ દશ વાર;
તે ઉપરાંત કરે વળી છાનો મનગમતો બીજો વ્યભિચાર;
ધર્મનીતિનો ઘોષ કરીને નારી નષ્ટ કરે સંસાર;
વિધવા થાતાં બાળી નાખે પોતાનો આખો અવતાર;
સ્વતંત્રતા યૌવન ધન સાધન છતાં વિશ્વને ત્યાગે છે;
મિષ્ટ મધુર રતિરસને મૂકી અકાળ ધર્મે લાગે છે !"

"સુનન્દા બહેન, આ કવિતાના આશયને જોતાં આ કવિતા અવશ્ય કોઇ સુધારક પક્ષના કવિની રચેલી હોય, એમ તત્કાળ જણાઇ આવે છે, અને તેથી એ કવિનો આશય જો કે આદરને પાત્ર તો નથી જ; છતાં ધારો કે, પુરુષો આ વિષયમાં સ્વચ્છન્દતાથી વર્ત્તે છે, અન્યાયને આચરે છે અને અધર્મ કરે છે; તો પણ પ્રશ્ન એ ઉદ્ભવે છે કે, જો આપણે આર્ય અબળાઓ પણ તેમના જેવું જ

કલંકયુક્ત વર્તન કરી બતાવીએ, તો પછી સ્વચ્છન્દ પુરુષો કરતાં આપણી ઉત્તમતા તથા મહત્તા શી વારૂ ?" આમ કહીને સુભદ્રાએ નારીને સ્વીકારવા યોગ્ય માર્ગનો નિર્દેશ કરતાં કહ્યું કે;—

"સતીત્વને સંભાળી રે'વું ભલે કરે પુરુષો વ્યભિચાર;
પંક મલિન નર થાય, આપણે ધરવો નિર્મળ જળ આકાર;
પાપ પુરુષના પક્ષે રાખી ધર્મભાગ લેવો સુખકાર;
વિષની સત્તા સોંપી પુરુષને લેવો સુધાપાન અધિકાર;
સમાનતા નરની કરવાથી સ્ત્રીપવિત્રતા નષ્ટ થશે;
દેવી થાઓ! દાનવ અન્તે દેવીનાં ચરણે નમશે!"

"ત્યારે પુનર્લગ્ન વિશે આપનો શો અભિપ્રાય છે વારૂ ? કારણ કે, આજકાલ સુધારકો જ્યાં ત્યાં પુનર્લગ્નને પ્રસારવાના જીવ સટોસટના પ્રયત્નો કરી રહ્યા છે અને તેઓ એમ પણ કહે છે કે, પુનર્લગ્નનો અવરોધ એ જ ભારતવર્ષની અધોગતિનું મૂળ કારણ છે, એ સત્ય છે કે કેમ ?" સુભદ્રાને મળવામાટે આવેલી કેટલીક સ્ત્રીઓમાંની એક સૌભાગ્યવતી અબળાએ આ પ્રશ્ન રજૂ કર્યો.

એના ઉત્તરમાં સુભદ્રાએ શાંત ભાવ, ગંભીર મુદ્રા તથા પ્રભાવદર્શક સ્વરથી જણાવ્યું કે: "બહેન, પુનર્લગ્નને સુધારકો ભલે ભારતવર્ષની ઊર્ધ્વગતિનું સાધન માનતા હોય, પરંતુ મારી અલ્પ બુદ્ધિ અનુસાર હું તો એ પુનર્લગ્ન કિંવા વિધવાવિવાહને એક પ્રકારના મર્યાદાયુક્ત વ્યભિચાર તરીકે જ માનું છું; કારણકે, એક પતિનો પરલોકવાસ થતાં અન્ય પતિની પત્ની થવા સાથે જ સ્ત્રીની ધર્મનીતિનો અમુક અંશે તો ભંગ થઇ જ જાય છે અને જો સ્ત્રી એક પછી બીજો અને બીજા પછી ત્રીજો એમ અનુક્રમે નવા નવા પતિ કર્યા જ કરે, તો એ મર્યાદાયુક્ત વ્યભિચાર અન્તે અમર્યાદ થતાં

વેશ્યાવૃત્તિના રૂપમાં પરિણત થાય છે અને એટલામાટે જ કહેવામાં આવે છે કેઃ—

" આકાશમાં દેખાય છે નક્ષત્રની સંખ્યા અતિ;
તેમાં નિશાનો નાથ તો છે એક ચંદ્ર નિશાપતિ;
છે દેવ કોટિ અનન્ત કે જેની નથી ગણના થતી;
પણ તંત્રચાલક સૃષ્ટિનો પરમેશ એક જ છે પતિ;
આકાશમાં રવિ એક છે ને ધર્મની ગતિ એક છે;
છે અન્ય ભ્રાતા ને પિતા સતીનો સદા પતિ એક છે! "

સુભદ્રાનો સ્ત્રીસમાજસાથે આવા પ્રકારનો સંભાષણવિનોદ ચાલી રહ્યો હતો એટલામાં શારદાના ત્યાં આવવાથી તે સંભાષણનો અટકાવ થયો. શારદાએ દેવી સુભદ્રાને સંબોધીને વિનય પૂર્વક જણાવ્યું કેઃ " માતા, તમારા પ્રવાસમાટેની સઘળી તૈયારીઓ થઇ ચૂકી છે અને એઓ તમારી, લક્ષ્મણની તથા તમારી સાથે આવનારી બ્રાહ્મણી બાઇ તથા દાસી આદિની રેલ્વેની ટિકિટો પણ લઇ આવ્યા છે. રાતે તમારે પંજાબ મેલમાં ઉપડવાનું છે; કારણ કે, માર્ગમાં તમારે વ્રજયાત્રા કરવાની છે, એટલે એ ટ્રેન ઠીક પડશે. "

" બહુ સારૂં; પણ માણેકલાલ ક્યાં છે? કારણ કે, વખત થોડો છે અને મારે તેમને કેટલીક વાતો કહેવાની છે તથા કેટલીક ભલામણ પણ કરવાની છે. " સુભદ્રાએ માણેકલાલના સાક્ષાત્કારની ઇચ્છા દર્શાવી.

" તેઓ તેમના ઓરડામાં છે એટલે તેમને હમણાંજ અહીં મોકલાવું છું. " આમ કહીને શારદા ત્યાંથી પતિને સુભદ્રાનો સંદેશ પહોંચાડવામાટે ચાલતી થઇ ગઇ.

આ વેળાયે ભાગીરથી તથા ગુલાબ વારાણસી જતી સુભદ્રાને મળવાના નિમિત્તથી ત્યાં આવી પહોંચી; કારણ કે, સુભદ્રાના કાશીપ્રયાણની તૈયારીના સમાચાર માણેકલાલદ્વારા ભાગીરથીને પણ

ક્યારનાય મળી ચૂકયા હતા. આવતાંની સાથે જ અંતઃકરણની ઊંડી લાગણીનો અત્યંત દંભ બતાવીને ભાગીરથી સુભદ્રાને સંબોધીને કહેવા લાગી કે: "સુભદ્રા બ્હેન, તમો સદાને માટે અમો સર્વને ત્યાગીને વારાણસીમાં નિવાસ કરવાને અહીંથી ચાલ્યાં જાઓ છો, એથી અમારા અંતઃકરણમાં અતિશય ખેદ થાય છે, પણ શું કરીએ, અમારો કશો ઉપાય નથી; કારણ કે, તમોને તમારા ધર્મના માર્ગમાં આગળ વધતાં અમારાથી અટકાવાય તેમ નથી. ઇશ્વરેચ્છા બલીયસી! તો પણ બ્હેન, ત્યાં જઇને અમને સાવ ભૂલી ન જશો, કોઇવાર આ ગરીબ બેનપણીને કાગળ લખીને સંભારજો અને અમારા લાયક કાર્ય સેવા ફરમાવજો."

"ભાગીરથી બ્હેન, હું કાગળ તો લખીશ, પણ મારો તો તમને એજ ઉપદેશ છે કે, તમો પણ મારી સાથે વારાણસી આવીને વસો અને અવશિષ્ટ વિધવાજીવનને પરમાત્માના સ્મરણચિંતનમાં વીતાડીને પરલોકને સુધારવાનો પ્રયત્ન કરો." સુભદ્રાએ ભાગીરથીને પણ કાશીનિવાસનો ઉપદેશ આપ્યો.

એના ઉત્તરમાં ભાગીરથીએ જણાવ્યું કે: "સુભદ્રા બ્હેન, તમારો ઉપદેશ યોગ્ય છે; પરન્તુ જ્યાં સુધી મારી આ કુમારિકા કન્યાને પરણાવવાનો ભાર મારા શિરપરથી નથી ઊતર્યો, ત્યાં સુધી મારાથી આ ત્યાગના માર્ગને સ્વીકારી શકાય તેમ નથી. હું અત્યારે ગુલાબને પરણાવવાના પ્રયત્નમાં જ લાગેલી છું અને ઇશ્વર કરશે, તો અલ્પ કાળમાં જ એ શુભ કાર્યની સમાપ્તિ થઇ જશે એટલે પછી હું આપને મળવામાટે વારાણસીમાં આવીશ અને પરમાત્મા સદ્બુદ્ધિ આપશે, તો ત્યાં જ આપની સાથે અવિચલ નિવાસ કરીશ."

"પરમાત્મા અવશ્ય આપને સદ્બુદ્ધિ આપશે, એવો મારો આશીર્વાદ છે!" સુભદ્રાએ ભદ્ર વાક્ય ઉચ્ચાર્યું.

એ જ વેળાયે ડ્રાઇંગરૂમમાં માણેકલાલનું આગમન થવાથી સર્વ સ્ત્રીઓ ત્યાંથી ઊઠીને શારદાના ઓરડામાં ચાલી ગઇ અને ત્યાર પછી માણેકલાલે સુભદ્રાને ઉદ્દેશીને પૂછ્યું કે; "કેમ માજી, શી આજ્ઞા છે ?"

"ભાઇ માણેકલાલ," સુભદ્રાએ અત્યંત શાંત તથા ગંભીર મુદ્રાથી માણેકલાલસાથેના વાર્त્તાલાપનો આરંભ કર્યો: "તમારા સસરાના સ્વર્ગવાસ પછી બૅંકનો કાર્યભાર તમારા હાથમાં આવ્યો છે અને આજ સૂધી તે કાર્યભાર તમે સારી રીતે અને દક્ષતાપૂર્વક ચલાવ્યો છે; પરન્તુ મારા સાંભળવા પ્રમાણે હમણાં તમે બૅંકના ડિપૉઝિટર્સને વ્યાજનો મોટો લોભ બતાવ્યો છે, એટલુંજ નહિ, પણ એકવાર સખ્ત ઠોકર ખાવા છતાં સટ્ટા વગેરેના મેદાનમાં સાહસરૂપ અશ્વને પૂરા વેગથી દોડાવ્યો છે; આ વાર્त્તા જો સત્ય હોય, તો એનું પરિણામ તમારામાટે સારૂ આવવાનું નથી, એ નિશ્ચયપૂર્વક જાણી લેજો; તમો તો એથી સંકટના ખાડામાં ગબડશો, પણ મારી નિર્દોષ શારદાને પણ સાથે દુ:ખની ગર્ત્તામાં ગબડાવશો, એ વિશેની મને ઘણીજ ચિન્તા થયા કરે છે. તમારા સસરાનો તમારા પ્રતિ લેશ માત્ર પણ સારો ભાવ ન હોવા છતાં મારી ગરીબ ગાય જેવા પુત્રી શારદા તથા તેના પુત્રને સુખી કરવામાટેજ મેં મારૂં સર્વસ્વ ધન તમને આપી દીધું છે, એટલુંજ નહિ, પણ હું પોતે પણ આજે સદાને માટે મુંબઇને તથા મારા પતિના આ પ્રિય પ્રાસાદને છોડી જાઉં છું; એટલામાટે જો વિચારીને ચાલશો, તો જ સુખી થશો, એ મારા શબ્દોને અવશ્ય સ્મરણમાં રાખવાની કૃપા કરજો અને શારદા તથા ચન્દુને કદાપિ દુ:ખવશો નહિ."

"પ્રાણેશ, મારાં માતુશ્રીના ઉપદેશને ધ્યાનપૂર્વક સાંભળીને જો તે પ્રમાણે વર્त्तશો, તો જ આપણા કલ્યાણનો સંભવ છે."

વેળાસર ત્યાં આવી પહોંચેલી **શારદાએ** પણ **સુભદ્રાના** ઉપદેશને પુષ્ટિ આપી.

" બીજી સૂચના મારે તમને એ આપવાની છે કેઃ–" **સુભદ્રાએ** પોતાના ઉપદેશના પ્રવાહને આગળ વહેવડાવીને કહ્યુંઃ–" આ **ભાગીરથી** અને તમારા વિશે લોકોમાં કેટલીક નઠારી વાતો ચાલતી સંભળાય છે અને મારા પોતાના અનુભવ પ્રમાણે પણ આ **ભાગીરથી** પાતાળમાંથી પાણી કાઢે તેવી ચાલાક ચપળા દેખાય છે; એટલામાટે જો એની સાથે વિશેષ સંબંધ રાખશો અને એ ઉતરેલી મા દીકરીને ઘરમાં ઘાલશો; તો અવશ્ય પરિણામ શોકાસ્પદ જ આવશે: એ રંડા આ ઘર તથા આ કુટુંબની પાયમાલીના રંગને લાવી બતાવશે ! તમારે નિરંતર આ સૂત્રને સ્મરણમાં રાખવું કેઃ–

'નિષ્પક્ષપાત વિશાળ દર્પણ વિશ્વ આ કહેવાય છે;
આકાર એમાં હોય તેવો હુબહુ દેખાય છે;
જોઇ વિચારી ચાલવું એમાં ભલું છે સર્વનું,
સત્કર્મથી વખણાય જન દુષ્કર્મથી નિન્દાય છે ?"

**સુભદ્રાના** આજના આ કટુ ઉપદેશનું શ્રવણ કરીને **માણેકલાલના** આશ્ચર્યનો અવધિ થયો અને તે પોતાના મનમાં વિચારવા લાગ્યો કેઃ–"આ સર્વ ગુપ્ત વાર્તા મારાં સાસૂજીને કોણે જણાવી હશે; આ સર્વ વાર્તાઓ એમના જાણવામાં ક્યાંથી આવી હશે ? એનો વિચાર પછીથી કરાશે, પણ અત્યારે તો અસત્યનો આધાર લીધા વિના છૂટકો થાય તેમ છે જ નહિ ?" આ પ્રમાણેના નિશ્ચયપર આવીને **માણેકલાલ** પોતાના પાપને અસત્યના આવરણથી ઢાંકવાની ચેષ્ટા કરતો કહેવા લાગ્યો કેઃ " માજી, મારા કેટલાક હિતશત્રુઓએ મારા વિશે આ બધી કપોલકલ્પિત અને ખોટી અફવાઓજ ફેલાવી છે; આ સર્વ અસત્ય વાર્તાઓજ આપના સાંભળવામાં આવી છે !

હું હવે મરતાં સૂધી પણ સટ્ટા તથા શર્તની દિશામાં જવાનો નથી, એકવાર એવી સખ્ત ઠોકર ખાઇ ચૂકયો છું કે હવે ભૂલે ચૂકે પણ એ ધંધામાં પડવાનો નથી !"

"જો અત્યારના તમારા પોતાના વચન પ્રમાણે જ વર્તશો, તો અવશ્ય સુખી થશો અને આનન્દમાં જીવન વીતાડી શકશો." સુભદ્રાએ એ વાકય સાથે પોતાના ઉપદેશની સમાપ્તિ કરી દીધી અને ત્યારપછી કહ્યું કે "ત્યારે તમારે જો બેંકમાં જવું હોય, તો જઈ આવો અને વખતસર પાછા આવજો."

માણેકલાલ ચાલ્યો ગયો અને ત્યાર પછી સુભદ્રાને મળવા આવેલી સ્ત્રીઓએ પણ એક એક કરીને જવા માંડયું. માત્ર સુનન્દા ગઇ નહિ; કારણ કે તે જે વાર્ત્તા સુભદ્રાને જણાવવા ઇચ્છતી હતી તે જણાવવી કે નહિ, એ વિશેનો અદ્યાપિ તેના મનમાં વિચાર જ થયા કરતો હતો. છેવટે તે એવા નિશ્ચયપર આવી લાગી કે:— "સુભદ્રા તો આજે મુંબઇને ત્યાગી જતી હોવાથી સ્વાભાવિક જ ભયથી મુક્ત થાય છે, એટલે એ ધર્મમૂર્તિના હૃદયમાં આ વાર્ત્તા સંભળાવીને અકારણ આઘાત કરવાની આવશ્યકતા નથી. હવે કેવળ શારદા જ ભયમાં છે એટલે એક બે દિવસ પછી શારદાને એકાંતમાં મળીને એ વાર્તા જણાવીશ અને સાવધાન રહેવાની સૂચના આપીશ." આવા નિશ્ચયથી અત્યારે તો તેણે મૌનનું જ અવલંબન કરી લીધું અને "હું સુભદ્રા બહેનને સ્ટેશનપર વળાવીને જ ઘેર જઇશ" એવું નિમિત્ત દર્શાવીને તે ત્યાં જ બેસી રહી. ભાગીરથી તથા ગુલાબ તો ક્યારનીયે ચાલી ગઇ હતી; કારણ કે, તેઓ કાંઇ સુભદ્રા વિશેની ખરી લાગણીથી આવી જ નહોતી.

ધીમે ધીમે સમય વીતવા લાગ્યો અને અંતે સુભદ્રાના પ્રયાણનો સમય નેત્રો સમક્ષ આવીને ઉભો રહ્યો. માણેકલાલ બેંકમાંથી

સૂર્યાસ્ત થવા પૂર્વેજ પાછો ઘેર આવી પહોંચ્યો હતો એટલે માણેકલાલ, શારદા, સુભદ્રા, સુનન્દા તથા કપિંજલાએ આજે સાથે બેસીને ભોજન કર્યું અને ત્યાર પછી સ્ટેશનપર જવાની તૈયારી કરવામાં આવી. બંગલાના કૉમ્પાઉન્ડમાં બે ઘોડા ગાડીઓ તથા મોટરકાર તૈયાર ઉભેલાં હતી. એક ઘોડાગાડીમાં સુભદ્રાનો સામાન રાખીને તથા લક્ષ્મણ અને સુભદ્રાની સાથે જનારી બે બાઇઓને બેસાડીને તે ગાડીને આગળથીજ કોલબા સ્ટેશનપર જવાને રવાના કરી દેવામાં આવી; સુભદ્રા, શારદા અને માણેકલાલ મોટરમાં બેઠાં અને સુનન્દા, કપિંજલા તથા ઇન્દુ સુનન્દાની ગાડીમાં આરૂઢ થયાં. મોટર હજી ચાલતી થઇ નહોતી, એવામાં ગૃહને ત્યાગતી વેળાયે સુભદ્રાના નેત્રોમાંથી અશ્રુધારાનું વહન થવા લાગ્યું અને તેણે ગૃહને ઉદ્દેશીને ડુસકાં ભરી ભરીને એવા ઉદ્‍ગારો કાઢ્યા કેઃ-

“ પ્રણામ, મારા પરલોકવાસી પ્રિયતમ પતિના પ્રિય વિશ્રામસ્થાન, તને આ હતભાગિની સુભદ્રાના છેલ્લા પ્રણામ !

“ આનંદ ને ઉત્તમ વિલાસો ભોગવ્યા જે સ્થાનમાં;
જે સ્થાનમાં દિવસો ગયા ગૌરવે પ્રતિષ્ઠા માનમાં;
જ્યાં હું વસી નિશિદિન હસી સૌભાગ્યના અભિમાનમાં;
જે સ્થાનમાં મન આ રહ્યું પ્રભુ તેમ પતિના ધ્યાનમાં;
સ્વામી ગયો તારો અને આ સ્વામિની પણ જાય છે;
કેવુંક તારૂં તેજ જોઉં છું હવે જળવાય છે ! ”

સુભદ્રાના આ ઉદ્‍ગારો સાંભળીને શારદા તેને ઉદ્દેશીને બોલી કેઃ “ માતુશ્રી, જો આ ગૃહનો મોહ તમારાથી ન મૂકાતો હોય, તો જીવપર બળાત્કાર કરીને અહીંથી જવાની આવશ્યકતા નથી. અહીં જ રહો અને ધર્માચરણ કરો; અમો સર્વ પ્રકારે તમારી સેવામાં તત્પર રહીશું અને તમારી આજ્ઞાને પ્રભુની આજ્ઞા માનીને મસ્તકે ચઢાવીશું!”

" નહિ, મારી સુશીલા પુત્રી, નહિ; મારા અંતઃકરણમાં મોહ નથી, કિન્તુ મારાં સ્વર્ગવાસી ધર્મરાજ પતિની પ્રતિષ્ઠાની જ મને ચિન્તા થયા કરે છે. તારા પતિને નિરંતર એવો ઉપદેશ આપતી રહેજે કે જેથી તે તારા પરલોકવાસી પિતાની પ્રતિષ્ઠાને ઝાંખ ન લગાડે, જે બનેલું છે તેને પોતાના હાથે જ ન બગાડે! ભલે હવે મૉટરને ચલાવો; કારણ કે, જો ટ્રેનનો વખત થઇ જશે, તો આજના પ્રયાણને આવતી કાલપર મુલ્તવી રાખવું પડશે. " સુભદ્રાએ છેવટે હૃદયને દૃઢ કરીને મૉટરને ચલાવવામાટેની આજ્ઞા આપી દીધી.

* * * * *

બુલાખે ઘેર આવ્યા પછી પોતાની માતાને સંબોધીને કહ્યું કે " મા આપણી સુખપ્રાપ્તિના માર્ગમાંનો એક કાંટો તો આજે પોતાની મેળે જ દૂર થઇ ગયો છે એટલે હવે આપણામાટે માત્ર શારદારૂપ એક જ કંટકને આપણા માર્ગમાંથી ખસેડી દેવાનો પરિશ્રમ અવશિષ્ટ રહ્યો છે. "

" સુભદ્રાને તેના વૈધવ્યધર્મથી ભ્રષ્ટ કરીને અપકીર્તિપાત્ર કરવાની મારી જે આકાંક્ષા હતી, તે તેના કાશીપ્રયાણથી પૂરી થઇ શકી નથી અને તેમાટે મારા હૃદયમાં અત્યંત ખેદ થાય છે. પરંતુ અત્યારે હવે એ વિશેના વિચારને ત્યાગીને પ્રથમ શારદારૂપ કંટકને આપણા માર્ગમાંથી જેમ બને તેમ સત્વર છાંટો નાખવાનો આપણે પ્રયત્ન કરવો જોઇએ: કારણ કે, એ કાર્યની સમાપ્તિમાં જેટલો વિલંબ થાય છે, તેટલો આપણા આનંદવિલાસનો કાળ આગળ લંબાય છે! પરન્તુ હવે શારદાના સર્વનાશનો આરંભ કેવા પ્રકારે કરવો એ પ્રશ્નનું નિરાકરણ થવું જોઇએ." ભાગીરથીએ પોતાના મનોભાવને વ્યક્ત કરી બતાવ્યો.

" આજકાલ કાંઇ વેણીશંકર મહાશય નથી દેખાતા, તેનું શું

કારણ છે વારૂ ? એ મહાશય તેમને સોંપેલા કાર્યમાં કાંઇ વિજય મેળવી શક્યા છે કેમ, એની કાંઇ ખબર ન પડી." ગુલાબે ભાગીરથીને વેણીશંકરનું સ્મરણ કરાવ્યું.

"વેણીશંકર એકદમ આવતો બંધ થઇ ગયો છે, એનાં મારી કલ્પના પ્રમાણે બે કારણો હોવાં જોઇએ. એક તો સુભદ્રા તથા શારદાને ધર્મના માર્ગથી ચળાવવાના પ્રયત્નમાં તેને વિજય મળી ન શકવાથી તે આપણી પાસે આવતાં શર્માતો હોવો જોઇએ; અને બીજું સુનન્દા તેના સ્નેહની ઉપાસિકા થયેલી હોવાથી ત્યાં ધન તથા ભોગવિલાસ ઉભય વસ્તુઓની પ્રાપ્તિ થતાં આપણી કૃપાની તેને આવશ્યકતા જ નહિ રહી હોય. અસ્તુ; જે કારણ હોય તે ખરૂં; પણ એટલું તો નક્કી જ છે કે, વેણીશંકર કિંવા બળદેવના પ્રયત્નોથી શારદા જેવી સાધ્વી ધર્મથી ભ્રષ્ટ થશે, એ આશા રાખવી સર્વથા વ્યર્થ છે અને તેટલામાટે શારદાના અધઃપાતમાટે બીજો કોઇ આડકતરો ઉપાય જ આપણે યોજવો પડશે; અન્યથા આપણા કાર્યની સિદ્ધિ સર્વથા અશક્ય અને અસંભનીય છે. કેવળ પ્રપંચ અને પ્રપંચથી જ આપણા કાર્યની સફળતાનો સંભવ છે." ભાગીરથીએ ઉપાયની દિશા દર્શાવી.

"પ્રપંચપિશાચની સહાયતાથી કયા કાર્યની સિદ્ધિ નથી કરી શકાતી વારૂ ?" ગુલાબે ભાગીરથીની ભાવનાને અનુમોદન આપ્યું.

ભાગીરથી એ વેળાએ ગહન વિચારમાં નિમગ્ન થએલી હોવાથી ગુલાબના એ ઉદ્‍ગારના ઉત્તરમાં કાંઇ પણ બોલી નહિ; કેટલીકવાર પછી અમુક પ્રકારના નિશ્ચયપર આવીને અચાનક તેણે ગુલાબને કહ્યું કેઃ "ચિંતા નહિ; જોઇ લેવાશે !

"છે જીવતી ભાગીરથી તો શારદા નિર્ભય નથી;
આ પ્રતિસ્પર્ધાના સમરમાં શારદાનો જય નથી !"

---

અસ્તુ; લગભગ સાંઝના ચાર સાડાચાર વાગ્યા હતા, બ્રાહ્મણી વિધવા ચોખા વીણતી બંગલાના ઓટલાપર બેઠી હતી અને ભૈયો કૉમ્પાઉન્ડના મોટા દરવાજા પાસેની પોતાની લાકડાની ઓરડીના આગળના ભાગમાં તુલસીકૃત 'રામાયણ'ના વાંચનની એકાવનમી આવૃત્તિ કરવામાં નિમગ્ન હતો. આ વેળાયે હરામખોર હળવદિયા બળદેવે બંગલાના કૉમ્પાઉન્ડના દ્વારમાં પ્રવેશ કર્યો અને તે નિત્યનો આવનાર હોવાથી ભૈયાએ તેને કાંઇ પણ પૂછ્યા ગાછ્યા વિના જ અંદર જવા દીધો. બળદેવે બંગલાના ઓટલાપર આવીને તે ચોખા વીણતી બ્રાહ્મણી વિધવાને સંબોધીને પૂછ્યું કેઃ—

"કેમ પાલી, બંગલામાં અત્યારે કોણ કોણ છે ? ઇન્દુ અહીં છે કે વાલુકેશ્વર ગયો છે ?"

"બંગલામાં અત્યારે ઉપર શારદાબાઇ પુસ્તક વાંચતાં બેઠાં છે અને ઇન્દુ તો ગઇ કાલનો કપિંજલા બહેન સાથે વાલુકેશ્વર ગયો છે, તે હજી આવ્યો જ નથી; ઘણું કરીને તે આવતીકાલે આવવાનો છે, એમ આજે બપોરે જ બાઇ સાહેબ કહેતાં હતાં." પાલીએ પ્રશ્નનું યથાયોગ્ય ઉત્તર આપ્યું.

"ઇન્દુ આજે અહીં નથી, એ બહુજ સારૂં થયું છે; કારણ કે, આજે હવે આપણા કાર્યનો નિર્વિઘ્ન આરંભ કરી શકાશે. હું ઉપર શારદા પાસે જાઉં છું અને મારા કાર્યનો આરંભ કરૂં છું; પરંતુ એટલામાં જો કોઇ આવે, તો મને ઇશારાથી ચેતવણી આપી દેજે; સમજી ?" બળદેવે પાલીને સૂચના આપી.

"એ વિશે તમારે નિશ્ચિન્ત રહેવું; એટલા કારણથી તો આજે હું ખાસ બંગલાના દરવાજામાં જ ચોખા વીણવાનું બાનું કાઢીને બેઠી છું. તે જોતા નથી ? જાઓ અને કરો ફતેહ !" પાલીએ તેને પુષ્ટિ આપી.

બળદેવ ત્યાંથી તત્કાળ ઉપરના ડ્રોઇંગ રૂમમાં આવી પહોંચ્યો. એ વેળાએ શારદા સાદાં વસ્ત્રો પરિધાન કરીને સમુદ્રાભિમુખ બારી પાસેની હૅંગિંગ્ ચેઅરમાં એક અંગ્રેજી પુસ્તક વાંચતી પડી હતી. તે પુસ્તકના વાંચનમાં એટલી બધી તલ્લીન થયેલી હતી કે બળદેવ ઠેઠ તેનાં નેત્રો સમક્ષ આવીને ઊભો રહ્યો, ત્યાં સૂધી તેના આગમનનું તેને જરા પણ ભાન હતું નહિ. તેને જોતાં જ શારદાએ પ્રશ્ન કર્યો કેઃ-"કેમ બળદેવભાઇ, અત્યારે ઉપર શામાટે આવ્યા છો ? ઇન્દુ હજી વાલુકેશ્વરથી આવ્યો નથી અને તેથી આજે તેને ભણાવવાનો પરિશ્રમ તમારે લેવાનો નથી, એ વાર્ત્તા તમને ભૈયાએ નથી જણાવી કે શું ? નીચે ઓટલાપર પાર્વતી ચોખા વીણતી બેઠી છે, તેણે પણ તમને કાંઇ ન કહ્યું કે શું ?"

"ઇન્દુભાઇ આવતી કાલે વાલુકેશ્વરથી આવવાના છે, એ સમાચાર મને પાર્વતીએ આપ્યા છે; છતાં એક ગુપ્ત કાર્યમાટે જ અત્યારે હું તમારી પાસે આવ્યો છું; કારણ કે, તમારી સાથે એકવાર એકાંતમાં વાર્ત્તાલાપ કરવાની આજે ઘણા દિવસથી મારી પ્રબળ ઇચ્છા હતી, પરંતુ તેવો પ્રસંગ મળી શકતો નહોતો; આજે અચાનક તેવો પ્રસંગ મળ્યો છે અને તેથી એ પ્રસંગનો લાભ મારે લેવો જ જોઇએ." બળદેવે શારદા સાથેના વાર્ત્તાલાપનું મંગળાચરણ કર્યું.

"મારી પાસે તમે ગુપ્તકાર્યમાટે આવ્યા છો અને મારી સાથે એકાંતમાં વાર્ત્તાલાપ કરવાની ઇચ્છા ધરાવો છો ? આશ્ચર્ય ! જો કે તમારા આજના આ ઉદ્ગારો સાંભળીને મારા હૃદયમાં સંશયનો સંચાર થાય છે; પરંતુ જ્યાં સૂધી યોગ્ય કારણ ન હોય, ત્યાં સૂધી હૃદયમાં સંશયને સ્થાન આપવું યોગ્ય ન હોવાથી જો તમારો તે વાર્ત્તાલાપ યોગ્ય અને સાંભળવાયોગ્ય હશે તો હું આનંદથી સાંભળીશ અને તમારા કલ્યાણનો યથાસાધ્ય પ્રયત્ન કરીશ." શારદાએ

શુદ્ધ વર્તનને હું સારી રીતે જાણું છું. છતાં ધારો કે, એવું કાંઇ હોય, તો પણ મારે એ વિશેની ચિંતા કરવાની નથી; કારણ કે, મારાથી શું કરી શકાય એમ છે ? પતિનું ચરિત્ર ગમે તેવું હોય, તો પણ પતિનું નિરંતર કલ્યાણ ઇચ્છવું, એજ પતિવ્રતા આર્યનારીનો પરમ ધર્મ છે. હું પરમેશ્વરનાં ચરણોમાં એટલી જ પ્રાર્થના કરૂં છું કે, જો તેમની બુદ્ધિ વિકૃત થઇ હોય, તો પરમાત્મા તેમની વિકૃતિને દૂર કરીને તેમને શુદ્ધ બુદ્ધિ આપો !" શારદાએ એક સતીને શોભાવનારા વિચાર કાઢ્યા.

"આવી રીતે મનમાં જ બળીજળીને બેસી રહેવું અને કૃતઘ્ન પતિ પાસેથી આ અપમાનનો યોગ્ય બદલો ન લેવો; એ આપ જેવાં એક વિદુષી તથા રસભીનાં સ્ત્રીરત્નમાટે ઘણી જ શર્માવનારી ઘટના કહી શકાય. પ્રયત્ન વિના પરમેશ્વર પણ સહાયક થતો નથી અને એટલામાટે મારો તો તમોને એજ ઉપદેશ કે, શેઠ પાસેથી આ અપમાનનો બદલો તમારે કોઇ પણ પ્રકારે લેવો જ જોઇએ!" બળદેવે શારદાને માણેકલાલ પાસેથી યોગ્ય બદલો લેવાનો આગ્રહ કર્યો.

"હા, ખરી વાત છે; હું તેમની પાસેથી આ અપમાનનો યોગ્ય બદલો લઇશ; એક આર્ય અબળા પોતાના પતિ પાસેથી જેવો બદલો લેવાની આકાંક્ષા ધરાવે છે, તેવો બદલો હું પણ અવશ્ય લઇશ ! " શારદાએ કહ્યું.

બળદેવના મુખમંડળમાં આનંદની છટા દેખાવા લાગી; કારણ કે, શારદાના આ શબ્દોથી તેની એવી ધારણા થઇ હતી કે, શારદાનો માણેકલાલ પ્રતિ તિરસ્કાર થવા માંડયો છે અને તેથી હવે તેના હૃદયને સહજ પ્રયત્નથી કુમાર્ગની દિશામાં વાળી શકાશે. આવી ધારણાથી તેણે પૂછ્યું કે: " ત્યારે એ બદલો આપ કેવી રીતે અને કેવા પ્રકારે લેવા ધારો છો વારૂ ? "

" પરમાત્માનાં ચરણોમાં નિરંતર તેમના કલ્યાણ અને શુદ્ધ ચારિત્ર્યમાટેની પ્રાર્થના કરીને ! " શારદાએ પુનઃ પૂર્વ પ્રમાણેનું જ ઉત્તર આપ્યું.

બળદેવના મુખમંડળમાં પુનઃ નિરાશાનાં ચિન્હો પ્રકટી નીકળ્યાં અને તે નિરાશા અસહ્ય થવાથી તે એકદમ બોલી ઉઠયો કેઃ "શ્રીમતી, આ મૂર્ખતાને ત્યાગી દો અને જેવું વર્તન શેઠ સાહેબે કરી બતાવ્યું છે, તેવુંજ વર્ત્તન આપ પણ કરી બતાવો. એ તો 'થાય તેવાં થઇએ, તો ગામ વચ્ચે રહીએ' એવો આ સંસારનો ન્યાય છે. જેવી રીતે તમારા પતિ અન્ય અબળાના અનુરાગમાં તલ્લીન થયા છે, તેજ પ્રમાણે તમો પણ કોઇ અન્ય પુરુષને તમારા પ્રેમપીયૂષનું પાન કરાવો અને આ આશરીર તથા સૌન્દર્યના ફળને પ્રાપ્ત કરી લ્યો. બદલો આનું નામ છે અને રોઇ ધોઇને બેસી રહેવું, એ તો મૂર્ખ અબળાઓનું કામ છે ! આજકાલ ઘણાંક મોટાં માણસોનાં ઘરમાં આવો જ પ્રકાર ચાલે છે; શેઠ સાહેબ કોઇ નન્નીજાન કે મુન્નીજાનના પ્રેમને સેવતા હોય છે, તો શેઠાણી સાહેબની કૃપાથી કોઈ સાધારણ નોકર ચાકર આનંદ મંગળ કર્યા કરે છે; શેઠ શેઠાણીને સંભારતા નથી અને શેઠાણી શેઠની વાટ જોતાં નથી ! જો આપનો આ પ્રમાણે બદલો લેવાનો વિચાર હોય, તો આપની સ્નેહસેવા કરવામાટે આ દાસ તત્પર છે; માત્ર આપની આજ્ઞાનો જ વિલંબ છે ! "

જ્યારે નીચ બળદેવે પોતાના અત્યન્ત દુષ્ટ મનોવિકારને આવા સ્પષ્ટ શબ્દોમાં વ્યક્ત કરી બતાવ્યો એટલે હવે શારદાથી વધારે વાર શાંત રહી શકાયું નહિ અને તેથી તે એક કોપાયલી સિંહી સમાન ગર્જના કરીને કહેવા લાગી કેઃ "દુષ્ટ મનુષ્ય, બ્રાહ્મણના

નામને લજાવનાર કુલકલંક કુલાંગાર, આ શબ્દો તું કોના સમક્ષ ઉચ્ચારે છે, એનું તને ભાન છે ખરૂં કે ? કેટલાંક મોટાં માણસોનાં ઘરોમાં કદાચિત્ તું કહે છે તેવા અનીતિના પ્રકારો ચાલતા હશે, પણ આ ઘર તે ઘરોમાંનું નથી, એ તારે નિશ્ચયપૂર્વક જાણી રાખવું. મારા પતિની અસત્ય નિન્દા તેં શા કારણથી કરી છે, એનો ભેદ હવે મારા જાણવામાં આવ્યો. મારા પતિની મારા સમક્ષ આવી નિન્દા કરવામાં તારી તો કદાચિત્ એજ ધારણા હશે કે, પતિના આવા કુવર્ત્તનની વાર્ત્તા સાંભળવાથી મારા મનમાં તેમના વિશે તિરસ્કાર આવી જશે અને હું તત્કાળ તારી ઇચ્છાને માન્ય કરી લઇશ; પણ નાદાન, તું તારી એ ધારણામાં ઠગાયો છે. મારો દૃઢ નિશ્ચય છે કે મારા પતિ એવા માર્ગમાં જાય તેવા નથી જ; છતાં કોઇ પુરુષ વ્યભિચારી હોય, તો તેની સ્ત્રીએ પણ વ્યભિચારિણી થવું જ જોઇએ, એવો કાંઇ નિયમ નથી; અને તેમાં પણ હું તો એક ભણેલી અને ધર્માધર્મને સારી રીતે જાણનારી આર્ય અબળા છું એટલે મારા અંતઃકરણમાં તો સ્વપ્નેય એવી પાપવાસના ઉદ્‌ભવવાનો સંભવ નથી. એનો તારે વિચાર કરવો જોઇતો'તો. નીચ નિમકહરામ, મારા પતિએ તને દશને બદલે પંદર રૂપિયાનો પગાર કરી આપ્યો અને તારાપર આટલો બધો દયાભાવ દર્શાવ્યો; તેનો આ બદલો આપવાનો વિચાર તારા નીચ હૃદયમાં સ્ફુરી આવ્યો ? હું તો ધારૂં છું કે, તું તારી માતાના પરણેલા ધણીનો પુત્ર જ નથી; કિન્તુ વ્યભિચારનું જ ફળ છે; નહિ તો તારામાં આટલી સીમાપર્યન્તની નીચતા આવે જ નહિ ! હું તને નિરંતર મારા બંધુ કિંવા પુત્ર તુલ્ય જ માનતી હતી અને તેં મારામાંજ કુદૃષ્ટિ રાખી ? તને અને તારાં માતાપિતાને શતાવધિવાર ધિક્કાર છે, નીચ કૂતરા ! જા, હવે અહીંથી તારૂં કાળું કરીને ચાલ્યો જા; જો આવતી કાલથી આ ગૃહની દિશામાં આવીશ,

તો તારૂં શું અનિષ્ટ થશે, એ મારાથી કહી શકાતું નથી. હું સિંહ-જાયા છું, માટે મને છેડવાથી તને લાભ થવાનો નથી, એ સારી રીતે સ્મરણમાં રાખી લેજે. તને ગરીબ જાણીને અત્યારે તને જતો કરૂં છું, એમાટે મારો ઉપકાર માનજે; નહિ તો અત્યારે જ ભૈયાને બોલાવીને તારાં હાડકાંના ચૂરેચૂરા કરાવી નાખવાની મારામાં શક્તિ છે. જા, ચાલતો થા; હું તારો એક પણ શબ્દ સાંભળવા માગતી નથી."

"ત્યારે અત્યારે મને રજા આપીને આ ઘરમાં આવવાની સદાને માટે મનાઇ કરવામાં આવે છે?" બળદેવે રુક્ષ વદનથી પૂછ્યું.

"હા, તેમ જ છે; કારણકે, દુગ્ધ પાઇને ઉછેરેલો સર્પ જો કરડવાને તૈયાર થાય, તો તેને અવશ્ય દૂર કરવો જ જોઇએ; કારણકે તે કઇ વેળાયે ભયંકર થઇ પડશે, એનો કશો નિયમ હોતો જ નથી." શારદાએ ઉત્તર આપ્યું.

"જો તમારી એવી જ ઇચ્છા હોય, તો મારો એક માસનો પગાર નીકળે છે, તે કૃપા કરીને અત્યારે જ આપવાની ઉદારતા બતાવશો?" બળદેવે પગારની માગણી કરી.

શારદાએ તત્કાળ ઊઠીને કબાટમાંથી પંદર રૂપિયા તેને કાઢી આપ્યા અને કહ્યું કે: "જો બળદેવ, પાછો મારા આ બંગલાની દિશામાં કદાપિ ન આવીશ; નહિ તો તારામાટે એનું પરિણામ સારૂં નહિ આવે."

રૂપિયા હાથમાં આવતાં જ બળદેવનો રંગ બદલાયો અને તે નિર્ભય થઇને કહેવા લાગ્યો કે: "શારદા શેઠાણી, જો તમો આ-જની મારી પ્રાર્થનાનો સ્વીકાર કરીને મારી ઇચ્છાને આધીન થયાં હોત, તો તેમાં અવશ્ય તમારૂં કલ્યાણ હતું; પરંતુ તમે મારો તિર-સ્કાર કરીને એક સૂતેલા સર્પને જ લાત મારીને જગાડ્યો છે, એમ

જ તમારે માનવાનું છે. આ સર્પ હવે તમને દંશ દીધા વિના અને તમારા સંસારસુખને ધૂળમાં મેળવ્યા વિના જંપીને બેસવાનો નથી તે નથી જ ! મને આ ઘરમાં આવતો બંધ કરીને મારા પેટપર લાત તો મારો છો, પણ ચેતતાં રહેજો અને જોજો કે તમારા આ સાહસનું અલ્પકાળમાં જ શું પરિણામ આવે છે ! આ મુંબઇમાં હું હરામખોર હળવદિયાના નામથી ઓળખાઉં છું તે યાદ રાખજો. હજી પણ હું તમને ચેતવણી આપું છું કે, આવતી કાલ સુધીમાં જો ચિઠ્ઠી લખી માફી માગીને તમે મને બોલાવશો, તો હું આવીને સેવામાં ઉપસ્થિત થઇશ; પણ જો આવતી કાલની સાંઝ સુધીમાં તમારી ચિઠ્ઠી નહિ આવે, તો પરમ દિવસે હું મારૂં ધાર્યું કરી લઇશ !"

"જા જા: કૂતરા, તારાથી થાય તે કરી લેજે !" શારદાએ બિલકુલ બેપરવાઇ ભરેલો જવાબ આપ્યો; એટલું જ નહિ, પણ તેના મોઢાપર એક એવો તો તમાચો લગાવી દીધો કે, હરામખોર હળવદિયો ગાલને શેકતો શેકતો કાંઇ પણ વધારે બોલ્યા વગર ત્યાંથી ગચ્છંતી કરી ગયો. રસોઇ કરનારી વિધવા પાર્વતી આ નાટકને જોતી ડ્રોઇંગ રૂમના દ્વારની બહાર લપાઇને ઊભી હતી, તે બળદેવને બહાર આવતો જોઇને નીચે ઊતરી ગઇ અને જ્યારે તે નીચે આવ્યો એટલે અજાણી થઇને. તેને પૂછવા લાગી કે–

"કેમ મહાશય, તમારા કાર્યનો આરંભ કેવોક થયો ?"

"આજનો પ્રયત્ન તો સર્વથા નિષ્ફળ ગયો !" ઉત્તર મળ્યું.

"આ તમારો ગાલ લાલ લાલ કેમ દેખાય છે વારૂ ?" પાર્વતીએ તેના ગાલપર આંગળી ફેરવીને પૂછ્યું.

"એ તો ખીલને ફોડવાથી ગાલ લાલ દેખાતો હશે." બળદેવે તમાચો ખાવાની વાતને છુપાવવાનો યત્ન કર્યો.

પાર્વતીએ કહ્યું કે: "આ કાંઇ સુનન્દા નથી કે વેણીશંકર

જેવાનાં ભાગ્ય ઝટ ચમકી જાય; આ તો સતી સીતા છે કે જેના સતીત્વ સમક્ષ રાવણ જેવાનાં ગાત્ર પણ ગળી જાય, તો પછી તમારી મહત્તા તે શી જળવાય ? ”

“ એ દિવસ પછી જોજે કે શું થાય છે ? ” એટલું જ ઉત્તર આપીને બળદેવ ત્યાંથી વિદાય થઇ ગયો. તેના ગયા પછી પાર્વતી પોતાના મનમાં જ બળદેવ તથા ભાગીરથીને ધિક્કારીને શારદાની અનન્ય ભાવથી પ્રશંસા કરવા લાગી.

શારદાએ બળદેવને અપમાન કરીને તથા તમાચો મારીને ઘરમાંથી કાઢી તો મૂકયો, પરંતુ બળદેવના ગયા પછી તેના ઉચ્ચારેલા પ્રતિશોધ વિષયક શબ્દો શારદાના અંતઃકરણમાં શલ્ય સમાન ખુંચવા લાગ્યા અને તેની મનોદેવતા તેને કહેવા લાગી કેઃ “ શારદે, ચેતતી રહેજે; નીચ પુરુષો વૈરનો બદલો નીચતાથી લીધા વિના કદાપિ શાંત થતા નથી; કારણ કે શુદ્ધચરિત્ર જનોને અકારણ કષ્ટ દેવું એ દુશ્ચરિત્રશીલ મનુષ્યોનો સ્વભાવ જ હોય છે અને એટલામાટે એ હરામખોર હળવદિયો તારા સુખમાં બાધા લાવવાનો અવશ્ય ભયંકર પ્રયત્ન કરવાનો જ ! ”

પરંતુ શારદાનો પરમેશ્વરમાં અનન્ય વિશ્વાસ હોવાથી તેણે એ વિઘ્નને નિવારવાનો ભાર પરમેશ્વરના શિરપર નાખી દીધો અને ત્યારપછી થોડીવારમાં જ ઇન્દુને લઇને કપિંજલા ત્યાં આવવાથી તેની સાથે વાતચીતમાં પડતાં થોડીવારને માટે તે પોતાની મનોવેદનાને ભૂલી ગઇ.

જો સુનન્દાએ બળદેવથી ચેતીને ચાલવાની સૂચના શારદાને યથા સમય આપી દીધી હોત, તો કદાચિત્ શારદાને આજનો પ્રસંગ જોવો ન પડત; પણ સુનન્દાએ તે સૂચના આપવામાં વિલંબ કર્યો અને તેથી જ શારદના શિરપર સંકટના મેઘ તૂટી પડયા.

કપિંજલાના ગયા પછી **શારદા** પુનઃ પોતાના મનમાં વિચાર કરવા લાગી કેઃ—"શિષ્ટ જનોનો જે એવો ઉપદેશ છે કે, કોઇ પણ મનુષ્યના ચારિત્ર્યની પરીક્ષા કર્યા પછી જ તેનો ગૃહમાં પ્રવેશ થવા દેવો અને તેના ગાઢ સમાગમમાં આવવું, નહિ તો અવિચારથી કોઇ વાર બહુજ દુઃખદાયક પરિણામ ભોગવવું પડે છે; એનો આજે મને સંપૂર્ણ સાક્ષાત્કાર થઇ ચૂકયો છે. **ભાગીરથી**ના વચનમાં વિશ્વાસ રાખી તેની ભલામણથી કોઇ પણ પ્રકારની પરીક્ષા કર્યા વિના આ નીચ અને હરામખોર હળવદિયાનો ગૃહમાં પ્રવેશ થવા દીધો, તે અવિચારનું આજે મને યથાર્થ ફળ મળી ચૂકયું છે અને હજી પણ એ ચાંડાલ કોણ જાણે કેવી નીચતા કરી બતાવશે, એનો કશો નિશ્ચય નથી. પરંતુ હા, **ભાગીરથી**ના ગૃહમાં તેની કન્યા કુમારિકા છે અને તે યૌવનમાં આવેલી છે, તો તેમના નિત્ય સમાગમમાં આવતો એ નીચ **બળદેવ** કયાંક તે કુમારિકાના કૌમારની ભ્રષ્ટતા ન કરી નાખે, એટલામાટે **ભાગીરથી**ને તો અવશ્ય **બળદેવ**ની નીચતાનું રહસ્ય મારે જણાવવું જ જોઇએ. **ભાગીરથી** પણ કદાચિત્ એ ચાંડાલના આવા ચારિત્ર્યથી અજ્ઞ જ હશે; કારણ કે, નહિ તો તે જાણી જોઇને આવા લંપટ તથા અધમ મનુષ્યને કોઇ પ્રતિષ્ઠિત કુટુંબમાં આશ્રય અપાવવાનું સાહસ કરે જ નહિ."

**શારદા** આ સંસારમાં કેટલીકવાર ચાલતા અકલ્પ્ય છળ પ્રપંચોથી સર્વથા અજ્ઞાન અને ભોળી હોવાથી **બળદેવે** દર્શાવેલી નીચતા કેવળ **ભાગીરથી**ની નીચ પ્રેરણાનું જ પરિણામ હતું, એની તેના મસ્તિષ્કમાં કલ્પના માત્ર પણ આવી શકી નહિ. જે વેળાયે ભલી અને ભોળી **શારદા** **ભાગીરથી** તથા તેની કન્યાના કલ્યાણ વિશેના આવા વિચારમાં નિમગ્ન હતી, તે જ વેળાયે **ભાગીરથી** **શારદા**ના સુખસંહારના પ્રયત્નમાં કેટલી સીમા પર્યન્ત નિમગ્ન થએલી હતી,

એ આપણુ જોવાનું છે.

* * * *

બળદેવ શારદાના તિરસ્કાર તથા તાડનનો ભોક્તા થઇને ત્યાંથી જે નીકળ્યો, તે એકદમ ભાડાની વિક્ટોરિયા કરીને ભાગીરથી પાસે આવી પહોંચ્યો. બળદેવની એ સમયની મલિન તથા શોકાચ્છાદિત મુખમુદ્રાને જોતાં જ ભાગીરથીનો નિશ્ચય થઇ ગયો કેઃ બળદેવને તેના આજના કાર્યમાં કિંચિન્માત્ર પણ વિજય મળી શક્યો નથી અને અવશ્ય કોઇ પણ વિપરીત પરિણામ આવેલું જ જણાય છે." મનમાં આવા પ્રકારનો નિશ્ચય થવા છતાં પણ તેના જ મુખથી સમસ્ત વૃત્તાન્ત જાણી લેવાના ઉદ્દેશથી ભાગીરથીએ તેને પૂછ્યું કેઃ "કેમ બળદેવ, આજે ત્યાં જઇને શું કરી આવ્યો ? આપણી આ રેલી બાજીમાં હાર્યો કે ફાવ્યો ?"

ભાગીરથીના આ પ્રશ્નના ઉત્તરમાં બળદેવે, તે આજની બાજીમાં કેવી રીતે હારીને તથા શારદાના તિરસ્કાર અને તાડનને સહન કરીને ત્યાંથી પાછો આવ્યો હતો, એનો યથાભૂત વૃત્તાન્ત ભાગીરથીને કહી સંભળાવ્યો અને તે વૃત્તાંત સાંભળીને ભાગીરથીના મુખમંડળમાં ક્ષણ બે ક્ષણને માટે ભયંકર નિરાશાની છટા વિસ્તરેલી દેખાવા લાગી. તે એક પ્રકારના ગહન વિચારમાં નિમગ્ન થઇ ગઇ. કેટલીકવાર પછી વિચારનિદ્રામાંથી જાગ્રત થઇને તેણે ગુલાબને કહ્યું કેઃ "ગુલાબ, પેલો મેં કાગળનો પેન્સિલથી લખીને કાચો ખરડો તૈયાર કરી રાખ્યો છે, તે લાવ જોઇએ." ગુલાબે ટેબલના ખાનામાંથી કાગળનો તે ખરડો કાઢી આપ્યો અને તે ખરડો બળદેવના હાથમાં આપતાં ભાગીરથીએ કહ્યું કેઃ "બળદેવ, કદાચિત્ તારો આજનો પ્રયત્ન નિષ્ફળ નીવડે, તો પછી તને પ્રથમ જણાવ્યા પ્રમાણે છેલ્લો પ્રયત્ન આપણે આ કરવાનો છે. આ ખરડો મેં

પોતાના હસ્તાક્ષરનો આ કાગળ વિશ્વાસ રાખીને બળદેવને સોંપી દેવામાં **ભાગીરથીએ** કેવી ભયંકર ભૂલ કરી હતી અને તેના પરિણામે તેને કેટલો ત્રાસ વેઠવો પડયો હતો એનો ઊહાપોહ આગળ જતાં થવાનો હોવાથી અત્યારે જ એના અધિક સ્પષ્ટીકરણની આવશ્યકતા નથી. અર્થાત્ **ભાગીરથીએ બળદેવની** ઇચ્છાનો પ્રતિવાદ ન કર્યો અને તેને સો રૂપિયા આપીને કહ્યું કે:—

**"બળદેવ,** આ કાગળના પ્રયોગથી મારી ઇચ્છા પ્રમાણેનું **યથાર્થ પરિણામ આવી જશે, તો હું તને બીજી એનાથી બમણી રકમ આપીશ અને તને પ્રત્યેક પ્રકારે સંતોષ આપવાનો યત્ન કરીશ."**

**બળદેવ** ચાલ્યો ગયો અને તેના જવા પછી **ભાગીરથીએ** પણ બહાર જવામાટે વસ્ત્રો બદલવા માંડયાં. તેને બહાર જવામાટે તૈયાર થતી જોઇને **ગુલાબે** પૂછયું કે: "કેમ અત્યારે વળી કયાં જવાનું છે, કે શૃંગાર સજવા માંડયો ? "

"જે કાર્યનું પરિણામ પરમ દિવસના પ્રભાતમાં આવવાનું છે, તે કાર્યના બીજનું આરોપણ કરવામાટે જ અત્યારે મારે **મા-ણેકલાલ** પાસે જવાનું છે; કારણકે, જયાં સુધી ભુમિને ખેડીને તૈયાર કરવામાં ન આવે, ત્યાં સુધી તેમાં વાવેલા બીજની વૃક્ષના રૂપમાં પરિણતિ થઇ શકતી નથી, એ એક સર્વમાન્ય સિદ્ધા-ન્ત છે. **માણેકલાલને** મળ્યા પછી બની શકશે તો આજે અથવા તો આવતી કાલે પેલી વિધવા **પાર્વતી** સાથે પણ મારે મુલાકાત કરવી પડશે. " **ભાગીરથીએ** સંતોષકારક ઉત્તર આપ્યું.

"ત્યારે હું પણ તારી સાથે **માણેકલાલ** પાસે આવું, તો ? " **ગુલાબે** તેની સાથે જવાની ઇચ્છા દર્શાવી.

" ગુલાબ, આટલા દિવસ ધૈર્ય રાખ્યું છે, તો હજી પણ

થોડા દિવસ ધૈર્યમાંજ વીતાડ; કારણકે, **માણેકલાલ**ના અખંડ સમાગમમાં રહેવાનો અવસર તારામાટે હવે નિકટમાંજ આવતો જાય છે અને એ કારણથીજ આ પ્રપંચોની બાજી ખેલાય છે. " **ભાગીરથી**એ **ગુલાબ**ને ધૈર્યાવલંબિની થવાનો ઉપદેશ આપ્યો.

" પરંતુ **માણેકલાલ** અત્યારે તને ક્યાં મળશે ? " **ગુલાબે** પૂછ્યું.

" અત્યારે સાડા સાત વાગ્યા છે; ઘણીકવાર **માણેકલાલ** નવ વાગ્યા સુધી પણ બૅંકમાંના ટ્રેજરી હૉલમાં અગત્યના કાર્યમાટે બેસી રહે છે, એટલે હમણાં તો હું બૅંકમાં જ જઇશ અને જો આજે તે વ્હેલો જ ઘેર ગયો હશે, તો ત્યાં જઇને પણ તેને મળીશ." **ભાગીરથી**એ ઉત્તર આપ્યું.

" પરંતુ તેના બંગલામાં **શારદા**ના દેખતાં તારાથી તેની સાથે ખાનગી વાતચીત કરી શકાશે ખરી કે ?" **ગુલાબે** ઊંડાણમાં ઊતરવા માંડ્યું.

" નહિ, હું તેને બહાર બોલાવીશ અને ગાડીમાં બેસાડીને કોઇ એકાંત સ્થાનમાં લઇ જઇશ કે જ્યાં સારી રીતે વાર્ત્તાલાપ કરી શકાય." **ભાગીરથી**એ ખુલાસો કર્યો.

" ઠીક ત્યારે પધારો વહેલાં વહેલાં; કારણ કે, શુભ કાર્યમાં વિલંબ ન થવો જોઇએ ! " **ગુલાબે** મધુર વિનોદ કર્યો.

**ભાગીરથી** વિશેષ વિલંબ ન કરતાં ત્યાંથી પ્રયાણ કરી ગઇ અને **ગુલાબ** પોતાના ભાવિ સુખના માનસિક સામ્રાજ્યમાં વિહાર કરવા લાગી.

---

## પ્રકરણ ૧૭ મું
## વિષસિંચન !

---

ભાગીરથી આઠ વાગવામાં પાંચ મિનિટનો અવકાશ હતો, તે વેળાએ બૅંકના દ્વાર પાસે આવી પહોંચી. કૉમ્પાઉન્ડમાં માણેકલાલની મૉટર ઊભેલી હોવાથી હજી માણેકલાલ બૅંકમાં જ હોવા જોઇએ એવો તેનો નિશ્ચય થયો અને તેથી ગાડીવાળાને ગાડીભાડું આપીને તે બૅંકના હૉલમાં જવાની તૈયારીમાં હતી, એટલામાં તો માણેકલાલ બહાર આવી લાગ્યો. ભાગીરથીને જોતાં જ તેણે પૂછ્યું કે "કેમ, અત્યારે શા કારણથી આવવું થયું છે?" એના ઉત્તરમાં ભાગીરથીએ જણાવ્યું કે: "માણેકલાલ, હું અત્યારે એક બહુ જ અગત્યની અને ગંભીર વાર્તા તમને સંભળાવવામાટે અહીં આવી છું; પરંતુ તે વાર્તા જરા લાંબી અને ગૂઢ હોવાથી મારે લગભગ તમારો એક કલાક જેટલો સમય લેવો પડશે; એટલામાટે કાં તો પાછા બૅંકના હૉલમાં ચાલો અને કાં તો કેનેડી સીફેસ અથવા તો એવા જ બીજા કોઇ એકાંત સ્થાનમાં ચાલવાની વ્યવસ્થા કરો; કારણકે કામકાજના સ્થળ કરતાં એકાન્ત જગ્યામાં વધારે આનંદથી વાતચીત કરી શકાશે."

"ચાલો ત્યારે બેસી જાઓ મૉટરમાં એટલે આપણે ત્યાં જ જઇએ;" માણેકલાલે કહ્યું.

માણેકલાલ તથા ભાગીરથી મૉટરમાં બેઠાં અને આજ્ઞા પ્રમાણે મૉટરડ્રાઇવરે કેનેડી સીફેસપરના એક એકાંત સ્થાનમાં લાવીને મૉટરને ઊભી રાખી દીધી. માણેકલાલ તથા ભાગીરથી મૉ-ટરમાંથી ઊતરીને થોડેક અંતરપર આવેલા એક બેંચપર જઇને બેઠાં

અને બેઠા પછી **ભાગીરથીએ** નિમ્ન લિખિત વાર્ત્તાલાપનું મંગળાચરણ કર્યું:—

"**માણેકલાલ**, આજે હું અહીં તમને એક એવી ભયાનક વાર્ત્તા સંભળાવવામાટે આવી છું કે જે વાર્ત્તાના શ્રવણથી તમારા અંતઃકરણમાં અસહ્ય આઘાત થવાનો સંભવ છે; એટલામાટે પ્રથમ મારી તમને એ સૂચના છે કે, હૃદયને જરા કઠિન તથા દૃઢ કરજો અને મારી વાર્ત્તા સાંભળી લીધા પછી અમુક વિષયની શી વ્યવસ્થા કરવી, એ વિશેનો યોગ્ય વિચાર કરીને નિશ્ચય કરજો."

"**ભાગીરથી**, જ્યારથી આપણો પરસ્પર પરિચય થયો છે, ત્યારથી ભયંકરતા તો આપણા માટે એક સાધારણ શબ્દ જ થઇ પડયો છે અને તેથી અમુક ભયંકર વાર્ત્તાના શ્રવણથી મારા અંતઃકરણમાં સાધારણ આઘાત થવાનો પણ બહુ જ ન્યૂન સંભવ છે, તો પછી અસહ્ય આઘાત થવાની ભીતિ રાખવી સર્વથા અકારણ છે. અર્થાત્ તારે જે ભયાનક વાર્ત્તા સંભળાવવી હોય તે આનંદથી અને સંકોચ વિના જ કહી સંભળાવ; હું તે સાંભળવાને કટિબદ્ધ છું."

"જો તમારૂં અંતઃકરણ એટલું બધું દૃઢ હોય, તો મારો પ્રથમ પ્રશ્ન એ છે કે, તમારાં ગૃહલક્ષ્મી **શારદાદેવીના** ચારિત્ર્ય વિશે તમારો શો અભિપ્રાય છો ?" **ભાગીરથીએ** કટાક્ષપૂર્વક પૂછ્યું.

"આ પ્રશ્ન પૂછવાનું કારણ ? આજના તારા વાર્ત્તાલાપ સાથે **શારદાના** ચારિત્ર્યનો શો સંબંધ છે, એ હું સમજી શકતો નથી." **માણેકલાલે ભાગીરથીના** પ્રશ્નપ્રતિ આશ્ચર્ય દર્શાવીને કહ્યું.

"આજના મારા વાર્ત્તાલાપનો મુખ્યતઃ તમારી દેવી **શારદાના** ચારિત્ર્ય સાથે જ ગાઢ સંબંધ હોવાથી મેં આ પ્રશ્ન પૂછ્યો છે; આવો પ્રશ્ન અકારણ પૂછે એવી આ **ભાગીરથી** અવિચારશીલા નથી." **ભાગીરથીએ** પોતાના પ્રશ્નની સકારણતાની સિદ્ધિનો યત્ન કર્યો.

"મારી ગૃહદેવી **શારદા**ના ચારિત્ર્ય વિશે મારો તો અત્યાર સુધી એવો જ દૃઢ અભિપ્રાય છે કે, જો ગંગોત્રીના ગંગાજળમાં પંકજન્ય મલિનતાનો, તપ્ત કાંચનમાં અશુદ્ધતાનો, સુધાકર ચંદ્રમાં ઉષ્ણતાનો અને અમૃતમાં મૃત્યુનો સંભવ માનવામાં આવે, તો જ **શારદા**ના ચારિત્ર્યમાં કલંક હોવાનો સંભવ માની શકાય." **માણેકલાલે** પોતાની અર્ધાંગના **શારદા**ની નિષ્કલંક શુદ્ધતાનું ગર્વપૂર્વક પ્રતિપાદન કર્યું.

પરંતુ **ભાગીરથી** **માણેકલાલ**ના એ કથનનો પ્રતિવાદ કરતી કહેવા લાગી કે: "**માણેકલાલ**, તમો વિદ્વાન, વિચારશીલ અને દક્ષ હોવા છતાં એક સ્ત્રીના ચારિત્ર્યમાં આટલોબધો વિશ્વાસ રાખો છો, એથી મને અત્યંત આશ્ચર્ય થાય છે. ગંગોત્રીનું ગંગાજળ જ્યારે બંગાળાની ભૂમિના સંપર્કમાં આવે છે, તે વેળાયે તે ગંગાજળ પણ મલિન થાય છે; સુધાકર ચંદ્રમાં પણ શશકલંક પ્રત્યક્ષ દેખાય છે, કોઇવાર કાંચનમાં પણ અન્ય કનિષ્ટ ધાતુનું મિશ્રણ થએલું પરખાય છે અને '**अमृतमपि विषायते**' એ કવ્યુક્તિ પણ સંભળાય છે, તો પછી એક સ્ત્રીના ચારિત્ર્યમાં દોષ કિંવા કલંકના અસ્તિત્વની કથા પણ સર્વથા સ્વાભાવિક જ જણાય છે. કોઇક સમયમાં **શારદા** કદાચિત્ શુદ્ધ હશે, પણ ગમે તે કારણથી તે અત્યારે કલંકની થઇ ચૂકી છે; તેણે પોતાની વિશુદ્ધતાને સદાને માટે ખોઇ નાખી છે........"

**ભાગીરથી** આગળ બોલવા જતી હતી એટલામાં તેને વચ્ચે જ બોલતી અટકાવીને **માણેકલાલે** કહ્યું કે: "**ભાગીરથી**, હું પોતે કલંકિત થઈ ચૂક્યો છું અને મારા ચારિત્ર્યમાં અશુદ્ધતાનો સંપૂર્ણ સંચાર થએલો છે, પરંતુ મારી ભાર્યા **શારદા** કલંકિની થઇ હોય, એ વાર્ત્તાને માનવાની મારી મનોદેવતા મને સ્પષ્ટ ના પાડે છે

"**માણેકલાલ**, તમે હજી ભોળા અને **શારદા**માં અતિ વિશ્વાસ રાખનારા હોવાથી જ આ વાર્તાને સત્ય તરીકે સ્વીકારતાં તમારૂં મન

અયકાય છે. સ્ત્રીઓના સ્વભાવ વિશે શાસ્ત્રકારોએ એવો અભિપ્રાય દર્શાવેલો છે કે, 'મદિરાપાન, દુર્જનનો સંસર્ગ, પતિનો વિરહ, પર્યટન, કુસમયનું શયન, અને અન્યના ગૃહમાં નિવાસ; એ છ સ્ત્રીઓના વ્યભિચાર દોષનાં મુખ્ય કારણો છે;'* અને એમાંના દુર્જનના સંસર્ગથી જ શારદા વ્યભિચારિણી થઇ ગઈ છે." ભાગીરથીએ શાસ્ત્રના પ્રમાણથી શારદાને કલંકિની ઠરાવવાનો યત્ન આદર્યો.

"શારદા એવા કયા દુર્જનના સંસર્ગમાં આવી છે કે જેથી આ પરિણામ થવાની સંભાવના ધારી શકાય?" માણેકલાલે શંકાશીલતાથી પૂછ્યું.

"તે એક એવા દુર્જનના સંસર્ગમાં આવી છે કે, તેના સંસર્ગના પરિણામે તે વ્યભિચારિણી થઇ છે, એટલું જ નહિ, પણ તે દુર્જન શારદાએ તેને તેની ઇચ્છા પ્રમાણે નાણાંની રકમ ન આપવાથી શારદાના તેની સાથેના એ વ્યભિચારની ગુપ્ત વાર્ત્તાને પ્રકાશમાં લાવીને શારદાની પ્રતિષ્ઠાને ધૂળમાં મેળવવાના નિશ્ચયપર આવી પહોંચ્યો છે. પરંતુ શારદાની પ્રતિષ્ઠા સાથે તમારી પ્રતિષ્ઠા પણ જોડાયલી હોવાથી જ આ વાર્ત્તા ઇચ્છા ન હોવા છતાં પણ મારે તમને જણાવવી પડી છે." ભાગીરથીએ ભયંકર વાર્ત્તાના સ્વરૂપને ધીમે ધીમે વધારે ભયંકર બનાવવા માંડયું.

"પરંતુ તે દુર્જનનું નામ?" માણેકલાલે ખેંચીને પૂછ્યું.

"તમારા ઇન્દુને ભણાવવા માટે તમારા બંગલામાં નિત્ય આવનાર પેલો હરામખોર હળવદિયો બળદેવ!" ભાગીરથીએ તેના નામનો સ્ફોટ કરી દીધો.

---

*"पानं दुर्जनसंसर्गः पत्याच विरहोऽटनम्।
स्वप्नोऽन्यगेहवासश्च नारीसंदूषणानि षट्" ॥
મનુસ્મૃતિ, અધ્યાય ૯ મો, શ્લોક ૧૩ મો.

બળદેવનું નામ સાંભળતાં જ **માણેકલાલ** હસી પડયો અને **ભાગીરથી**ની વાર્તાને ઉડાવતો કહેવા લાગ્યો કે: " **ભાગીરથી**, જો કોઇ સુંદર, મદનમૂર્ત્તિ અને વિદ્વાન્ તથા વાકપટુ તરુણ પુરુષ હોય અને તેના સંસર્ગમાં આવતાં કદાચિત્ એક અબળાનું મન ચળી જાય, તો તે શક્ય માની શકાય; પરંતુ **શારદા** જેવી એક વિદુષી, વિશુદ્ધ-ચરિત્રા અને વિચારશીલા વનિતા **બળદેવ** જેવા એક કૃષ્ણકાય, કંગાલ અને મંદબુદ્ધિ પુરુષમાં આસક્ત થઇને પોતાના શિરપર અનિ-વાર્ય કલંકના ભારને વ્હોરી લે, એ તો કદાપિ ન માની શકાય તે ન જ માની શકાય ! "

" સ્ત્રીઓ પુરુષની સુન્દરતા અથવા અવસ્થાનો વિચાર કરતી જ નથી; પુરુષ સુરૂપ હોય કિંવા કુરૂપ હોય એનો કામાતુરા સ્ત્રીને વિવેક હોતો જ નથી; કિન્તુ તેઓ પુરુષના આકારને જોતાં જ ચલિત થઇ જાય છે. અર્થાત્ એકાંતમાં પુરુષને જોવા માત્રથી જ સ્ત્રીઓ કામવિકારને વશ થતી હોવાથી તેમજ ચિત્તની ચંચળતા તથા સ્વભાવથી સ્નેહહીન હોવાના કારણથી કેટલીકવાર યત્નપૂર્વક રક્ષિત રમણીઓ પણ પતિથી વિરુદ્ધ થઇને વ્યભિચારના માર્ગમાં ઘસડાઇ જાય છે. **બ્રહ્માએ** સ્ત્રીનો સ્વભાવ એવા જ પ્રકારનો નિર્મેલો હોવાથી પુરુષે યત્નપૂર્વક પોતાની પત્નીની પવિત્રતાને રક્ષવાની આવ-શ્યકતા છે. **મનુએ** કેવળ સ્ત્રીઓ માટે જ શય્યા, આસન, અલં-કાર, કામ, ક્રોધ, કુટિલતા, દ્રોહભાવ અને કુત્સિત આચારની કલ્પના કરેલી છે× અને તેથી સ્ત્રીઓ આ વિષયમાં સદા અલ્પ વિશ્વાસને

---

× " **नैता रूपं परीक्षन्ते नासां वयसि संस्थितिः ।**
**सुरूपं वा विरूपं वा पुमानित्येव भुंजते ॥ १४ ॥**
**पौंश्चल्याच्चलचित्ताच्च नैःस्नेह्याच्च स्वभावतः ।**
**रक्षिता यत्नतोऽपीह भर्तृष्वेता विकुर्वते ॥ १५ ॥** "

જ પાત્ર છે.” ભાગીરથીએ સ્ત્રી જાતિના સ્વાભાવિક દોષોનો સ્ફોટ કરી બતાવ્યો.

“સર્વ સ્ત્રીઓનો સ્વભાવ જ્યારે બ્રહ્માએ આવા જ પ્રકારનો બનાવ્યો છે અને તું પણ સ્ત્રી હોવાથી તારામાં પણ એ સ્વભાવનો અંશ હોવો જ જોઇએ, એ તારા પોતાના કથનથી જ સિદ્ધ થાય છે; તો પછી આ તારો દ્રોહભાવ અથવા તારી કુટિલતા નહિ હોય, એનો શો નિશ્ચય વારૂ ?” માણેકલાલે ભાગીરથીને તેના જ વિસ્તારેલા વાગ્જાળમાં સપડાવી લીધી.

“તમારી કોટિ સત્ય છે; સ્ત્રીના સ્વભાવ વિષયક એ નિયમમાં મારો પણ અંતર્ભાવ થઇ જાય છે; પરંતુ એટલું તમારે અવશ્ય લક્ષમાં રાખવાનું છે કે, સ્ત્રીનો એ સ્વભાવ પણ પ્રસિદ્ધ છે કે, સ્ત્રી કદાચિત પોતાના પતિની વિરોધિની થાય છે, પરંતુ જે પુરુષ તેનો પ્રેમપાત્ર હોય છે તેના કલ્યાણ માટે તો સ્ત્રી પોતાના પ્રાણનું બલિદાન આપવાને પણ તૈયાર થઇ જાય છે. તમો મારા પ્રેમપાત્ર હોવાથી જ તમારી અપ્રતિષ્ઠાની વાર્ત્તા મારાથી સાંભળી શકાતી નથી અને તેથી જ મારે આજે તમને આટલું બધું કહેવું પડે છે.” ભાગીરથીએ દક્ષતાથી તે જાળમાંથી છટકવાનો પ્રયાસ કર્યો, અને વધારામાં જણાવ્યું કે: “જો આવું કાંઇ ન જ બન્યું હોય, તો શારદાના શિરપર અસત્ય દોષારોપ કરવાથી મને પોતાનો શો લાભ થવાનો

---

एवं स्वभावं ज्ञात्वाऽऽसां प्रजापति निसर्गजम् ।
परमं यत्नमातिष्ठेत्पुरूषो रक्षणं प्रति ॥ १६ ॥
शय्यासनमलंकारं कामं क्रोधमनार्जवम् ।
द्रोहभावं कुचर्यांच स्त्रीभ्यो मनुरकलपयत ” ॥ १७ ॥

મનુસ્મૃતિ, અધ્યાય ૯ મો.

હતો વારૂ? શારદા મને તે એવી શી નડે છે કે જેથી હું તેના માથાપર આવો જીવલેણ આળ ચઢાવવાને તૈયાર થાઉં?"

"પરંતુ શારદા બળદેવના સંસર્ગથી કલંકિની થઇ ચૂકી છે, એ વાર્ત્તા તારા જાણવામાં કેવી રીતે આવી? બળદેવને તારી ભલામણથી જ મારે ત્યાંનું કામ મળેલું હોવાથી શું આ વાર્ત્તા તને બળદેવે પોતે જ જણાવી?" માણેકલાલે કિંચિત્ પ્રમાણમાં શંકાને આધીન થઇને એ પ્રશ્ન પૂછ્યો.

"આ વાર્ત્તા તો બળદેવે પોતે જ મને જણાવી, પરંતુ એક ચમત્કારિક રીતે અને મારી કલ્પના શક્તિના પરિણામે જ એ ગુપ્ત વાર્ત્તા મારા જાણવામાં આવી." એમ કહીને ભાગીરથીએ જણાવ્યું કેઃ "બનાવ એમ બન્યો કે, આજે સાંઝે અચાનક બળદેવ મારી પાસે આવ્યો અને મારી પાસેથી દશ રૂપિયા ઊછીના માગવા લાગ્યો. જ્યારથી તે ઇન્દુને ભણાવવા માટે તમારે ત્યાં રહ્યો, ત્યારથી આજ સુધીમાં એકેવાર તે મારી પાસે આવ્યો નહોતો અને તે દરમ્યાન આગળ કરતાં તેની પાસે પૈસાની સારી છૂટ રહ્યા કરતી હતી એ તે મારો પાડોશી હોવાથી મારા જોવામાં આવ્યા કરતું હતું. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં તેણે આવીને જ્યારે મારી પાસેથી દશરૂપિયા ઊછીના માગ્યા ત્યારે મેં સ્વાભાવિક જ સવાલ પૂછ્યો કે "બળદેવ, આજકાલ તું પાંચ પંદર રૂપિયા મહિને કમાય છે અને ઘરના ખર્ચનો ભાર તો તારા માથા પર છે નહિ, તો પછી તને ઊછીના રૂપિયા શા માટે લેવા પડે છે. તેનો કાંઇ ખુલાસો તારી પાસે છે ખરો? આ વેળાયે તે દારૂ પીને તથા કોકેન ખાઇને આવેલો હોવાથી દારૂના નશામાં જ તેણે પોતાના અંતરમાંના ભાવોને એકદમ બહાર ઓકી કાઢીને મને જણાવ્યું કેઃ "ભાગીરથીબાઇ, તમોએ તો મને માત્ર ટ્યુશન અપાવ્યું હતું, પણ ત્યારપછી તરત જ શારદા

શેઠાણીનો મારી સાથે પ્રેમ સંબંધ થવાથી ભણાવવાના પગારના પંદર રૂપિયા ઉપરાંત મને શારદા પાસેથી મહિને બીજા ત્રીસથી ચાળીસ રૂપિયા મળ્યા કરતા હતા અને તેથી મારો દારૂ તથા કોકેન વગેરેનો ખર્ચ સારી રીતે ચાલ્યા કરતો હતો. પરંતુ આ મહિનામાં દારૂવાળા અને કોકેનવાળાનું મારા શિરપર કેટલુંક લેણું થવાથી હું દેવાદાર થઇ ગયો છું એટલા માટે મેં આજે શારદા પાસેથી રૂપિયા બસેંની માગણી કરી, પણ તે રૂપિયા આપવાને બદલે તેણે મને તિરસ્કારપૂર્વક ઘરમાંથી ચાલ્યા જવાનો અને ફરી ગૃહમાં પ્રવેશ ન કરવાનો હુકમ ફરમાવી દીધો; કારણ કે, તે એક નવા યારના પ્રેમમાં લપટાયલી હોવાથી હવે મારા પ્રેમનો તેને કંટાળો આવ્યો છે. પણ હું એ રાંડને એમ સસ્તામાં છોડવાનો નથી; મારી આબરૂ તો જાણે છે જ નહિ, એટલે તેની આબરૂ લેતાં મને જરા પણ વાર થવાની નથી. હું તો એક બે દિવસમાં તે કયાંક જવા માટે બહાર નીકળશે એટલે રસ્તામાં જ તેનો ચોટલો ઝાલીને મારવા મંડીશ અને મારી સાથેના તેના ગુપ્ત પ્રેમની વાર્તાને વિશ્વવિખ્યાત કરી દઇશ; પછી ભલે તેનો ધણી મને જેલમાં મોકલાવતો કે ફાંસીએ ચઢાવતો ! હું કાંઇ આ દારૂનો લવારો નથી કરતો, પણ જે કાંઇ બોલું છું, તે પ્રમાણે બે કે ચાર દિવસમાં જ બતાવીશ અને ત્યારે જ તે રાંડ જાણશે કે, આ હરામખોર હળવદિયાને છેડવાનું આવું પરિણામ ભોગવવું પડે છે ! તેના આ લાંબા ભાષણને સાંભળીને ઘડીભર તો હું આભી જ બની ગઇ અને ગંભીર ચિંતામાં પડી ગઇ. ત્યારપછી મારા મનમાં, અવશ્ય આવું કાંઇ બન્યું હશે, ત્યારે જ આ નાગો બળદેવ આમ બખાળતો હશે, એવો વિચાર કરીને આ વાતને દાબી દેવાના ઉદ્દેશથી મેં તેને તેની માગણી પ્રમાણે દશ રૂપિયા આપ્યા અને કહ્યું કે:—'બળદેવ હાલ, તરત આ બાબતની હોહા કરીશ નહિ; ચાર

આઠ દિવસ ખમી જજે એટલે મારાથી બનશે તો હું શારદાને સમજાવીને તને સારી રકમ અપાવી દઇશ, મારી વાત માનીને તે ચાલ્યો ગયો, પણ મારાથી આ વાર્ત્તા શારદાને કહેવાય તેમ ન હોવાથી હું તરત તમારી પાસે દોડી આવી અને તમને આ વાર્ત્તા તેના યથાર્થ સ્વરૂપમાં જણાવી દીધી, હવે આની જે કાંઇ પણ વ્યવસ્થા કરવાની હોય, તેનો ભાર તમારા શિરપર રહેલો છે; કારણ કે, જો એ નાગો અને નીચ બળદેવ પોતાની જાતપર જઇને આ વાર્ત્તાનો પ્રકાશ કરી દેશે અથવા તો શારદાના શરીરપર કયાંક માર્ગમાં હલ્લો કરશે, તો તમારામાટે ડૂબી મરવા જેવું થઇ પડશે."

"ધારો કે, કદાચિત્ શારદા આ અપરાધની ભાગિની થઇ હોય અને એ વિશેનો આપણા મનમાં નિશ્ચય થઇ જાય તો પછી આ લજ્જાસ્પદ ઘટનાને સદાને માટે દાબી દેવાનો મારે શો પ્રયત્ન કરવો?" માણેકલાલના હૃદયમાં આ વિષસિંચનનું કાંઇક પરિણામ થવા માંડયાથી તેણે ગંભીર સ્વરથી ભાગીરથીને કલંક નિવારણનો ઉપાય પૂછયો.

"નીચ પુરુષસાથે અયોગ્ય સંબંધ રાખનારી, ગર્ભપાત કરનારી અને પતિઘાતિની પ્રમદા સદાત્યાગ અથવા વધને પાત્ર મનાય છે, એટલે એમાંનો જે માર્ગ ઉચિત જણાય તેનો સ્વીકાર કરવો." ભાગીરથીએ ઉપદેશાત્મક ઉપાય દર્શાવ્યો.

"ઠીક છે, જો એવોજ પ્રસંગ આવશે, તો પરમાત્મા જેવી બુદ્ધિ આપશે તદનુસાર આ કલંક નિવારણનો પ્રયત્ન કરાશે." આમ કહીને માણેકલાલે હવે ત્યાંથી જવાની ઇચ્છા દર્શાવતાં કહ્યું કે:—"હું ધારૂં છું કે, હવે આ વિષાદવર્ધક વાર્ત્તાની સમાપ્તિ થઇ છે અને સમય પણ ઘણો થયો છે; માટે હવે આપણે ઘરભણી જવાને રવાના થઇએ તો વધારે સારૂં."

" ઘેર ગુલાબ એકલી હોવાથી મારે પણ ઘેર જવાની ઉતાવળ જ છે; પણ હા **શારદા**એ જો પાપ કર્યું હશે, તો એની ચોવીસે કલાક તમારા ઘરમાં જ રહેનારી પેલી વિધવા **પાર્વતી**ને અવશ્ય કાંઇ પણ સણુસા હશેજ; એટલા માટે મારો આગ્રહ છે કે, **પાર્વતી**ને પણ ગુપ્ત રીતે એ વિશે પૂછીને ખાત્રી કરી લેજો અને ત્યાર પછી જ **શારદા**ને અપરાધિની માનજો. " આ શબ્દો ઉચ્ચારતી **ભાગીરથી** બૅન્ચપરથી ઉઠીને ઉભી થઇ ગઇ.

**માણેકલાલ** અને **ભાગીરથી** ત્યાંથી આવીને મોટરમાં બેઠાં અને મોટર ચાલતી થઇ. **ભાગીરથી**ને કાલબાદેવીપર તેના ઘરની નીચે ઉતારીને **માણેકલાલ** પોતાના બંગલામાં આવી પહોંચ્યો. **શારદા**ના મુખમંડળમાં વિષાદ તથા ઉદાસીનતાની છટાને જોઇને તે કાંઇક અધિક શંકાશીલ થયો.

* * * * *

બીજો દિવસ કોઇ પણ પ્રકારની વિશિષ્ટ ઘટના વિના જ વીતી ગયો. ત્રીજે દિવસે પ્રભાતમાં લગભગ નવ વાગે **માણેકલાલ** ચાહ પીધા પછી ન્યૂસપેપર વાંચતો ડ્રોઇંગરૂમમાં બેઠો હતો એટલામાં ભૈયાએ ટપાલમાં આવેલા ત્રણચાર કાગળો લાવીને **માણેકલાલ**ને આપ્યા. એમાંનો એક બંધ કાગળ **શારદા**ના નામનો હતો અને તેના પર આ પ્રમાણેનું શિરનામું કરેલું હતું:—

"**અત્યંત ખાનગી.**

" અખંડ સૌ. શારદા માણેકલાલ બૅંકર

" સ્વ. ગોવિન્દલાલ બૅંકરનો બંગલો

**Local.** પેડરરોડ—**મુંબઇ** "

આમાંના 'અત્યંત ખાનગી' એ બે શબ્દોએ **માણેકલાલ**ના

હૃદયને શંકાશીલ બનાવી દીધું અને તેથી તેણે તે કાગળને ફોડીને વાંચવા માંડયું; કારણ કે, વિધવા પાર્વતી રજસ્વલા હોવાથી શારદા પોતે આજે રસોઇના કામમાં રોકાયલી હતી અને તેથી તેના આવી પહોંચવાનો સંભવ નહોતો. તે કાગળમાં આ પ્રમાણેની વિગત લખેલી હતી:—

" મારી સ્નેહભાગિની સુંદરી શારદા,

" તેં તારી પોતાની ઇચ્છાથી જ મારી સાથે સ્નેહસંબંધ રાખીને મને સુખી તથા ભાગ્યશાળી બનાવ્યો હતો અને તેથી હું મને પોતાને સુખના શિખરપર ચઢી ગએલો માનતો હતો. પરંતુ થોડાક દિવસથી તારો પ્રેમ એક બીજા યારમાં બંધાયલો હોવાથી પરમ દિવસે તેં તારા આ જૂના યારનો તિરસ્કાર કરીને તારા ઘરમાંથી કાઢી મૂક્યો, એટલું જ નહિ, પણ તારા ઘરના દરવાજા મારા આવવામાટે સદાને માટે બંધ કરી દીધા, એથી જો મારા મનમાં વૈરનો અગ્નિ સળગી ઉઠે તો તે સ્વાભાવિક જ છે. કારણ કે, તારા તિરસ્કાર અથવા તારી અવકૃપાને પાત્ર થવાથી મારા હાથમાંથી તો લલના અને લક્ષ્મી ઉભય વસ્તુઓ નીકળી ગઇ છે અને તેથી નિરાશાનો આઘાત અસહ્ય થતાં હું મરણિયો થઇ ચૂક્યો છું. અર્થાત્ બે દિવસના અવધિમાં જો તું મારાપર ચિઠ્ઠી લખીને અથવા તો પાર્વતીદ્વારા સંદેશો કહાવીને પાછો મને તારી પાસે બોલાવી આપણા આગલા સંબંધને ચાલૂ કરવાની અને મને જેટલા રૂપિયાની આવશ્યકતા છે તેટલા રૂપિયા આપવાની ઉદારતા નહિ બતાવે, તો ત્રીજે દિવસે હું તારા મારીસાથેના ગુપ્ત સંબંધની વાર્ત્તાનો એવી રીતે પ્રકાશ કરીશ કે તેના યોગે તું સમાજના તથા તારા પતિના ભીષણ તિરસ્કારને પાત્ર થઇશ અને તારી સર્વત્ર અપકીર્ત્તિ થવાથી તારૂં

સુખ ધૂળમાં મળી જશે અને તારા માટે વાવ અથવા કૂવો પૂરવાનો પ્રસંગ આવી લાગશે. જો સાનમાં સમજીશ, તો તારી પ્રતિષ્ઠા જળવાશે અને નહિતો તારી આબરૂના કાંકરા થઇ જશે. આનો અનુકૂળ જવાબ મને પરમ દિવસની સાંઝ સુધીમાં મળવો જ જોઇએ. જો જવાબ આપવામાં બેદરકારી બતાવીશ, તો યાદ રાખજે **શારદા,** કે હું આબરૂ વગરનો અને મરણિયો હોવાથી તારો ફજેતો કરતાં મને જરાપણ વાર લાગવાની નથી. પછી મારા શિરપર દોષનો આરોપ ન કરીશ. વિદુષી વનિતાને વિશેષ લખવાની આવશ્યક્તા નથી.

તારો સદાનો ભોગી ભ્રમર **બળદેવ** !"

**ભાગીરથીએ** બે દિવસ પૂર્વે **માણેકલાલના** હૃદયમાં જે વિષનું સિંચન કર્યું હતું, તે વિષનું આ કાગળના વાંચવાથી તેના હૃદયમાં એવું તો પ્રબળ પરિણામ થવા માડયું કે, તેના યોગે તેની વિચારશક્તિનો લોપ થઇ ગયો અને નિષ્કલંક તથા પતિપરાયણા **શારદાને** તે શંકાની દૃષ્ટિથી જોવા લાગ્યો. અંતઃકરણમાં કોપની ભીષણ જ્વાળા ઉદ્‌ભવવાથી તેણે તત્કાલ **પાર્વતીને** પોતા પાસે બોલાવી અને કોપને પ્રકટ થવા ન દેતાં ગંભીર મુદ્રાથી તેને ઉદ્દેશીને કહ્યુ કેઃ–

"**પાર્વતી,** તું એક સુશીલ અને કૃતજ્ઞ બ્રાહ્મણ કન્યા છે અને અત્યારે મારા અન્નથી પોષાય છે, એટલા માટે મારૂં કલ્યાણ ઇચ્છવું એ તારો પરમ ધર્મ છે. આજે તારી સત્યપ્રિયતામાં સંપૂર્ણ વિશ્વાસ રાખીને હું તને એક ગંભીર પ્રશ્ન પૂછવા માગું છું અને આશા છે કે, તું હૃદયમાં લેશ માત્ર પણ સંકોચ ન રાખતાં મારા તે પ્રશ્નનું સત્ય તથા યથાર્થ ઉત્તર આપીશ અને અસત્યનું અવલંબન નહિ કરે."

"મારા કૃપાળુ અન્નદાતા સમક્ષ મારે અસત્યવાદ શા માટે કરવો જોઇએ? હું તો જે સત્ય હશે તે જ કહેવાની." પાર્વતીએ નમ્રતાસહિત સત્યનો આડંબર બતાવ્યો.

"ત્યારે તારા મુખમાંથી હું એ જાણવા માગું છું કે, તારા આ ગૃહમાં આવ્યા પછી તું બહુધા ચોવીસેકલાક અહીં જ રહે છે અને આઠ દશ દિવસે કોઇકવાર જ બહાર જાય છે; તો તારી શેઠાણી શારદાના ચારિત્ર્યમાં તેં કોઇ પણ પ્રકારની વિકૃતિનો સાક્ષાત્કાર કર્યો છે કે કેમ? કારણ કે, ગઇ કાલે એવી વાત મારા કાને આવી છે કે, ઇન્દુના શિક્ષક બળદેવ સાથે તારી શેઠાણીનો ગુપ્ત સ્નેહ સંબંધ હતો અને એ રહસ્યને તું પણ સારી રીતે જાણે છે." માણેકલાલે જે વાત હતી તે ખુલ્લે ખુલ્લી જણાવી દીધી.

પાર્વતી થોડીવાર તો વિચારમાં પડી ગયા જેવી દેખાઇ અને ત્યારપછી કહેવા લાગી કે: "અન્નદાતા, આપના ગૃહના આ ગુપ્ત ભેદનો મારા મુખથી ક્યાંય પણ સ્ફોટ ન થાય, તો સારૂં, એવી જ મારી ભાવના હતી; પરંતુ જ્યારે આ વાર્ત્તા આપના જાણવામાં આવી ચૂકી છે અને આપ પોતે જ આ ભેદને જાણવા માટે તૈયાર થયા છો, તો હવે આપ સમક્ષ અસત્યનો વાદ કરવો, એ મને યોગ્ય જણાતું નથી. જે વાત આપના કાને આવી છે તે અક્ષરે અક્ષર સત્ય છે એટલે કે, દુષ્ટ બળદેવના સંસર્ગથી શેઠાણીનું ચારિત્ર્ય આજે ઘણા દિવસથી કલંકિત થઇ ચૂક્યું છે. એક બે વાર આ વાર્ત્તા આપને જણાવી દેવાની મને અનિવાર્ય ઇચ્છા થઇ હતી, પણ કદાચિત્ આપ પતિ પત્ની એક થઇ જશો, તો શારદાબાની અવકૃપાને પાત્ર થતાં મારો નિરાધાર વિધવાનો રોટલો ટળી જશે, એ ભયથી મારી તે ઇચ્છાને મેં બળાત્કારે જ હૃદયપટમાં દબાવી રાખી હતી. પરંતુ હમણાં બે દિવસથી શેઠાણી તથા બળદેવનો કોઈ કારણથી અણબનાવ થઇ ગયો છે અને તેથી બળદેવ બે દિવસથી અહીં જોવામાં આવ્યો નથી."

અત્યાર સુધી માણેકલાલના મનમાં જે શંકા કાંઈક અદૃઢ હતી તે પાર્વતીના, ભાગીરથીના ભણાવી રાખેલા પાઠ અનુસાર, અક્ષરે અક્ષર અસત્યવાદના યોગે અત્યંત સુદૃઢ થઇ ગઇ અને તેથી તે પ્રાતઃસ્મરણીયા પ્રતિસાવિત્રી કિંવા પ્રતિદમયન્તી શારદાને મહાપાપિષ્ટા, કુલકલંકિની વ્યભિચારિણી અને કુલટાના સ્વરૂપમાં જ નિહાળવા લાગ્યો; મહાપ્રપંચ પરાયણ અને ધૂર્ત્તશિરોમણિ આયાગોના છળ પ્રપંચથી કાચા કાનના આથેલ્લોનું અંતઃકરણ જેવી રીતે પવિત્રતાની સજીવન પ્રતિમા ડેસ્ડેમોનાના ચારિત્ર્ય વિશે શંકાશીલ થઇ ગયું હતું, તેજ અવસ્થા અત્યારે માણેકલાલની પણ થઇ હતી, એમ કહેવામાં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય યથી. પરંતુ હૃદયના એ વિકારોને પાર્વતી સમક્ષ વ્યકત કરવાની આવશ્યકતા ન હોવાથી તેણે પાર્વતીને જવાની આજ્ઞા આપતાં કહ્યું કેઃ—

"પાર્વતી, તેં આ સત્યવાર્તા મને જણાવી છે તે માટે હું તારો આભાર માનું છું અને પ્રસંગ આવતાં આ ઉપકારનો બદલો હું વ્યાજ સાથે વાળી આપવાનું તને વચન આપું છું. પરંતુ આ ભેદ મારા જાણવામાં આવી ગયો છે અથવા તો આ વિશે તને મેં કાંઇ પૂછ્યું છે, એ વાત હાલ તરત તારી શેઠાણીને જણાવીશ નહિ, કારણ કે, તેથી મને મારી હાનિ થવાનો સંભવ છે, હવે તારે જવું હોય તો ભલે જા."

પાર્વતી માણેકલાલ પાસેથી ચાલી ગઇ અને ત્યાર પછી ઉતાવળથી જમીને માણેકલાલ બૅંકમાં જવા માટે રવાના થયો; પણ આજે ઘેરથી એકદમ બૅંકમાં જવાને બદલે પ્રથમ તે ભાગીરથી પાસે તેને ઘેર ગયો અને તેને જણાવ્યું કેઃ "બળદેવનો આજે શારદાના નામનો આ કાગળ આવ્યો છે અને પાર્વતીને પૂછવાથી પણ એમ જ જણાયું છે કે, શારદા વ્યભિચારના દોષપંકથી લિપ્ત

થઇ ચૂકી છે." એ પછી ભાગીરથી અને માણેકલાલે લગભગ એક કલાક જેટલો સમય ગુપ્ત સંવાદમાં વીતાડયો અને ત્યાર પછી અમુક પ્રકારના એક નિશ્ચયપર આવીને માણેકલાલ બૅંકમાં જવા માટે રવાના થયો.

સાંઝે માણેકલાલે ઘેર આવીને શારદાને જણાવ્યું કેઃ "શારદા, બૅંકના બહુજ જોખમ ભરેલા કામના બોજાથી મારૂં શરીર આજકાલ કાંઇક અસ્વસ્થ રહ્યા કરે છે, એટલું જ નહિ, પણ મુંબઇના પ્રવૃત્તિમય જીવનનો મારા મનને પણ કંટાળો આવી ગયો છે, એટલા માટે આવતી કાલે જ મારો પ્રવાસે નીકળવાનો વિચાર છે. અહીંથી પ્રથમ આપણે આબૂ પર્વતપર જઇને ત્યાં થોડા દિવસ નિવાસ કરીશું અને ત્યાંથી માતુશ્રી સુભદ્રા દેવીના દર્શન માટે કાશી પણ જઇશું આ પ્રવાસના યોગે મનનો કંટાળો પણ દૂર થશે અને શરીરમાં પણ નવીન સ્વસ્થતા આવી જશે, એવી મારી માન્યતા છે."

"આપની એવી ઇચ્છા હોય, તો મારી ના છે જ નહિ; કારણ કે, આપના શરીરની સ્વસ્થતાનો આપણે પ્રથમ વિચાર કરવાનો છે." શારદાએ માણેકલાલની ઇચ્છાને તત્કાળ અનુમતિ આપીને પૂછ્યું કેઃ "પણ નાથ, આપણે પ્રવાસમાં કેટલાં જણ અહીંથી જવાનાં છીએ, એનો નિશ્ચય તો કરી રાખ્યો છે ને? કારણ કે, લક્ષ્મણ મારાં માતુશ્રીને કાશીમાં મૂકી આવ્યાપછી દેશમાં ગયો છે, તો સાથે ક્યા નોકરને લેવાનો છે?"

"ઇન્દુને તો કપિંજલા પાસે જ મૂકી જવાની મારી ઇચ્છા છે અને બૅંકમાંના બે નોકરો તથા પાર્વતીને સાથે લેવાની મેં ધારણા રાખી છે; અને મારો એ વિચાર, આશા છે કે, તને પણ ગમશે જ." માણેકલાલે કહ્યું.

"આપનો વિચાર મને ન ગમે, એ કદાપિ બને જ નહિ;

પરંતુ જો ઇન્દુને સાથે લેવાય તો સારૂં; કારણ કે, મારાં માતુશ્રી તેને જોઇને પ્રસન્ન થશે." શારદાએ ઇન્દુને સાથે લઇ જવાની ઇચ્છા દર્શાવી.

માણેકલાલે કહ્યું કે: "વારૂ ત્યારે એનો આવતી કાલે વિચાર કરીશું."

પ્રવાસ માટેની એ ઘટિકાથી જ તૈયારીઓ થવા લાગી.

---

# પ્રકરણ ૧૮ મું

## શારદાની પ્રાણાહુતિ !

---

પ્રિય પાઠક, આપણી નવલકથાનાં નાયક તથા નાયિકા માણેકલાલ અને શારદા બેંકમાંના પોતાના બે નોકરો તથા વિધવા પાર્વતીને સાથે લઇને રાજસ્થાનની શોભાના શિખરરૂપ મનાતા શૈલરાજ અર્બુદાચલ (આબૂ) પર આજે ચાર પાંચ દિવસથી આવીને રહેતાં હોવાથી આપણે પણ હવે મુંબઇ નગરીને ત્યાગીને હાલતરત આબૂના અવલોકન માટે તેમના અનુગામી થવાનું છે. શારદાની ઇન્દુને સાથે લાવવાની પ્રબળ ઇચ્છા હતી. પરંતુ માણેકલાલે "એ સુકોમળ બાળકથી પ્રવાસના પરિશ્રમો સહી શકાશે નહિ અને તેથી જો કોઇ વાર બાળક અસ્વસ્થ થશે તો પ્રવાસમાં આનંદ મેળવવાને બદલે ચિંતાને ભોગવવાનો જ પ્રસંગ આવીને ઉભો રહેશે?' આ પ્રમાણેનો પ્રબળવાદ કરવાથી છેવટે પોતાના પ્રાણાધિક પુત્ર ઇન્દુને કપિંજલાની સંભાળમાં રાખીને શારદાને એકલાં જ પોતાના પતિ સાથે પ્રવાસમાં નીકળવું પડયું હતું. કપિંજલા તથા ઇન્દુ માણેકલાલ તથા શારદાના પ્રયાણ સમયે તેમને વળાવવા માટે સ્ટેશનપર

આવ્યાં હતાં અને તે વેળાયે પોતાના પુત્રના કપોલોને અનેકવાર ચુંબનથી આર્દ્ર કરીને તેને કપિંજલાના હસ્તમાં અર્પતાં **શારદાએ** કપિંજલાને ગદ્ગદિત કંઠથી એવી પ્રાર્થના કરી હતી કે:—"કપિંજલા, મારો ઇન્દુ તારો દત્તક પુત્ર હોવાથી એને સંભાળવાનો અને પ્રેમ તથા માતૃતુલ્ય વાત્સલ્યથી ઉછેરવાનો સર્વ ભાર હવે વાસ્તવિકતાથી તો તારા શિરપર જ આવી પડયો છે અને તેથી એનું સર્વ પ્રકારે લાલનપાલન કરવું એ હવે મારૂં નહિ, પણ તારૂં જ કર્ત્તવ્ય છે. હું અત્યારે દૂરના પ્રવાસે જાઉં છું, ઇન્દુથી અને તારાથી દૂર થાઉં છું; જીવન અનિશ્ચિત હોવાથી કદાચિત્ કોઇ અકસ્માત્‌ના યોગે મારા જીવનનો અંત આવી જાય અને હું આ સંસારમાં ન હોઉં, તો તે સમયમાં મારા જીવનવિભાગને કોઇપણ પ્રકાર ઓછું આવવા દઇશ નહિ અને એને માતાના વિયોગનો લેશમાત્ર પણ આઘાત ન થાય, એવી વ્યવસ્થા કરજે ! કોણ જાણે શાકારણથી મારા અંતઃકરણમાં એક પ્રકારનું જ્વલન થયા કરે છે અને 'શારદે, તારા શિરપર સત્વરજ કોઇ એક ભયાનક સંકટ આવી પડવાનું છે!' એમ મારી મનોદેવતા મને વારંવાર સૂચવ્યા કરે છે ! આ કારણથીજ મારા મુખમાંથી આવા ઉદ્‌ગારો નીકળી જાય છે, એટલે તારે મારા આ ઉદ્‌ગારોથી આશ્ચર્યચકિત થવાનું નથી. હું પણ જ્યાં હોઇશ ત્યાંથી તને પત્ર લખતી રહીશ અને તું હું જ્યાંનું ઍડ્રેસ તને લખી મોકલું તે ઍડ્રેસપર નિયમિત રીતે તારા અને ઇન્દુના કુશળસમાચાર મારાપર મોકલતી રહેજે. પત્ર લખવામાં કદાપિ આળસ કરીશ નહિ; કારણ કે, પરદેશમાં તો પત્રનો જ મેળાપ હોય છે, એ તને નવેસરથી જણાવવાની અગત્ય હોય, એવી મારી માન્યતા નથી. તેમજ વારંવાર મારા ગૃહની સંભાળ પણ લીધા કરજે; કારણ કે, ગૃહ અત્યારે ભૈયાવસૂ છે એ તો તું સારી રીતે જાણે છે." કપિંજલાએ **શારદાને** આશ્વાસન આપવા સાથે

ઇન્દુ વિશે નિશ્ચિન્ત રહેવાનું જણાવ્યું અને તેથી **શારદાના** હતાશ મનને કિંચિત્ સંતોષનો સ્પર્શ થયો. અસ્તુ; હવે આપણે પ્રસંગ-વશાત્ **અર્બુદાચલનું** કિંચિત્ નિરીક્ષણ કરીશું, તો તે અસ્થાનીય કિંવા અપ્રાસંગિક તો નહિ જ થાય.

**વિંધ્યાદ્રિ** નામક પર્વતની પશ્ચિમ ટોચથી પર્વતની જે એક લાંબીને લાંબી ઓળ **રાજપૂતાના** અથવા **રાજસ્થાનમાંથી** થઇને દિલ્લી સુધી ગએલી છે, તે પર્વતાવલીને પ્રાચીનકાળમાં '**આદર્શા-વલિ**' નામથી ઓળખવામાં આવતી હતી. તેનું એ નામ પડવાનું કારણ એવું દર્શાવવામાં આવે છે કે, એ પર્વતમાં સ્થળે સ્થળે સ્ફટિક પાષાણના તથા અવાંતર ચિત્રવિચિત્ર રંગના ધાતુ ઉપધાતુના રંગ વિરંગી સ્તરો હોવાથી સૂર્યનાં કિરણોને પ્રતિબિંબિત કરવામાટે સૃષ્ટિકર્ત્તાએ જ આ આદર્શોની આવલીને ( દર્પણોની પંક્તિને ) નિર્માણ કરી હોયની ! એવોજ ભાસ થયા કરે છે. આ કલ્પનાના યોગે જ **ભારતવર્ષના** પ્રાચીન કાળના લોકોએ એ પર્વતને '**આદ-ર્શાવલિ**' નામ આપ્યું હતું. ત્યાર પછી એ '**આદર્શાવલિ**' શબ્દ-માંના **દ** તથા **શ** નો લોપ થતાં ( **આદર્શાવલિ—આરશાવલિ** )= **આરાવલી** એવું એનું સંક્ષિપ્ત નામ અત્યારે પરિપાઠમાં ચાલૂ છે. **આર્યાવર્ત્તની** સીમા એક સરખી જ ન રહેતાં **પાણિનિ** તથા **કાત્યાયનના** સમયમાં જેવી રીતે બદલાઇ ગઇ હતી;* તેવો જ પ્રકાર **પતંજલિની** સૂર્યકીર્ત્તિના સમયમાં થવાથી **પતંજલિના** સમયમાં **આદર્શાવલિ** નામક પર્વત **આર્યાવર્ત્તની** પશ્ચિમ સીમારૂપ થઇ રહ્યો હતો. **આદર્શાવલી** અથવા **આરાવલી** પર્વતની નૈઋત્યે

---

* સ્વ. રા. કુંટે કૃત 'Vicissitudes of Aryan civilization in India' પાણિનિ તથા પતંજલિ આદિનો સમય.

એ જ પર્વતનો જે એક ભાગ છે, તે પૂર્વે **અર્બુદાચલ** અથવા **અર્બુદ** પર્વતના નામથી ઓળખાતો હતો. ત્યાર પછી **આરાવલીના** નામ પ્રમાણે એના નામમાં પણ ઉત્તરોત્તર સંક્ષેપ તથા રૂપાંતરનો સંચાર થતાં **અર્બુદ** શબ્દમાંથી દ અક્ષર તથા રેફનો લોપ થયો અને એ જ પર્વતને લોકો ' **આબૂ** ' કહેવા લાગ્યા. અત્યારે એ પર્વત ' **આબૂનો પહાડ** ' એવા નામથી ઓળખાય છે. એ પર્વતનું અત્યુચ્ચ શિખર પૃથ્વીની સપાટીથી ૫૦૦૦ ફીટની ઉંચાઇ પર છે અને અત્યારે એ જ પર્વતની વર્ત્તમાન સ્થિતિનું આપણે અવલોકન કરવાનું છે.

બહુધા સર્વ ભારતીય આર્યજનોની એક એવી માન્યતા છે કે, પર્વતોમાં દેવ તથા દેવીઓનો નિવાસ હોય છે અને એ કારણથી જ **ભારતવર્ષ**માંનાં કેટલાંક પાર્વતીય સ્થાનોને પવિત્ર તીર્થસ્થાન તરીકે સ્વીકારવામાં આવ્યાં છે. સંસારથી વિરક્ત થએલા ઋષિ, મુનિ, સંન્યાસી, સાધુ અને સંત મહાત્માઓ પોતાના જીવનકાળને ધર્મવિચાર તથા તત્ત્વચિંતનમાં વીતાડવાના ઉદ્દેશથી પૂર્વે એવા પાર્વતીય પ્રદેશોમાં વસતિ કરીને રહેતા હોવાથી જો એવાં સ્થાનોનાં વાતાવરણ પવિત્ર હોય તો તે સ્વાભાવિક જ છે અને એ જ કારણથી એવાં સ્થાનો પવિત્ર મનાય છે. **આર્યાવર્ત્ત**માં એવો કોઇ પર્વત ભાગ્યે જ મળી શકશે કે જ્યાં વૈદિક અથવા જૈન દેવાલયનું અસ્તિત્વ ન હોય. **હિમાલય**, **ગિરિનારાયણ** ( **ગિરનાર** ), **શત્રુંજય**, **મહાબળેશ્વર** અને એવા જ અન્ય પર્વતોમાંનાં પવિત્ર તીર્થસ્થાનોના અસ્તિત્વથી આ સિદ્ધાન્ત નિર્વિવાદ સિદ્ધ થાય છે. પાર્વતીય પ્રદેશોમાંના ઋષિ મુનિ તથા સાધુ સંન્યાસીઓના નિવાસનો કાળ વીતી જવા પછી એ પર્વતોમાં ચોર, લુટારા અને ધાડપાડુઓ આદિ નીચ પ્રકૃતિના લોકો વસવા લાગ્યા હતા અને અત્યારે એ લોકોનો પણ અભાવ

થવાથી ત્યાં કેટલાંક સ્થાનોમાં કોળી તથા વાઘરી આદિ લોકોની વસતિ થએલી જોવામાં આવે છે; માત્ર એટલું જ નહિ, પણ એક સમયના મહાભયંકર મનાતાં એ પાર્વતીય સ્થાનો આજકાલ અંગ્રેજ લોકો તથા ભારતીય ધનાઢ્ય જનોના વિશ્રામવાસરૂપ થઇ પડ્યાં છે. મુંબઇના ધનાઢ્ય જનો નિદાઘકાળમાં શીતલતાના ઉપભોગમાટે જેવી રીતે મહાબળેશ્વર, પંચગની, માથેરાન, ખંડાલા અને લાનોલી આદિ સ્થાનોમાં જાય છે; તે જ પ્રમાણે રાજપૂતાના તથા ગુજરાતના ધનાઢ્ય જનો આબૂનો પહાડ તેમના પ્રદેશથી નિકટમાં હોવાથી ત્યાં જ આનંદ તથા આરામના ઉપભોગમાટે પધારે છે. આ કારણથી ત્યાં અનેક બંગલા તથા સેનીટોરિયમ્ આદિ બંધાયલાં હોવાથી વર્ત્તમાન કાળમાં આબૂનો પહાડ એક ઉત્તમ નગરના સ્વરૂપમાં જ પરિવર્ત્તિત થઇ ગયો છે અને દેશ તથા કાળના પ્રભાવથી એ પરિવર્ત્તન થવું સર્વથા સ્વાભાવિક જ છે.

આબૂનો પહાડ જેટલો લાંબો છે, તેટલી એની પહોળાઇ નથી. એના શિખરપરની લંબાઇ લગભગ ચૌદ માઇલની છે અને પહોળાઇ બહુ બહુ તો બેથી ચાર માઇલની જ થવા જાય છે. તળેટીમાં એ પર્વતની લંબાઇ કદાચિત્ વીસ માઇલની હશે. એની શ્રેણી ઉત્તર ઇશાન્ય અને દક્ષિણ આગ્નેય દિશામાં વિસ્તરેલી છે. એનું અતિશય ઉચ્ચ શિખર ઉત્તર દિશામાં આવેલું છે અને તેને ગુરુશિખર અથવા સાધુશિખરના નામથી ઓળખવામાં આવે છે. સમુદ્રની સપાટીથી એ શિખરની ઉંચાઇ ૫૬૫૩ ફીટની છે અને સેનીટોરિયમ્ (આરોગ્યાલય) સમુદ્રની સપાટીથી ૪૦૦૦ ફીટની ઊંચાઇપર આવેલું છે. ઇ. સ. ૧૮૨૨ માં 'રાજસ્થાન'ના કર્ત્તા સ્વ. ટૉડ સાહેબ પ્રથમ એ પર્વતપર ગયા હતા અને એ સ્થાન આરોગ્યાલયમાટે બહુ જ યોગ્ય તથા ઉપયોગી છે, એ કલ્પના પણ પ્રથમ તેમના જ મસ્તિષ્કમાં ઉદ્ભવી

હતી. ઇ. સ. ૧૮૪૦ પર્યન્ત એ પર્વત સિરોહી સંસ્થાનના પોલીટિકલ સુપરિન્ટેન્ડેન્ટ્સ તથા જોધપુર સંસ્થાનના મિલિટરી ઑફિસરોના નિવાસનું એક મુખ્ય સ્થાન હતું. ઇ. સ. ૧૮૪૩ માં એ સ્થાનમાં રાજપૂતાનામાંના યૂરોપિયન્ લોકોમાટે બૅરેક્સ તથા હૉસ્પિટલ્સ બાંધવામાં આવી હતી અને તે સાથે જ રાજપૂતાનાના એજંટ ટુ ધિ ગવર્નર જનરલ્ અને તેમની ઑફિસમાંના બીજા અધિકારીઓના નિવાસમાટે કેટલાક બંગલા પણ બંધાયા હતા. એમની સાથે કેટલાક વકીલ આદિ લોકો પણ ત્યાં રહેવામાટે આવવા લાગ્યા હતા. ઇ. સ. ૧૮૫૪ માં સર હેન્રી લૉરેન્સ સાહેબે 'આબુ લૉરેન્સ એસાયલમ્' અથવા ધર્મશાળાની સ્થાપના કરી હતી. એવી રીતે એક પછી એક ત્યાં ભિન્ન ભિન્ન પ્રકારના લોકો નિવાસમાટે આવવા લાગ્યાથી એ પર્વતમાં મનુષ્યોની બહુ જ વસતિ થઇ ગઇ અને અત્યારે તો વર્ષના નવ મહિના જેટલા સમય સૂધી એજન્ટ ટુ ધિ ગવર્નર જનરલ તથા તેમના સ્ટાફ્નો મુકામ એ પર્વતમાં જ હોય છે. આબૂના પહાડપર માત્ર સરકારી અધિકારીઓના જ ૪૦ થી ૫૦ બંગલા જોવામાં આવે છે અને તે ઉપરાંત જોધપુર, જયપુર, અલવર તથા સિરોહી આદિ સંસ્થાનોના રાજામહારાજાઓના જે બંગલા આવેલા છે, તે તો જૂદા જ. ત્યાં તાર ઑફિસ તથા પોસ્ટ ઑફિસની પણ સારી વ્યવસ્થા છે અને એક બે સારાં હોટેલ્સ પણ અસ્તિત્વ ધરાવે છે. આથી એ કેવો અને કેટલો બધો રમણીય તથા મનોહર પ્રદેશ હોવો જોઇએ, એની સહજમાં જ કલ્પના કરી શકાય તેમ હોવાથી અધિક આલોચનાની આવશ્યકતા નથી.

જે સ્થાનમાં સેનાટોરીયમ્ આવેલું છે તે સ્થાનનો વિસ્તાર બેથી ત્રણ માઇલ જેટલો હોવા સાથે તે સ્થાન ચારે તરફથી ટેકરીઓ વડે ઘેરાયલું છે. એ સ્થાનમાંના માર્ગો ઘણા જ સારા અને

સુશોભિત બાંધેલા છે અને તે માર્ગો બજાર, ગોમુખ, વશિષ્ટ મુનિના આશ્રમ, દેવલવાડા, અચલગઢ તથા ગુરુશિખર આદિ ભિન્નભિન્ન સ્થળે ગએલા છે. માણેકલાલ અને શારદા એ સેનીટોરિયમમાં જ આવીને રહ્યાં હતાં અને આબૂમાં આવ્યાને તેમને લગભગ એક સમાહનો સમય થવા આવ્યો હતો.

એ સમસ્ત સમાહનો સમય તેમણે આબૂ પર્વતમાંનાં પુરાતન જૈન દેવાલયો તથા અન્યાન્ય પ્રેક્ષણીય સ્થાનોના અવલોકનમાં વીતાડ્યો હતો અને તેથી એ સ્થાનોને જોઇ આવ્યા પછી રાત્રે તેમની વચ્ચે બહુધા એ પુરાતન સ્થાનો તથા તેમના ઇતિહાસ વિશેનો જ વાર્ત્તાલાપ થયા કરતો હતો. આજે તેઓ દેવલવાડા નામક ટેકરીપરના વિમળશાહ તથા વસ્તુપાળ અને તેજપાળનાં બંધાવેલાં જૈન મંદિરો જોઇ આવેલાં હોવાથી રાત્રે ભોજનકાર્યથી નિવૃત્ત થયા પછી શારદાએ માણેકલાલને ઉદ્દેશીને પૂછ્યું કેઃ–

"પ્રાણેશ, આજે આપણે દેવલવાડા નામની ટેકરીપર ગયાં હતાં, તેનું નામ દેવલવાડા શા કારણથી રાખવામાં આવ્યું છે?"

એના ઉત્તરમાં માણેકલાલ ઇજીચેરમાં પડ્યો પડ્યો અને સિગાર ફૂંકતો કહેવા લાગ્યો કેઃ "એ સ્થાનનું દેવલવાડા નામ પડવાનું કારણ એ છે કે, એ ટેકરીપર પુષ્કળ દેવાલયો આવેલાં છે; માત્ર એટલું જ નહિ, પણ એ ટેકરીપર અત્યારે જેટલાં દેવાલયો આપણા જોવામાં આવે છે, તેમના કરતાં પણ વિશેષ દેવાલયોની સંખ્યા એ સ્થાનમાં પૂર્વે હોવી જોઇએ, એવું અનુમાન પણ કેટલાંક કારણોથી કરી શકાય છે; કારણ કે, જૈન ધર્મીય લોકોની સાધારણતઃ એવી પદ્ધતિ છે કે, જ્યાં એકવાર એક દેવાલય તેઓ બંધાવે છે ત્યાં પછીથી તેઓ એક પછી એક અનેક દેવાલયો બંધાવતા જ રહે છે. પાલીતાણા પાસે જે શત્રુંજય નામની ટેકરી છે, તે પણ

એવી રીતે દેવાલયમય જ છે; એટલે કે, જ્યાં દેવાલય ન હોય એવો તે ટેકરીનો એક પણ ખૂણો આપણા જોવામાં આવી શકતો નથી. ગિરિનારાયણ પર્વતમાં પણ એવો જ પ્રકાર દૃષ્ટિગોચર થાય છે. પરંતુ ત્યાં શત્રુંજય કરતાં જૈન મંદિરોની સંખ્યા કાંઇક ઓછી છે. આજે આપણે જોઇ આવ્યા તે દેવલવાડા ટેકરીપર જો કે કેવળ પાંચ જૈનમંદિરો જ અસ્તિત્વ ધરાવે છે, છતાં એ પાંચ મંદિરોના યોગે પણ આબૂ પર્વતને એટલા બધા ગૌરવની પ્રાપ્તિ થએલી છે કે જેનું વર્ણન થવું સર્વથા અશક્ય છે. બહારથી તો એ જૈનમંદિરોનો દેખાવ જો કે બેડોળ જેવો જ લાગે છે, પરંતુ એકવાર આપણે જ્યાં તેમના અંતર્ભાગમાં પ્રવેશ કરીએ છીએ એટલે તેમાંના શિલ્પ-કૌશલ્યને જોઇને તત્કાળ આશ્ચર્ય તથા આનંદમાં તલ્લીન થઇ જઇએ છીએ; કારણ કે, એ આપણા દેશની પ્રાચીન બુદ્ધિમત્તા તથા કળા-કુશળતાનો જીવતો પૂરાવો હોવાથી એના નિરીક્ષણથી આપણા હૃદ-યમાં એક પ્રકારના આત્મગૌરવની જાગ્રતિ થાય છે અને તે આપણને આનંદના તરંગોમાં ડોલાવી દે છે. મારા આ કથનનો તને સાક્ષાત્કાર થએલો હોવાથી અધિક વિવેચનની આવશ્યકતા નથી. એ મંદિરોમાંનું નક્ષીકામ એટલું બધું ઉત્કૃષ્ટ પ્રકારનું છે કે સારા સારા યૂરોપીયનો પણ તેને જોઇને આશ્ચર્યથી મોઢામાં આંગળીઓ નાખે છે અને એ જૈનમંદિરોને જોવામાટે સાહેબ લોક અને તેમની મડમો ન આવી હોય, એવો એક પણ દિવસ ખાલી જતો જ નથી. એ પાંચ મંદિરોમાંથી વૃષભદેવનું દેવાલય સર્વથી જૂનું અને પુરાતન છે. ”

“ એ વૃષભદેવનું મંદિર કોણે બંધાવ્યું છે અને પોતાના નામને અજરામર કર્યું છે, એ આપ જાણો છો ખરા કે ? ” શારદાએ તેના ઇતિહાસને જાણવાની જિજ્ઞાસા દર્શાવી.

" એ મંદિર **અણહિલવાડના** નિવાસી **વિમળશાહ** નામક એક **જૈન** વ્યાપારીએ ઇ. સ. ૧૦૩૦ માં બંધાવ્યું હતું, એવાં કેટલાંક પ્રમાણો મળી આવે છે; " **માણેકલાલે** તે મંદિરના ઇતિહાસનો સ્ફોટ કરવા માંડયો: " પ્રસિદ્ધ 'રાજસ્થાન' નામક ગ્રંથના લેખક કર્નલ ટૉડ સાહેબે એ મંદિર વિશે એક સ્થળે એવો ઉલ્લેખ કરેલો છે કે, 'એ દેવાલય જેવું બીજું કોઇ પણ દેવાલય સમસ્ત **ભારતવર્ષ**માં અસ્તિત્વ ધરાવતું નથી; જો **ભારતવર્ષ**માંની કોઇ પણ ઇમારત એ મંદિરની પ્રતિસ્પર્ધા કરવાને સમર્થ હોય, તો તે કેવળ **આગરા**માંનો એક **તાજમહાલ** જ છે ! ' અર્થાત્ જે મંદિર **તાજમહાલ** કરતાં પણ અધિક ઉત્તમ મનાય છે, તેની ઉત્તમતા કેવી અને કેટલી હોવી જોઇએ, એની કલ્પના હવે આપણે પોતે જ કરી લેવાની છે. " *

---

* વિમળશાહનું બંધાવેલું એ મંદિર તે એક અત્યંત વિશાળ તથા ભવ્ય મંદિર છે અને એના અંતર્ભાગમાં વૃષભદેવનું મંદિર તથા તેની આસપાસ કેટલાંક અન્ય દેવાલયો આવેલાં છે. એ મંદિરની લંબાઈ ૧૪૦ ફીટની અને પહોળાઈ ૯૦ ફીટની છે. એ મંદિરની વચલી ભીંતમાં બાવન ગોખ કરેલા છે અને તેવા પ્રત્યેક ગોખમાં જૈન તીર્થંકરની એક એક મૂર્ત્તિ બેસાડવામાં આવી છે. એ પ્રત્યેક ગોખ અથવા ગૃહ સમક્ષ નાના નાના સ્તંભોની હાર છે અને તે સ્તંભોને નક્શી કામથી એક બીજા સાથે એવી તો સફાઈથી જોડી દેવામાં આવ્યા છે કે તેનું શબ્દોવડે વર્ણન થવું સર્વથા અશક્ય છે. એ મંદિરની છતમાં કમળ અને બીજાં નાના પ્રકારનાં પુષ્પો, પશુઓ તથા ધર્મગ્રંથોમાંની કેટલીક આખ્યાયિકાનાં ચિત્રો આલેખવામાં આવ્યાં છે અને તે આલેખવામાં શિલ્પકળાભિજ્ઞોએ પોતાના જે ચાતુર્યનું પ્રદર્શન કરાવ્યું છે, તે ખરેખર અવર્ણનીય જ છે. ભીંતમાં જે જે શાહુકારોએ પોતાના ખર્ચે તીર્થંકરોની મૂર્ત્તિઓને બેસાડી છે, તે બેઠકોનું કામ એટલું અને એવું તો સુંદર તથા મનોહર કરવામાં આવ્યું છે કે જે કારીગરે

" ખરેખર એ મંદિર એવું જ ઉત્કૃષ્ટ છે, એમાં લેશ માત્ર પણ સંશય નથી અને આજે આપણને એ મંદિરના અવલોકનનો જે અલભ્ય પ્રસંગ મળ્યો છે, તે આપણાં મહદ્‌ભાગ્યનું જ પરિણામ કહી શકાય. " શારદાએ કહ્યું.

---

એ કામ કર્યું છે, તેથી મુક્ત કંઠે પ્રશંસા કર્યા વિના આપણાથી રહી શકાતું નથી. ગોપીઓના રાસ, નાના પ્રકારના પ્રાણી અને વિવિધ પુષ્પોની ચિત્રકળાને જોતાં જ ક્ષુધા તથા તૃષાનો લોપ થાય છે અને પ્રાચીન આર્યાવર્ત્તની શિલ્પકળા ઘડીભર આપણને સાનંદ આશ્ચર્યમાં તલ્લીન બનાવી દે છે.

હાલમાં એ મંદિરમાં વિમળશાહની જે મૂર્ત્તિ જોવામાં આવે છે, તે જૂની અને ખરી મૂર્ત્તિ નથી, કિન્તુ પછીથી બેસાડેલી મૂર્ત્તિ છે, એમ કહેવામાં આવે છે; કારણ કે ખરી મૂર્ત્તિ તો અલાઉદ્દીન ખિલજી લઈ ગયો હતો. ત્યાર પછી કેટલાંક વર્ષ પર્યન્ત મુસલ્માનોના ભયથી એ મૂર્ત્તિનું સ્થાન ખાલી જ પડી રહ્યું હતું, પણ જે વેળાયે મુસલ્માનોની ભીતિનો લોપ થયો, તે વેળાયે તત્કાળ અત્યારે જે મૂર્ત્તિ જોવામાં આવે છે, તેને ત્યાં બેસાડવામાં આવી હતી, એવી વાર્ત્તા સંભળાય છે. હાલમાં એ મંદિરમાં જે કાંઈ પણ ભાંગ ફોડ આપણી દૃષ્ટિયે પડે છે, તે અલાઉદ્દીનના સમયની જ છે. એ થોડી ઘણી ભાંગફોડને બાદ કરીએ, તો એ વિમળશાહનું મંદિર અને તેની પાસેનાં વસ્તુપાળ તથા તેજપાળનાં બંધાવેલાં મંદિર મુસલ્માનોના આઘાતથી કેવી રીતે બચી ગયાં હશે, એની કલ્પના કરી શકાતો નથી. વૃષભદેવના મંદિરની ઈશાન્ય દિશાએ એક ઉચ્ચ ગૃહમાં અંબાભવાનીની મૂર્ત્તિ છે અને ને હિન્દુઓની દેવતા છે. વૃષભદેવના મંદિરના દ્વારને મૂકીને જરાક આગળ ચાલતાં એક મોટું ચોરસ આંગણું આવે છે અને તે આંગણામાં વિમળશાહની એક અશ્વારૂઢ પ્રતિમા આપણા જોવામાં આવે છે. એ પ્રતિમામાં વિમળશાહની પાછળ તેનો ભત્રીજો બેઠેલો છે અને તેના શિરપર એક છત્ર દૃષ્ટિગોચર થાય છે, એ છત્ર તે સમયના વ્યાપારિમંડળના મુકુટમણિ વિમળશાહનું વૈભવદર્શક

"એ મંદિરોને જોઇને આશ્ચર્યમાં લીન ન થાય, એવું કોઇ પણ માનવ પ્રાણી આ સંસારમાં મળી શકે તેમ છે જ નહિ. તે હિન્દુ હોય, મુસલ્માન હોય કે યૂરોપીયન્ હોય, પરંતુ જે કોઇ પણ એ મંદિરોમાંની કારીગરીનું તેમજ કારીગરોના કૌશલ્યનું અવલોકન કરે છે, તેના અંતઃકરણમાં ભારતવર્ષના એ શિલ્પનૈપુણ્ય વિશે અવશ્ય

---

ચિન્હ છે. એ પ્રતિમા વિમળશાહના શરીર કરતાં પ્રમાણમાં બહુજ મોટી બનાવેલી છે. એ પ્રતિમાની આસપાસ દશ હાથીઓ ઉભેલા છે; એમાંના કેટલાક હાથીઓ ખાલી છે અને કેટલાકપર માવતો બેઠેલા છે; માવતોના હાથમાં ચચ્ચાર શસ્ત્રો છે અને તેમનાં વસ્ત્રો સૈનિકો જેવાં છે. વિમળશાહની પ્રતિમાની પાછળ એક સ્તંભ છે. તેમાં ઉત્તમ નક્ષીકામ કરેલું છે અને તેમાં નાનાં નાનાં ગૃહો કરીને તે ગૃહોમાં જૈન ધર્મના પવિત્ર તીર્થંકરોની સ્થાપના કરાયલી છે.

વસ્તુપાળ તથા તેજપાળનું બંધાવેલું જૈન ધર્મના ૨૨ મા તીર્થંકર નેમિનાથનું મંદિર પણ અત્યંત પ્રેક્ષણીય છે અને તેમાંનાં નક્ષીકામ શિલ્પકૌશલ્ય તથા ગુંબજની કારીગરી આદિ વિમળશાહના મંદિર કરતાં પણ અધિક ઉત્તમ છે એ મંદિરોની પાસે જ વસ્તુપાળ તથા તેજપાળની સ્ત્રીઓ–દેરાણી જેઠાણી–ના સ્મરણાર્થ બે લઘુ મંદિરો પણ બંધાવવામાં આવ્યાં છે. વસ્તુપાળની સ્ત્રીનું નામ લલિતાદેવી હતું અને તેજપાળની સ્ત્રીનું નામ અનુપમાદેવી હતું એમ કહેવામાં આવે છે કે, એ મંદિર બંધાવવાની કલ્પના પ્રથમ અનુપમાદેવીના અંતઃકરણમાં જ ઉદ્‌ભવી હતી. સોમેશ્વરે પોતાના 'કીર્ત્તિકૌમુદી' નામક ગ્રંથમાં એ જૈન મંદિર વિક્રમાબ્દ ૧૨૮૭ માં બાંધવામાં આવ્યું હતું, એવો ઉલ્લેખ કરેલો છે. શત્રુંજય ટેકરીપર એ ઉભય બાંધવોએ નેમિનાથનું એક બીજું મંદિર પણ બંધાવ્યું છે અને તે સ્થળે સંવત્ ૧૨૮૮ નો ઉલ્લેખ કરાયલો છે. ખરેખર આવાં અલૌકિક મંદિરો બંધાવીને એ જૈન નરરત્નોએ પોતાનાં નામોને સદાને માટે અજરામર કરી રાખ્યાં છે.

એક પ્રકારનું અભિમાન ઉત્પન્ન થાય છે જ ! જેના અંતઃકરણમાં એવું અભિમાન ન ઉદ્‌ભવે, એવું હૃદયહીન માનવ તો કોક જ મળવાનું ! આપણો દેશ પૂર્વે આવા ઉત્તમ કારીગરો અને કળાભિજ્ઞ પુરુષોવડે ભરેલો હતો; પરંતુ ખેદનો વિષય છે કે, અત્યારે હવે એ કળાકૌશલ્ય આપણને છોડીને આપણા દેશમાંથી ચાલતું થવા માંડયું છે." આમ કહીને માણેકલાલે એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો.

"ત્યારે હવે આવતી કાલે આપણે કયાં સ્થળો જોવાને જઇશું ?" શારદાએ ઉત્સુકતાથી પૂછ્યું.

"આવતી કાલે સંધ્યાકાળ પૂર્વે મારો વિચાર છે કે, આપણે વશિષ્ઠ મુનિનો આશ્રમ જોવામાટે જઇશું; કારણ કે, તે પણ આ અર્બુદાચલમાંનું એક અત્યંત રમણીય સ્થાન છે." માણેકલાલે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

* * * *

બીજે દિવસે સાંઝે ચાર વાગે માણેકલાલે શારદાને વશિષ્ઠ મુનિનો આશ્રમ જોવા જવામાટે તૈયાર થવાની આજ્ઞા આપતાં કહ્યું કે: "શારદા, આજે બહુ મૂલ્યવાન્ વસ્ત્રો પરિધાન કરીશ નહિ; કારણ કે, જે સ્થાનમાં આપણે આજે જવાનાં છીએ, ત્યાં કદાચિત્ બેસીને નીચે ઊતરવાનો કે ઉપર ચઢવાનો પ્રસંગ આવે, એવો સંભવ હોવાથી સારાં વસ્ત્રો બગડી જશે. હું પણ એટલામાટે ધોતિયું પહેરીને જ ત્યાં આવવાનો છું."

માણેકલાલ ધોતિયું, ખમીસ, શૉર્ટ કોટ અને ટોપી પહેરીને તૈયાર થયો અને શારદાએ અંદરના ભાગમાં એક વિલાયતી અંડરવેઅર પહેરીને ઉપર પોલકું તથા સફેદ સાલ્લો પહેરી લીધાં. પતિ અને પત્ની આવા સાદાં વસ્ત્રો ધારીને વશિષ્ઠ મુનિના આશ્રમ ભણી જવાને રવાના થયાં.

આબૂ પર્વતની દક્ષિણ બાજૂએ કેટલાક ફીટ નીચાણમાં એક ગોમુખ આવેલું છે અને વશિષ્ટ મુનિનો આશ્રમ પણ એ જ સ્થાનમાં છે. એ દક્ષિણ શિખરપરથી નીચે ઉતરવામાટેનો જો કે એક માર્ગ છે, પણ તે બહુ જ અગવડભરેલો છે; એ માર્ગમાંથી નીચે વશિષ્ઠ મુનિના આશ્રમમાં જવામાટે ૭૦૦ પગથિયાં છે, પણ તે પગથિયાં એટલાં બધાં ખરાબ છે કે જો ઊતરતાં કે ચઢતાં એક પગથિયું ચૂકયા કે સીધા યમલોકમાં પહોંચી ગયા, એમ જ સમજી લેવું. જે સ્થળે ગોમુખ આવેલું છે, તે સ્થળે પાણીનો એક ઝરો છે અને તે ઝરામાંનું પાણી એક એક બિન્દુના પ્રમાણથી ગોમુખમાં પડીને ત્યાર પછી તેની નીચે બાંધેલા કુંડમાં પડયા કરે છે. એ ગોમુખ સંવત્ ૧૮૪૫ માં સિરોહીના રાજા ગુમાનસિંહે બંધાવ્યું હતું. એ ગોમુખની પાસે જ વશિષ્ઠ મુનિની કૃષ્ણ પાષાણની એક મૂર્ત્તિ છે. એ વશિષ્ઠ મુનિએ અગ્નિકુળના ચાર પરમાર જાતિના રાજપૂતોની અચળેશ્વરમાંના અગ્નિકુંડમાંથી ઉત્પત્તિ કરી હતી, એવી એક દંતકથા ત્યાં પ્રચલિત છે. ચંદ્રાવતીના ધાર પરમારની પીતળની એક પ્રતિમા એ વશિષ્ઠમૂર્ત્તિની પાસે જ સ્થપાયલી જોવામાં આવે છે. એ મૂર્ત્તિ વશિષ્ઠ મુનિ સમક્ષ હસ્તદ્વય જોડીને ઉભેલી છે અને તેથી એને જોતાં જાણે ધારરાજા મુનિનાં ચરણોમાં મસ્તક નમાવવાને તૈયાર થએલો હોયની! એવો જ ભાસ થયા કરે છે.

માણેકલાલ અને શારદા ૭૦૦ પગથિયાં ઉતરીને નિર્વિઘ્ન એ સ્થાનમાં આવી પહોંચ્યાં અને ત્યાંની રમણીયતા તથા શાંતિના સાક્ષાત્કારથી શારદાનું અંતઃકરણ આનંદપુલકિત થવા લાગ્યું. તેણે વશિષ્ઠ મુનિનાં ચરણોમાં ભક્તિભાવથી પોતાનું મસ્તક નમાવ્યું અને ઝરામાંના નિર્મળ જળના પાનથી તૃષાને પણ શમાવી. એ સ્થાનનું નિરીક્ષણ કરીને પતિપત્ની જરા આગળ વધીને જ્યાં આબૂ પર્વતના દક્ષિણ

ભાગનો અંત થતો હતો ત્યાં ગયાં. તેઓ પર્વતના છેડાપર આવીને ઊભાં રહ્યાં અને નીચેની ઊંડી ખીણને શારદા ભયપૂર્ણ દૃષ્ટિથી જોવા લાગી; કારણ કે, તે ખીણ એટલી બધી ઊંડી અને ભયંકર હતી કે, જો કોઇ દુર્ભાગી મનુષ્ય તેમાં પડી જાય, તો તેના જીવવાની આશા કોઇ પણ પ્રકારે રાખી શકાય જ નહિ, એ નિશ્ચિત હતું. એ સ્થાનમાં મનુષ્યો બહુ અલ્પ સંખ્યામાં આવતાં હોવાથી બહુધા એ સ્થાન જનશૂન્ય જ રહ્યા કરતું હતું અને તેથી અત્યારે પણ ત્યાં જનશૂન્યતા જ વિસ્તરેલી હતી.

માણેકલાલ અને શારદા જે વેળાયે એ સ્થાનમાં આવ્યાં તે વેળાયે લગભગ છ સાડા છ વાગ્યા હતા અને સૂર્યનારાયણ અસ્તાચલમાં જવાની તૈયારીમાં હતા. છતાં અદ્યાપિ ત્યાં રમણીય સાંધ્ય પ્રકાશનો વિસ્તાર હોવાથી અંધકારની સત્તા વ્યાપેલી નહોતી. અચાનક માણેકલાલે અત્યંત ગંભીર મુદ્રા તથા ગંભીર સ્વરથી શારદાને ઉદ્દેશીને કહ્યું કઃ—

"શારદા, હું મુંબઇથી તને આ આબૂના પાર્વતીય પ્રદેશમાં શા હેતુથી લાવ્યો છું, એ વિશેની તારા હૃદયમાં કોઇવાર કલ્પના આવી છે ખરી કે નહિ ? તેમાં પણ વળી આજે અત્યારે આ સર્વથા જનશૂન્ય એકાંત સ્થાનમાં તને લઇને આવવાનું એક વિશિષ્ટ કારણ છે અને તે એ કે મારે અત્યારે તારા એક ભયાનક પાપકર્મનો, તેં કરેલા નિંદ્ય વ્યભિચારનો તારા પોતાના મુખથી જ ઉચ્ચાર કરાવવાનો છે ! હું તને ગંભીરતાથી પૂછું છું કે, તું વ્યભિચારના દોષની ભાગિની થઇ છે ખરી કે નહિ ?"

માણેકલાલના મુખમાંથી આવા શબ્દો નીકળેલા સાંભળીને શુદ્ધચરિત્રા અને સરળહૃદયા શારદા આશ્ચર્યથી દિઙ્મૂઢ જેવી થઇ ગઇ અને કેટલીકવાર સૂધી પતિના મુખમંડળને આશ્ચર્યથી જ જોતી

રહી. ત્યાર પછી તેણે અત્યંત નમ્રતાદર્શક સ્વરથી માણેકલાલને સંબોધીને કહ્યું કે; "પ્રાણેશ, આપના મુખમાંથી કદાપિ ન નીકળવા જોઇએ તે શબ્દો આજે નીકળ્યા છે, કોઇપણ કારણથી મારા ચારિત્ર્ય વિશે આપના અંતઃકરણમાં પ્રબળ સંશય ઉદ્‌ભવ્યો છે અને તેના યોગે આપે મારાપર આવા પ્રકારનો શબ્દપ્રહાર કરવા માંડ્યો છે: પરંતુ મારાપર આ અસત્ય દોષનો આરોપ કરાય છે; આપનો આમાં ભયાનક પ્રમાદ થાય છે! મેં વ્યભિચારના માર્ગમાં ચરણસંચાર કર્યો છે, એમ આપ શા આધારથી કહી શકો છો, એ હું સમજી શકતી નથી. આવા ઉત્તમ અને સુંદર પતિની અર્ધાંગના હોવા છતાં જે વનિતા વ્યભિચારિણી થાય, તે સ્ત્રી નહિ, પણ સારમેયા જ હોવી જોઇએ! આપ આવો પ્રશ્ન પૂછો છો, એથી પણ મારૂં એક પ્રકારનું ભયંકર અપમાન થાય છે; મારી માન્યતા પ્રમાણે મારા આત્મસમર્પણનો પુરસ્કાર કેવળ કૃતઘ્નતાથી જ અપાય છે!!"

"શારદા, જ્યારથી તારા પિતાની સમૃદ્ધિના યોગે હું સારી સ્થિતિમાં આવ્યો છું, ત્યારથી તારા મસ્તિષ્કમાં એવા અભિમાનના પવનનો સંચાર થઇ ગયો છે કે, 'માણેકલાલની ઉન્નતિની કારણીભૂતા હું હોવાથી મને હવે ગમે તેવી રીતે સ્વચ્છંદતાથી વર્ત્તવાનો અને પતિની વર્ચસ્વતાને ઠોકરે ઉડાવવાનો અધિકાર છે; કારણકે, પતિ હવે મારો દબાયલો હોવાથી પતિ નહિ, પણ મારો ગુલામ તાબેદાર છે!' અને આવી માન્યતાથી જ તેં વ્યભિચારનું દ્વાર જોયું છે, એક નીચ પુરુષના પ્રેમમાં પડીને તારા સતીત્વરત્નને સદાને માટે ખોયું છે! પરંતુ દુષ્ટિ કુલટા, તારે એ વ્યભિચારના માર્ગમાં સંચરતી વેળાયે એટલું અવશ્ય સ્મરણમાં રાખવું જોઇતું'તું કે, 'કેવળ ધનના લોભથી આ માણેકલાલ સ્ત્રીનો તાબેદાર ગુલામ થનાર નથી; અને તેથી જો આ વ્યભિચારની વાર્ત્તા તેના જાણવામાં આવશે, તો

કોઇ પણ પ્રકારે મારા જીવનનો ઉદ્ધાર નથી !' પણ ક્યાંથી આવે? યૌવન, ધનસંપત્તિ, શિક્ષણ, સૌન્દર્ય અને કુલીનતાના મદથી મદાંધ થએલી કામાતુરા અને કુલટા દામિનીના પાપવ્યાપ્ત અંતઃકરણમાં આવા પ્રકારનો વિવેક ક્યાંથી આવે ? વ્યભિચાર પંકથી લિપ્ત થતી વેળાયે તારી તો કદાચિત્ એવી જ ભાવના હશે કે, આ વાર્ત્તા કદાપિ પ્રકાશમાં આવવાની નથી અને તેથી તારી પ્રતિષ્ઠાની હાનિ થવાની નથી; પરંતુ તારી એ ધારણામાં તું ઠગાઇ છે અને જે નીચ પુરુષના સ્પર્શથી તું અપવિત્ર થએલી છે તે તારા પ્રેમભાગીએ જ તારા પાપકર્મની વગાડી શરણાઇ છે ! એક પાપને છુપાવવામાટે અસત્ય ભાષણના બીજા પાપને આચરવાની ચેષ્ટાને ત્યાગી દે; પાપનો પ્રાંજલતાથી સ્વીકાર કર અને પરમાત્મા પાસેથી તે પાપની ક્ષમા માગી લે !"

આ સંસારનો એવો એક નિયમ છે, કે જો કોઇ સર્વથા શુદ્ધ, નિષ્કલંક અને નિર્દોષ સ્ત્રી કિંવા પુરુષપર કોઇ પણ પ્રકારના અસત્ય દોષનો આરોપ કરવામાં આવે છે, તો તે વેળાયે તે શુદ્ધ સ્ત્રી કિંવા પુરુષના અંતઃકરણમાં શોક કરતાં કોપનો અનળ અધિક પ્રબળતાથી પ્રકટી નીકળે છે. આ નિયમ અનુસાર શુદ્ધચરિત્રા શારદાના અંતઃકરણમાં પણ ભીષણ કોપના અનળનો પ્રાદુર્ભાવ થયો અને તેનાં ચિન્હો તેનાં આરકત નેત્રોમાં પ્રત્યક્ષ દેખાવા લાગ્યાં. છતાં વિવેક તથા શાંતિરૂપ જળના સિંચનથી એ કોપાનળની જ્વાળાને શમાવીને શારદા શાંત ભાવથી સ્વામીને સંબોધીને કહેવા લાગી કેઃ—

"હું કયા નીચ પુરુષના સ્પર્શથી અપવિત્ર થએલું છું, તે કૃપા કરીને જણાવશો ? આપ વિના મારા પ્રેમનો ભોગી કોઇ છે જ નહિ, તો પછી મારા પાપકર્મની શરણાઇ કોણ વગાડવાનું હતું વારુ ?

મેં પાપ કર્યું જ નથી, તો પછી અસત્ય ભાષણરૂપ અન્ય પાપના આવરણથી તે પાપને છુપાવવાની આવશ્યકતા જ શી છે? હું નિરપરાધિની છું તો પછી પરમેશ્વર પાસેથી મારે કયા પાપની ક્ષમા માગવી? હા, મારા પરમ ધર્મિષ્ટ સ્વર્ગીય પિતાશ્રીના વચનનો અનાદર કરી હું મારી પોતાની ઇચ્છાથી જ આપને વરી, એ એક પાપ અવશ્ય મારા હસ્તે થએલું છે અને તેની શિક્ષાને ભોગવવાનો પ્રસંગ પણ આજે મારાં નેત્રો સમક્ષ આવીને ઉભો છે. જો આપની આજ્ઞા હોય, તો એ મારા પાપની હું પરમાત્મા પાસેથી ક્ષમા માગું અને પરમાત્માનાં ચરણોમાં દીનતાથી પ્રાર્થના કરૂં કે, 'હે પરમાત્મન્, તું કોઇ પણ યુવતીને આવી રીતે ઇચ્છાવર સાથે વરવાની અને પિતામાતાની આજ્ઞાને ઉલ્લંઘવાની કુબુદ્ધિ કદાપિ આપીશ નહિ; કારણ કે, એ કુબુદ્ધિનું આવું ભયંકર પરિણામ થાય છે અને યુવતીનો અવતાર સર્વથા બગડી જાય છે!'

"ઓહો, આ તો ચોર કોટવાલને દંડે, એ ન્યાયનું જ અવલંબન થતું દેખાય છે! પણ ચિંતા નહિ: ચોરને દંડ દેવાનો કોટવાલના હાથમાં યથાર્થ ઉપાય છે!" **માણેકલાલે** ચેષ્ટાના ભાવથી કહ્યું: અને ત્યાર પછી જણાવ્યું કે, "પાપીયસી **શારદા**, તારો પ્રેમભોક્તા કોણ છે અને તું કયા નીચ પુરુષના સ્પર્શથી અપવિત્ર થએલી છે, એ તને મારા કરતાં તારાપર તારા તે પ્રેમીનો લખાયલો આ ઓલતો કાગળ વધારે સારી રીતે જણાવશે અને તારા ગર્વથી ઉન્નત થએલા મસ્તકને નિમેષ માત્રમાં જ લજ્જાથી અવનત કરી બતાવશે!" આ છેલ્લા શબ્દોના ઉચ્ચાર સાથે શૉર્ટ કોટના અંદરના ગજવામાંથી એક કાગળ કાઢીને તેણે **શારદાના** શરીરપર નાખ્યો.

**શારદાએ** તે કાગળ વાંચ્યો અને તે કાગળ વાંચતાં જ તેનાં નેત્રોમાંથી શ્રાવણ ભાદ્રપદની જળવૃષ્ટિ વર્ષવા લાગી. એ કાગળ તે

હરામખોર હળવદિયા **બળદેવનો શારદાપર** લખેલો કાગળ હતો, એ વાંચકોને નવેસરથી જણાવવાની આવશ્યકતા નથી. **શારદાએ** અશ્રુવિસર્જનવડે પોતાના દુઃખભારને કિંચિત ન્યૂન કરીને થોડી વાર પછી કહ્યું કેઃ—

" મારા નામપર આવેલા આ પત્રના યોગેજ આપ મને કુલ-કલંકિની, કુલટા, કામાંધા અને વ્યભિચારિણી ગાનો છો અને મારાપર નિર્દયતાથી શબ્દશસ્ત્રનો અસહ્ય આઘાત કરો છો ? મારા અપ-રાધને સિદ્ધ કરનારૂં આપ પાસે જો કોઈ પણ સબળ પ્રમાણ હોય, તો તે આજ છે કે બીજું પણ કોઇ પ્રમાણ આપે તૈયાર રાખ્યું છે ?"

" શું તારા અપરાધ, તારા કલંકનું આ પ્રમાણ તને સબળ નથી ભાસતું ? **શારદા**, હવે તો તારી નિર્લજ્જતા તથા ધૃષ્ટતાની સીમાજ થાય છે ! જો તું **બળદેવના** સ્પર્શથી કલંકિની ન જ થઇ હોય, તો **બળદેવ** જેવા એક સાધારણ સ્થિતિનો, દરિદ્ર અને ભિક્ષુક બ્રાહ્મણ તારા પર આવા પ્રકારનું પત્ર લખવાની ધૃષ્ટતા કરી શકે જ નહિ. " **માણેકલાલે શારદાના** પ્રશ્નનું ભીષણ ઉત્તર આપ્યું.

" એ દુષ્ટ **બળદેવની** મને પાપગર્તામાં ડુબાવવાની ઇચ્છા હતી ખરી, પરંતુ જે ક્ષણે તેનો અપવિત્ર અને અભદ્ર આશય મારા જાણવામાં આવ્યો. તે ક્ષણે જ તેનુ ભયંકર અપમાન કરીને અને એક તમાચો લગાવીને મેં તેને આપણા ગૃહમાંથી સદાને માટે દૂર કર્યો હતો અને તે વૈરના પ્રતિશોધમાટે જ તેણે આ પત્ર લખેલું હોવાથી આપ જેવા સુજ્ઞ, વિચારશીલ તથા વિદ્વાન્ પુરુષે એક નીચ નરના આવા પત્રમાં વિશ્વાસ રાખી પોતાની વિશ્વાસભાજન ભા-ર્યાના ચારિત્ર્યમાં અવિશ્વાસ રાખવો ઘટતો નથી. જો મેં તેનાપર કોઈ પણ પ્રકારની પ્રેમપત્રિકા લખી હોય, તો લાવો અને ત્યાર

પછી જ મને કલંકિની તથા અપરાધિની ઠરાવો !" શારદાએ યોગ્ય રીતિથી પોતાનો બચાવ કર્યો.

"જો તું તારા તે પ્રેમભોગીપર તારા હસ્તથી તેવી પત્રિકા લખે, તો પછી તારા જેવી એક સુશિક્ષિતા અને એક સાધારણ અશિક્ષિતા અબળામાં ભેદ શો રહે ? આજકાલ કેટલીક સુશિક્ષિતા સ્ત્રીઓ બહુ જ દક્ષતાથી પાપકર્મ કરતી હોવાથી તેમનાં તે પાપકર્મો ઉચિત સ્ત્રીસ્વાતંત્ર્યના આવરણથી ઢંકાઇ જાય છે અને સાધારણ અશિક્ષિતા અબળાઓની એવી પાપવૃત્તિ તત્કાળ પ્રકાશમાં આવતાં તેઓ જનસમાજમાં નિન્દાને પાત્ર થાય છે ! એટલો જ માત્ર સુશિક્ષિતા અને અશિક્ષિતા વ્યભિચારિણી વનિતાઓ વચ્ચે ભેદ રહેલો છે. અશિક્ષિતા વ્યભિચારિણી કરતાં સુશિક્ષિતા વ્યભિચારિણી વિશેષ ભયંકર હોય છે અને એના પ્રત્યક્ષ ઉદાહરણરૂપ તું પોતે જ છે. આ તો કોઇ કારણથી તારી સાથે તારા તે પ્રેમભાજનનો વિરોધ તથા વૈરભાવ થયો એટલે તેના આ પત્રથી તારો અપરાધ મારા જાણવામાં આવ્યો, નહિ તો જો આ વ્યભિચારસંબંધ સમાધાનપૂર્વક મારા ગૃહમાં જ ચાલતો રહ્યો હોત, તો બાર ને બાર ચોવીસ વર્ષ પર્યન્ત પણ એનો સ્ફોટ થવો અશક્ય હતો. આમ છતાં પણ મેં કેવળ એ પત્રમાં જ વિશ્વાસ રાખીને પ્રથમ તને કલંકિની માની લીધી નહોતી, કિંતુ એ વિશેની ગુપ્ત રીતિથી કરવી જોઇએ તેટલી પૃચ્છા કરી હતી અને તે પૃચ્છાને અંતે ભાગીરથી તથા પાર્વતીના મુખથી પણ જ્યારે એ જ વાર્ત્તા મારા સાંભળવામાં આવી, એટલે પછી એ વાર્ત્તાને મારે માનવી જ પડી અને અંતે તારા એ અપરાધની તને યોગ્ય શિક્ષા આપવાના નિશ્ચયપર હું આવી લાગ્યો." માણેકલાલે શારદાને કલંકિની માનવાનાં પોતાની માન્યતા પ્રમાણેનાં યોગ્ય કારણો રજૂ કરી બતાવ્યાં.

**શારદા** **માણેકલાલ**ના આ વ્યાખ્યાનનું શ્રવણ કરીને થોડીવાર નિરુત્તર રહીને વિચારમાં પડી ગઇ અને ત્યાર પછી બોલી કે: "નાથ, જ્યારે આ સર્વ વાર્ત્તા મુંબઇમાં જ આપના જાણવામાં આવી હતી અને આપનો મારા કલંકિત ચરિત્ર વિશે નિશ્ચય થઇ ચૂક્યો હતો, તો પછી આ વાર્ત્તા મને આપે મુંબઇમાં જ શામાટે ન જણાવી અને મને મારાપરના આ કલંકને નિવારવાનો અવસર આપવાની યોગ્ય ઉદારતા શામાટે ન દર્શાવી? જો સર્વને એક સ્થાનમાં એકત્ર કરીને આ વિષયનો યોગ્ય ઊહાપોહ કરાયો હોત, તોમારો દૃઢ નિશ્ચય છે કે, આપના શિરપર પોતાની સતી સ્ત્રીને કલંકિની તથા કુલટાના નામથી બોલાવવાના અપરાધથી લિપ્ત થવાનો આજનો પ્રસંગ કદાપિ ન આવ્યો હોત!" **શારદા**એ માર્મિકતાથી **માણેકલાલ**ને અપરાધી ઠરાવવાનો યત્ન કરીને કહ્યું.

"શંખિની **શારદા**, તેં વ્યભિચારનું પાતક કરીને ઉભયકુલની પ્રતિષ્ઠાને કલંકિત તો કરી નાખી અને હું વળી આ રહસ્યનાં સર્વ જ્ઞાતાઓને એકત્ર કરી આ વિષયનો ઊહાપોહ કરીને અધિક લજ્જાને પાત્ર થાઉં, તો પછી મારા જેવો આ સંસારમાં મૂર્ખ પુરુષ બીજો કોણ હોઇ શકે? તારો જાર **બળદેવ** એવો તો નીચ અને નિર્લજ્જ પુરુષ છે કે જો તેને બોલાવીને આ વિશે પૂછવામાં આવ્યું હોત, તો તારા અને મારા મોઢાપર આ સર્વ ભેદનો સ્ફોટ કરી દેતાં તેને જરા પણ સંકોચ થાત નહિ; અને જો તેમ થાત તો તે વેળાયે લજ્જાથી મારી કેવી દુર્દશા થવાનો સંભવ હતો, એની કલ્પના તારે જ કરી લેવાની છે. અત્યારે તો આ પાપના યજ્ઞમાં મેં તારા પાપમય પ્રાણનું બલિદાન આપવાનો નિશ્ચય કર્યો છે, પરંતુ જો તેવો પ્રસંગ પ્રાપ્ત થયો હોત, તો મારે જ આત્મહત્યાના આશ્રયથી મારી લજ્જા તથા પ્રતિષ્ઠાને સંભાળવી પડી હોત!" **માણેકલાલે** આવી

રીતે **શારદા**ના વાદનો પ્રતિવાદ કરીને અત્યંત ગંભીર સ્વરથી પુનઃ કહેવા માંડયું કેઃ "**શારદા**, સૂર્યનારાયણ અસ્તાચલમાં પ્રયાણ કરી ગયા છે અને મંદ સાંધ્ય પ્રકાશનો પણ અંત થવાથી ધીમે ધીમે અંધકારનો આ સંસારમાં સંચાર થવા માંડયો છે. દિવસના અંતની આ વેળા તારા જીવનના અંતને સૂચવનારી હોવાથી હું તને આજ્ઞા કરૂં છું કે, સર્વભક્ષક કરાલ કાળને આલિંગન આપવામાટે તૈયાર થા; પરમાત્માના નામનું અંતિમ ચિંતન કરી પરમાત્મા પાસેથી તારા અક્ષમ્ય અપરાધની ક્ષમા માગી લે અને ત્યાર પછી યમરાજની રાજધાનીમાં જવામાટે અહીંથી પ્રયાણ કરી જા !"

અત્યાર સૂધી **શારદા**ના અંતઃકરણમાં એવી કલ્પનાનો અંશ માત્ર પણ ઉદ્દ્ભવ્યો નહોતો, કે **માણેકલાલ** તેની હત્યા કરીને સ્ત્રીહત્યાના પાતકનો ભાગી થવા સૂધીનું સાહસ કરી બતાવશે; પરંતુ **માણેકલાલ**ના મુખમાંથી જ્યારે અંતે આવા શબ્દો નીકળ્યા, એટલે **શારદા** ભયભીત થઇ ગઇ અને વિસ્ફારિત નેત્રો તથા ભયપૂર્ણ ભાવથી પોતાના પતિના મુખને જોઇ રહી. અત્યારે **માણેકલાલ**ની મુખમુદ્રા તેને સાક્ષાત્ યમરાજના મુખમંડળ સમાન ભીષણ તથા ભયોત્પાદક દેખાવા લાગી. **શારદા** કેટલીકવાર સૂધી અવાક્ રહ્યા પછી અત્યંત ભયકંપિત સ્વરથી કહેવા લાગી કેઃ "મારા સૌભાગ્યહેતુ, આપનું અંતઃકરણ આટલી સીમા પર્યન્ત નિર્દય તથા ક્રૂરતાપૂર્ણ હશે, એવી અત્યાર સૂધી મને કલ્પના પણ નહોતી. સત્ય કહો, આપ મને ડરાવો છો કે ખરેખર મને મારી નાખવામાટે જ આ નિર્જન તથા ભયંકર સ્થાનમાં લઇ આવ્યા છો ?"

"હું તને કેવળ ખોટી ડરામણી બતાવું છું, એવી જો તારી ધારણા હોય, તો એ તારી ભૂલ થાય છે; કારણ કે, તારા મરણની ઘટિકા પ્રતિપળે પાસે અને પાસે જ આવતી જાય છે. આપણામાં

એક એવી માન્યતા છે કે, ' અંતકાળે જેવી મતિ તેવી ગતિ ' એટલે એ માન્યતાને માન આપીને જો અંતકાળે તારી મતિ પરમાત્માના ચિંતનથી શુદ્ધ થાય, તો તારો બીજો અવતાર સુધરે એવી ઇચ્છાથી જ હું તને તારા ભાવિ કલ્યાણને સાધવામાટે કિંચિત્ અવકાશ આપું છું અને તેનો તારે સત્વર યોગ્ય ઉપયોગ કરી લેવાનો છે; નહિ તો જો ભ્રષ્ટ મતિ સહિત તારૂં મરણ થશે, તો તારા સાત અવતાર આવી જ ભ્રષ્ટતામાં વીતશે, એનો તારે વિચાર કરવાનો છે. છતાં તારો મારી એ કૃપાની અવગણના કરવાનો જ વિચાર હોય, તો હું આ ક્ષણે જ તને આ ગહન ગર્ત્તામાં ધકેલીને તારા પાપમય જીવનની જ્યોતિને સદાને માટે બુઝાવી નાખવાને તૈયાર છું !" માણેકલાલે ક્રૂરતાના શિખરપર આરૂઢ થઇને એ વચનો ઉચ્ચાર્યાં.

" પ્રાણેશ, અદ્યાપિ આ દાસીની આપનાં ચરણોમાં એ જ પ્રાર્થના છે કે, આ કુવિચારમય સાહસ ન કરો; મારા કલ્યાણમાટે નહિ, પરંતુ આપણા પુત્ર ઇન્દુના તથા આપના પોતાના કલ્યાણમાટે જ આ નિશ્ચયને પરિહરો; કારણ કે, આપ મારી હત્યા કરશો અને એ વાર્ત્તા પ્રકાશમાં આવતાં કદાચિત્ આપને બ્રિટિશ સરકારનો વિશુદ્ધ ન્યાય મરણની શિક્ષાને પાત્ર ઠરાવશે, તો આપણો પુત્ર બાલ્યાવસ્થામાં જ માતૃપિતૃહીન, નિરાધાર અને અસહાય થઇ જશે. જો મારા વચનમાં આપનો વિશ્વાસ ન જ બંધાતો હોય અને આપ મને પાપીયસી જ માનતા હો, તો મારો પરિત્યાગ કરી, મને કાશીમાં મારાં માતુશ્રી સાથે રહેવાની વ્યવસ્થા કરી આપો અને આપ કોઇ બીજી સ્ત્રી સાથે લગ્નસંબંધ કરીને સુખમાં જીવન વીતાડો. આમ કરવાથી મારા પ્રાણ બચશે, આપનું જીવન પણ નિર્ભય થશે અને આપણા સંતાનને પણ નિરાધાર થવાની ભીતિ રહેશે નહિ; એટલું જ નહિ, પણ મારા સદ્ભાગ્યના યોગે કોઇવાર મારી શુદ્ધતાનું યોગ્ય

પ્રમાણ આપને મળી જશે, તો તેના યોગે પુનઃ આ દાસીને પતિ-ચરણની સેવાનો અલભ્ય અવસર મળી શકશે. આ સર્વ જો આપણાં અસ્તિત્વ હશે, તો જ થવાનો સંભવ છે, અન્યથા મારા મરણ પશ્ચાત્ કદાચિત્ આપ જીવતા હો અને મારી શુદ્ધતાની વાર્ત્તા આપના જાણવામાં આવે, તો પણ તેનું કેવળ અસહ્ય પશ્ચાત્તાપ વિના આપને બીજું કાંઇ પણ યોગ્ય પરિણામ મળી શકવાનું નથી, એનો, મારા સ્વામિન્, જરા શાંતિથી વિચાર કરો. ઘણીકવાર એવા બનાવો પણ બને છે કે, ન્યાયમંદિરમાં જે અપરાધીઓને તેમના હસ્તે થએલા મનુષ્યવધ જેવા ભયંકર અપરાધોમાટે મરણની શિક્ષા અપાય છે, તે અપરાધીઓને મારી નાખ્યા પછી તેમની નિર્દોષતાનાં પ્રબળ પ્રમાણો મળી આવે છે અને તે વેળાયે ન્યાયાધીશો પોતાના થએલા પ્રમાદમાટે અતિશય પશ્ચાત્તાપ કરે છે, પરન્તુ મરણના મુખમાં ધકેલાયલા નિર્દોષ જનોને પુનઃ સજીવન કરવાની શક્તિ તેમનામાં ન હોવાથી તેમના એ પશ્ચાત્તાપનું અન્ય કાંઇ પણ પરિણામ થઇ શકતું નથી. આવા બનાવો અનેકવાર બનવાથી અને સો અપરાધી છૂટી જાય તો ભલે, પરંતુ એક પણ નિરપરાધીને અયોગ્ય રીતે શિક્ષા થવી ન જોઇએ, એ ન્યાયનું એક પરમોદાર તત્ત્વ હોવાથી વર્ત્તમાનકાળનાં હોલૅંડ, પોર્ટુગાલ અને યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ્ અમેરિકા જેવાં કેટલાંક સુસંસ્કૃત રાષ્ટ્રાએ અપરાધીઓને કોઇ પણ પ્રકારના સંયોગોમાં એ Capital Punishment એટલે કે મરણની શિક્ષા તો ન જ આપવી જોઇએ, એવા નિશ્ચયથી મરણની શિક્ષાને કાઢી નાખી છે અને તે યોગ્ય જ કર્યું છે; કારણ કે, એથી બંધનમાં રખાયલા અપરાધીને, જો તે સત્ય અપરાધી હોય તો, પશ્ચાત્તાપ કરવાનો યોગ્ય તથા દીર્ઘ સમય મળી શકે છે અને તેના પરિણામે ઘણીકવાર એક સમયના એવા ભયંકર અપરાધીઓ

આદર્શ સાધુના સ્વરૂપમાં બદલાઇ જતાં અન્ય પાપાત્માઓને પણ ધર્માત્મા બનાવી શકે છે; અને જો એવા અપરાધીમાંનો કોઇ પાછળથી મળેલાં પ્રમાણોના યોગે નિરપરાધી સિદ્ધ થાય છે, તો ન્યાયાધીશો કિંવા ગવર્નમેન્ટને તેને સજીવન અવસ્થામાં બંધનમુક્ત કરવાનો અવસર મળી શકવાથી ગવર્નમેન્ટના ભાગ્યમાંથી અકારણ મનુષ્યહત્યાનો કલંક ટળી જાય છે. આટલામાટે જ મારી પણ આપનાં ચરણોમાં એ પ્રાર્થના છે કે, અત્યંત ઊતાવળ અને સાહસથી મારા જીવનદીપનું નિર્વાણ ન કરો; અત્યારે મારો ત્યાગ કરીને હજી પણ મારાપર મૂકાયલા આ આરોપની વધારે સૂક્ષ્મતાથી મુંબઇ જઇને તપાસ કરો અને પછી જ કોઇ પણ પ્રકારના અનુકૂલ કિંવા પ્રતિકૂલ નિશ્ચયપર આવો. હું મારી માતાને પણ આ વાર્ત્તા જણાવીશ નહિ તેમજ આપના સુખના માર્ગમાં કંટકરૂપ થઇશ નહિ, એ આપ નિશ્ચયપૂર્વક માની લેજો. આપ સુજ્ઞ છો, વિદ્વાન્ છો અને વિવેકી છો; એટલે આના કરતાં વધારે હું આપને શું કહું અને શું સમજાવું ?" **શારદાએ માણેકલાલને** નમ્રતાથી અયોગ્ય સાહસ ન કરવાનાં સમર્પક કારણો દર્શાવ્યાં.

પરંતુ શંકાપિશાચિકાની બાધા અને **ભાગીરથીની** ભંભેરણીથી ભૂત બનેલા **માણેકલાલને** એ સર્વ કારણો તુચ્છ તથા નિરર્થક જણાયાથી તે પોતાના નિશ્ચયમાં દૃઢ રહીને કહેવા લાગ્યો કે: "વિવાહિની **શારદા**, એક નાગિનીને છંછેડયા પછી જીવતી છોડી દેવામાં જેટલી જીવનભીતિ સમાયલી છે; તેટલીજ કિંબહુના તેથી પણ અધિક પ્રાણભીતિ એક સ્વૈરિણી સ્ત્રીને તેના વ્યભિચારની વાર્ત્તા જણાવ્યા પછી જીવતી છોડવામાં સમાયલી છે, એવો કેટલાક સુજ્ઞ જનોનો સ્પષ્ટ અભિપ્રાય છે. સ્ત્રીચરિત્રનાં પુસ્તકોમાં એવાં અનેક ચરિત્રો મળી આવે છે કે, અમુક વ્યભિચારિણી વનિતાના વ્યભિચારનો તેના સ્વામી સમક્ષ

પ્રકાશ થઇ જાય છે એટલે પછી તે વનિતા પોતાના ઇચ્છિત માર્ગને નિષ્કંટક બનાવવાની આંક્ષાથી વિષપ્રયોગ કિંવા એવા જ અન્ય ઉપાયથી પતિની હત્યા કરી નાખતાં જરા પણ અચકાતી નથી. અર્થાત્ તને જીવતી રાખીને દરિદ્ર થવાના તેમજ મૃત્યુના મુખમાં પડવાના ભયને હું વિનાકારણ સ્વીકારી લઉં, એટલો બધો હું મૂર્ખ કે અવિવેકી તો નથી જ. હું તારી તથા તારાં માતુશ્રીની કૃપાથી જ અત્યારે મુંબઇમાં કોટિપતિની પદવીપર નિયુક્ત થયેલો છું અને તેથી જો તારાં વચનોથી તારી માતાનો મારા પ્રતિ અભાવ થઇ જાય, તો તેનું પરિણામ મારી દરિદ્રતામાં જ આવે અને તું એકલી અતુલ ધનસંપત્તિની સ્વામિની થઇ મારાથી ભિન્ન રહી ઇચ્છિત ભોગવિલાસોનો આનંદ લૂટતી રહે, એમાં રંચ માત્ર પણ સંશય નથી. આવો પ્રસંગ મારે તને મારા હાથે જ શામાટે આપવો જોઇએ? અર્થાત્ તારા જીવનદીપને બુઝાવી નાખવાનો મારો વિચાર તારી પ્રાર્થનાથી લેશમાત્ર પણ ફરનાર નથી: પાણીને વલોડેથી માખણ કદાપિ નીકળનાર નથી! તારા પ્રાણનો આજે અને અત્યારે જ આ સ્થાનમાં ભોગ લેવાશે અને એમ કરવાથી મારા સુખનો માર્ગ સદાને માટે નિષ્કંટક થઇ જશે! ચાલ, તૈયાર થા; સમય વીતતો જાય છે અને મારે હજી સેનેટોરિયમ્‌માં પહોંચવાનું હોવાથી મારા પ્રયાણમાં વિલંબ થાય છે!"

"ત્યારે કોઇપણ પ્રકારે આપ આ એક અનાથા, અસહાયા અને અનાધારા અબળા પ્રતિ દયા નથી જ દર્શાવવાના કે? અનુકંપા કિંવા સહાનુભૂતિની વૃષ્ટિ આ **શારદા**ના શિરપર નથી જ વર્ષાવવાના કે? પ્રાણેશ, આટલાબધા નિર્દય ન થાઓ, દયાને અંતઃકરણમાં સ્થાન આપો અને આમ છેક નમેરા ન થઇ જાઓ!" **શારદા**એ પુનઃ પ્રાર્થના કરીને કહ્યું.

"મારા હૃદયોદ્યાનમાંથી દયા, કરુણા, અનુકંપા અને ક્ષમા

નામક ચાર કુસુમોનો સર્વથા લોપ થએલો હોવાથી એ સુમનોના સુરભિને મેળવવાની તારી આશા સર્વથા આકાશકુસુમ સમાન છે!" માણેકલાલે નિર્દયતાની સીમા કરી બતાવી.

"પરંતુ જેના હૃદયોદ્યાનમાં દયા, કરુણા, અનુકંપા અને ક્ષમા આદિ ઉત્કૃષ્ટ સુમનોનું આસ્તિત્વ નથી હોતું, તે મનુષ્યનું હૃદયોદ્યાન નહિ, કિન્તુ રાક્ષસોનું ભીષણ અને ત્યાજ્ય હૃદયકાન્તાર મનાય છે, એ આપ નથી જાણતા કે શું? પરમાત્માએ ઉત્તમ માનવીનો અવતાર આપેલો છતાં આપ રાક્ષસની પદવીપર બળાત્કારે શામાટે આરૂઢ થાઓ છો, એ હું સમજી શકતી નથી." શારદાએ કિંચિદ્ ઉપાલંભનો પ્રયોગ કર્યો.

"હું અત્યારે જે માનવી અબળા બળાત્કારે રાક્ષસીની પદવીપર આરૂઢ થએલી છે, તેના સંહારમાટે જ રાક્ષસની પદવીપર બળાત્કારે આરૂઢ થયો છું; કારણ કે, સંસારનો એવો જ ન્યાય છે કે, 'થાય તેવા થઇએ, તો ગામ વચ્ચે રહીએ!' રાક્ષસીના સંહારમાટે રાક્ષસની જ આવશ્યકતા હોય છે." માણેકલાલે ઉપાલંભનું ઉત્તર ઉપાલંભથી જ આપ્યું.

"મારા પ્રભો! જે અભાગિની શારદા આપની અર્ધાંગના-આપના અંગના એક ભાગરૂપ-છે, જેને અત્યારસુધી આપે એક કોમળ કુસુમકલિકા સમાન સંભાળી છે, નિરન્તર પ્રાણેશ્વરી, હૃદયેશ્વરી, મનોદેવી અને દેવી આદિ ઉત્કૃષ્ટ સંબોધનોથી બોલાવી છે અને પ્રેમપાયૂષનું પાન કરાવી સંસારસુખના ઉચ્ચતમ શિખરપર ચઢાવી છે; તે જ શારદાને આ પર્વતશિખરપરથી નીચેની આ પાષાણસ્તરમયી અને કંટકવૃક્ષોથી ભરેલી અત્યંત ગહન ગર્ત્તામાં ધકેલીને અત્યંત કષ્ટપૂર્વક મારી નાખવા જેટલી રાક્ષસીય ક્રૂરતાને આપ વ્યવહારમાં યોજી શકશો ખરા કે? પોતાના જ શરીરના અર્ધ ભાગને આવી રીતે છિન્નવિછિન્ન

કરી નાખતાં આપના અંતઃકરણમાં લેશમાત્ર પણ વેદના નહિ જ થાય ને ? મારા વલ્લભનું, મારા સહૃદય સ્વામીનું હૃદય આટલું બધું દયાહીન હોય, એવી મારી ધારણા નથી ! નાથ, હું આપનાં ચરણોમાં મસ્તક નમાવી, આપનાં ચરણોને મારાં પવિત્ર અશ્રુજળથી આર્દ્ર કરીને વળી પણ વિનતિ કરૂં છું કે, આ સાહસ ન કરો અને આ અભાગિની અબળાને આ સંસારમાં આપની ચરણસેવાથી પવિત્ર થવામાટે પણ જીવતી રહેવા દ્યો ! ” **શારદાએ** પાષાણને પણ પીગળાવી દે તેવા શબ્દોથી **માણેકલાલને** વિનવ્યો અને તેનાં ચરણોમાં મસ્તક નમાવીને અશ્રુનું વિસર્જન કર્યું.

**માણેકલાલે** ઠોકરથી **શારદાના** મસ્તકને દૂર કરીને કહ્યું કે: “ **શારદા**, આ શરીરમાંના હસ્ત, પાદ અને નેત્ર આદિ સર્વ ભાગો એકસરખા ઉપયોગી હોવા છતાં જો કોઇ રોગના યોગે એમાંનો કોઇ પણ ભાગ સડી જાય છે, તો તેનો ચેપ બીજા ભાગને ન લાગે એટલામાટે તે શરીરનો એક ભાગ હોવા છતાં પણ તે ભાગને કપાવીને સદાને માટે દૂર કરી દેવામાં આવે છે, એ નિયમ તારા જાણવામાં તો હોવો જ જોઇએ. અર્થાત્ તું મારી અર્ધાંગના હોવા છતાં–મારા શરીરના એક ભાગરૂપ હોવા છતાં—અત્યારે વ્યભિચારરોગના સંપર્કથી તારામાં સડો પેસી ગયો છે અને તેથી તારા નાશ વિના આ **માણેકલાલરૂપ** દેહના અન્ય ભાગનું કલ્યાણ અશક્ય છે. હજી પણ કાંઇ વાદ કરવાની તારી ઇચ્છા છે ? ”

**શારદાએ** અત્યંત નિરાશાજનક નિઃશ્વાસ નાખીને કહ્યું કે:–

“ ચહું જો રત્ન લેવા તો પડે છે હાથમાં કંકર;
વધું જો હીરલો લેવા કપાળે ચોંટતા પત્થર;
ચહું આનંદ તો આવી મળે છે શોકનો સાગર;
ચહું નિર્ભય થવા તો ભય રહે ઊભો લઇ ખંજર;

સુધા લેવા જતાં વિશ્વે હલાહલ હસ્તમાં આવે;
ચહું જળ તોં અદય આકાશ પાવકને જ વર્ષાવે!"

"**શારદા**, તારા વિવાદને હવે મને કંટાળો આવતો જાય છે; સંસારમાં અંધકારની ભીષણ છાયા છવાય છે; માટે હવે જિવ્હાને વિશ્રામ આપીને અંતઃકરણને પરમાત્માના સ્મરણમાં લીન કર; તારી આ પાપમયી કાયાને કાળને આધીન કર!" આમ કહીને **માણેકલાલે** **શારદાનો** હાથ બળપૂર્વક ઝાલી લીધો અને તેને ગર્ત્તાના તટપ્રાંત પ્રતિ ઘસડવા માંડી.

કોમલાંગી **શારદા** ઝંઝાવાતથી કંપતી ઉપવનવલ્લરી સમાન કંપવા લાગી અને તેને પોતાના મૃત્યુનો ભીષણ સાક્ષાત્કાર થવા લાગ્યો; કારણ કે, હવે મૃત્યુ અને તેના વચ્ચે બહુજ અલ્પ અંતરાય રહેલો હતો. જો કે, સંશયપિશાચના જાળમાં સંપૂર્ણ સપડાયલો **માણેકલાલ** દયા દર્શાવવાનો નથી, એવો **શારદાનો** દૃઢ નિશ્ચય થઇ ચૂક્યો હતો, છતાં જીવનની આશા એક મહા વિલક્ષણ આશા હોવાથી આત્મરક્ષણના એક અંતિમ પ્રયત્ન તરીકે **શારદાએ** વળી પણ ચાર શબ્દો ઉચ્ચારવાનો નિશ્ચય કર્યો. તે કંપિત શરીર, કંપિત સ્વર તથા દયાજનક મુખમુદ્રાથી પ્રતિયમરાજ થઇને ઉભેલા પોતાના નિર્દય, નિષ્ઠુર, કૃતઘ્ન તથા વિઘાતક પતિ **માણેકલાલને** સંબોધીને કહેવા લાગી કેઃ—"પ્રાણનાથ, અત્યારે મારા જીવન કે મરણનો સર્વ આધાર કેવળ આપની ઇચ્છાપર જ રહેલો છે; કારણ કે, અત્યારે મારી રક્ષા કરનાર અન્ય અહીં કોઇ પણ નથી. આપના અંતઃકરણમાં દુષ્ટજનોના વિપરીત ઉપદેશના યોગે શંકા પિશાચિનીનો એટલી સીમા પર્યન્ત અધિકાર થએલો છે કે મારા વચનમાં આપનો લેશ માત્ર પણ વિશ્વાસ બંધાવાનો નથી અને આજે મારો

મૃત્યુના મુખમાંથી ઉદ્ધાર થવાનો નથી, એ હું સારી રીતે જાણુંછું; છતાં આપને આ પાપકર્મથી નિવૃત્ત કરવાના અંતિમ પ્રયત્ન તરીકે જણાવુંછું કે, દુષ્ટ અને કુટિલ આયાગોના ભ્રમાવ્યાથી સંશયપિશાચના પંજામાં સપડાયલા કાચા કાનના ઑથેલ્લોએ કોઇ પણ પ્રકારના વિચારના વિવેક વિના જ પતિપ્રાણા તથા સતીશિરોમણિ ડેસ્ડેમોનાની હત્યા કરી નાખી હતી અને પાછળથી ડેસ્ડેમોનાની નિર્દોષતા તથા આયાગોના પ્રપંચની વાર્ત્તા જાણવામાં આવતાં પોતાના હૃદયમાં થએલો પશ્ચાત્તાપ અસહ્ય થવાથી આત્મહત્યાનું અવલંબન કર્યું હતું; એવો પ્રસંગ આપને પણ પ્રાપ્ત ન થાય, એનો જે કાંઇ પણ વિચાર કરવો હોય, તે આપે અત્યારે અને આ ક્ષણે જ કરી લેવાનો છે; કારણ કે, જેવી રીતે એક વાર વીતી ગએલો કાળ પાછો આવી શકતો નથી, એક વાર છૂટેલો બાણ પાછો હાથમાં આવતો નથી અને ફૂટેલો ઘડો પાછો સંધાતો નથી; તેવી જ રીતે એક મરણવશ થએલી વ્યક્તિને જીવન આપવાનું કાર્ય પણ સર્વથા અશક્ય અને અસંભવનીય જ થઇ પડે છે ! તેલ તથા વાટના અભાવે બુઝાઇ ગએલા દીવાને જેવી રીતે બીજા તેલ અને વાટની પૂર્ત્તિથી પ્રકટાવી શકાય છે, તેવો પ્રકાર આ જીવનજ્યોતિનો નથી; આ જીવનજ્યોતિ તો એક વાર કેવળ પરમાત્માની ઇચ્છાથી જ પ્રકટે છે અને તેનું જો અવિચારથી નિર્વાણ કરી નાખવામાં આવે, તો તે નિર્વાણ શાશ્વતજ થઇ પડે છે; અર્થાત્ એ જીવનજ્યોતિને પ્રકટાવવાની ક્ષુદ્ર માનવમાં શક્તિ છે જ નહિ અને આવવાની પણ નથી ! પુણ્યશ્લોક નળ રાજાએ સરોવરમાંથી પકડેલાં મત્સ્યો દેવી દમયંતીના હાથમાં સંભાળવામાટે આપ્યાં હતાં, પરંતુ દમયંતીના સુધાસ્રાવક કરમાંથી તે મત્સ્યો પાછાં સરોવરમાં સરી જતાં નળરાજના અંતઃકરણમાં ' ક્ષુધાતુરા થવાથી દમ-

યંતી પોતેજ તે મત્સ્યોનું ભક્ષણ કરી ગઇ હશે !' એવા સંશયનો, કલિની બાધાના યોગે, સંચાર થવાથી નળરાજે દમયંતીનો વનમાં ત્યાગ કર્યો હતો. અર્થાત્ મહા પુણ્યશાળી નળરાજ જેવા પુરુષના હૃદયમાં પણ દમયંતી વિશે આવો સંશય આવ્યો હતો, તો આપ જેવા પુરુષના ચિત્તમાં આ કલિકાળના પ્રભાવથી આવા સંશયનો ઉદય થાય, એ કાંઇ આશ્ચર્યકારક ઘટના તો ન જ કહી શકાય. પરંતુ દમયંતીનો નળરાજે ઘાત કરેલો ન હોવાથી અંતે એક દિવસ પતિપત્નીનો મેળાપ થયો હતો અને સંશયની નિવૃત્તિ થતાં એ દંપતીને પુનઃ પૂર્વવત્ સૌખ્યની પ્રાપ્તિ થઇ હતી. આ સુખનો પ્રસંગ પશ્ચાત્તાપગ્રસ્ત ઑથેલ્લોને, તેણે કરી નાખેલા ડેસ્ડેમોનાના ઘાતના પરિણામે, મળવાનો સંભવ ન હોવાથી તેને જીવનથી કંટાળીને આત્મઘાત કરવો પડયો હતો. ભૂતકાળની આ ઘટનાઓ સ્પષ્ટતાથી સૂચવે છે કે, આવા પ્રસંગે સ્ત્રીનો ઘાત નહિ, પણ ત્યાગ કરવોજ ઉચિત છે અને તેથી પુનઃ મારી આપનાં ચરણોમાં એજ પ્રાર્થના છે કે, મારો ત્યાગ કરવો હોય, તો ભલે કરો; પણ અવિચારથી મારો ઘાત ન કરી નાખો !"

**શારદા**ની આવી યુક્તિ પુરઃસર અને અત્યન્ત નમ્રતાયુક્ત વાદપરંપરાનું પાષાણથી પણ કઠિનતર થઇ ગએલા **માણેકલાલ**ના અંતઃકરણમાં કાંઇ પણ પરિણામ થઇ શકયું નહિ અને તેથી તે પૂર્વવત્ નિર્દયતાને જ વ્યક્ત કરતો કહેવા લાગ્યો કેઃ " **શારદા**, જો તું હવે જીવવાની આશા રાખતી હોય, તો તે તારી આશા મૃગજળના પાનથી તૃષાને શમાવવાની આશા સમાન સર્વથા વ્યર્થ છે! તને જીવનનું દાન મળનાર નથી; નીચ કુલટા, આજે તારા પ્રાણનો કોઇ પણ રીતે ઉદ્ધાર નથી !"

**માણેકલાલના** આ શબ્દોએ **શારદાની** કિંચિત્ આશારૂપ શૃંખલાને નિમેષ માત્રમાં જ છિન્નવિચ્છિન્ન કરી નાખી અને તેથી તે મરવાને તૈયાર થઇને કહેવા લાગી કે: “ ભલે, આપના હૃદયમાંથી મારા માટે દયા તથા અનુકંપાનો આટલી સીમા પર્યન્ત લોપ થઇ ગયો છે, તો આનંદથી મને મારી નાખો. એક રીતે જોતાં તો કોઇ પણ કારણથી પતિના તિરસ્કારને પાત્ર થઇ પતિના વિયોગમાં જીવન વીતાડવા કરતાં વિશુદ્ધ આર્ય અબળામાટે મૃત્યુ જ અધિક શ્રેયસ્કર છે ! હું વિશુદ્ધા હોવાથી આપના હસ્તે મારૂં મરણ થશે, તો અવશ્ય મારો મોક્ષ જ થઇ જશે ! ! પરંતુ મારી માત્ર એટલી પ્રાર્થનાને સ્વીકારજો કે મારા અતિશય લાડકવાયા અને એકના એક પુત્ર ઈન્દુને કોઇ પણ રીતે ઓછું આવવા ન દેશો અને તેને તેની માતાની પડેલી ખોટ જણાવા ન દેશો. કદાચિત્ આપ બીજી સ્ત્રી કરો, તો ઇન્દુને મારી પ્રિય સખી કપિંજલાની સંભાળમાં જ રહેવા દેજો: કારણ કે, આપની નવીન પત્ની કદાચિત્ સપત્નીના સંતાનમાં સ્નેહ રાખી શકે તેટલી ઉદાર બુદ્ધિની ન હોય, તો મારા ઇન્દુને વારંવાર મારૂં સ્મરણ થયા કરે અને તે મહીંનો મહીં રીબાયા કરે, એ સ્વાભાવિક છે. કપિંજલા સાથે તે હળી ગયો છે અને એક રીતે, આપણે તેને દત્તક આપેલો હોવાથી તે કપિંજલાનો જ પુત્ર થએલો છે, એટલે કપિંજલા જ તેને વાત્સલ્યપૂર્વક સુખમાં રાખી શકશે. મારૂં મરણ અકસ્માત્‌થી થએલું છે, એમ જ સર્વને જણાવજો કે જેથી આપના શિરપર સંકટ ન આવે અને આપનું જીવન નિર્ભય રહે ! મારી પરમાત્માનાં ચરણમાં એજ એક અનન્ય ભાવયુક્ત અભ્યર્થના છે કે, તે આપને તથા ઇન્દુને શતાયુ કરે અને નિરંતર આનંદમાં રાખે ! ” એ પછી સાધ્વી **શારદા** પરમેશ્વરને પ્રાર્થના કરતી કહેવા લાગી કે: “ ઘટઘટવ્યાપક, સર્વશક્તિમાન્ અને સર્વસાક્ષિ પરમાત્મન્ ! હું દૂષિત છું કે નિર્દોષ

છું, એ કદાચિત્ મારા પ્રાણેશ નહિ જાણતા હોય, પણ તું તો સારી રીતે જાણે જ છે; એટલે તારાં ચરણોમાં મારી માત્ર એટલીજ પ્રાર્થના છે કે, જો હું પતિપરાયણા સતી હોઉં, તો મારા મરણ પછી પણ મારી વિશુદ્ધતા તથા નિષ્કલંકિતાનો મારા સ્વામીને સપ્રમાણ નિશ્ચય કરાવજે અને તે સાથે મારા સાંસારિક સુખના સંહારમાટે જે નીચ તથા પ્રપંચપરાયણ વ્યક્તિઓએ નીચતામય પ્રયત્નો કર્યા હોય, તેમને તેમના સત્ય સ્વરૂપમાં મારા પતિ સમક્ષ રજૂ કરજે. માતૃહીન બાળક ઇન્દુની રક્ષા કરી તેને નિરંતર સુખમાં રાખજે અને મારા પતિના આજના આ અપરાધની ક્ષમા આપી એમનું સર્વથા અને સર્વદા કલ્યાણ કરજે!" આ પ્રમાણેની પ્રાર્થના કરીને સાધ્વી **શારદા** "જય જગદીશ્વર! જય પરમાત્મન્! ૐ **નમો ભગવતે વાસુદેવાય**!" ઇત્યાદિ ભગવન્નામોચ્ચારમાં નિમગ્ન થઇને એક યોગીશ્વરી પ્રમાણે સમાધિમગ્ન અવસ્થામાં પડી પોતાના અસ્તિત્વને પણ ભૂલી ગઇ.

આ વેળાયે નિશાનું સંપૂર્ણ આગમન થવાથી નિશાકાલિક અંધકારે દિવસના પ્રકાશને દેશવટો આપી દીધો; છતાં એ નિશા શુકલપક્ષીય એકાદશીની નિશા હોવાથી ચંદ્રના શીતલ પ્રકાશનો વિસ્તાર થતાં અંધકારનું બળ કાંઇક ન્યૂન થઇ ગયું હતું. **શારદાની** પતિનિષ્ઠા તથા ભગવન્નિષ્ઠાના સાક્ષાત્કારથી થોડીવારને માટે તો 'આ સાધ્વીનો સંહાર કરવો કે ન કરવો?' એવા પ્રકારનો પ્રશ્ન **માણેકલાલના** અંતઃકરણમાં ઉદ્ભૂત થયો; પરંતુ નિમેષ માત્રમાં જ 'સ્ત્રીઓનાં ચરિત્ર તથા પુરુષના ભાગ્યને ઇશ્વર પણ જાણી નથી શકતો' તો પછી સાધારણ મનુષ્ય તો કયાંથી જ જાણી શકે?' આવો વિચાર આવતાં તેણે પાછો પોતાના પૂર્વ નિશ્ચયને દૃઢ કરી લીધો અને **શારદાને** પર્વતની ઊંડી ખીણમાં નાખી દેવામાટે તે અલ્પ

અંતરપર **શારદા** જ્યાં પ્રભુમગ્ન અવસ્થામાં ઉભી હતી ત્યાં આગળ વધ્યો. તેણે ધીમેથી **શારદાના** શુદ્ધ શરીરને પોતાના અશુદ્ધ કરથી સ્પર્શ કર્યો અને તે વેળાયે દમયંતીના દેહને સ્પર્શવાની ચેષ્ટા કરતાં જેવી રીતે પાપાત્મા કલિના કરો દગ્ધ થયા હતા, તે જ પ્રમાણે કિંચિત્ દાહનો **માણેકલાલના** કરોને પણ અનુભવ થવા લાગ્યો; પરંતુ અજ્ઞાનની પ્રબળતાએ સતી સાધ્વીના એ પ્રતાપ તથા પ્રભાવનું **માણેકલાલને** જ્ઞાન થવા દીધું નહિ અને તેથી **માણેકલાલે** "નીચ, કુલટા, વ્યભિચારિણી **શારદા**, ભોગવ તારા પાપકર્મનું આ ભયંકર પ્રાયશ્ચિત્ત ! !" આવા નીચતમ સંબોધન સહિત **શારદાને** પોતાના બન્ને હસ્તમાં ઉપાડી લઇને બળપૂર્વક ગહન ગર્ત્તામાં નાખી દીધી. **શારદાના** શરીરના પડવાથી ગર્ત્તામાંથી એક પ્રકારનો ઘોર ધ્વનિ એકવાર સંભળાયો અને ત્યાર પછી ત્યાં નિમેષ માત્ર જેટલા કાળમાં પૂર્વવત્ શાંતિનો પ્રસાર થઇ ગયો. પોતાની ગૃહલક્ષ્મીનો આવી નિર્દયતાથી પોતાના હસ્તે જ સંહાર કરીને, પોતાના હસ્તે જ પોતાના ચરણમાં કુઠાર મારીને, એટલે કે, સંશયજ્ઞમાં **શારદાના** પ્રાણની આહુતિ આપીને પિશાચના રૂપમાં પરિવર્ત્તિત થએલો **માણેકલાલ** ત્યાંથી સેનેટોરિયમ પ્રતિ જવાને રવાના થયો.

**માણેકલાલે** સેનેટોરિયમમાં આવતાં જ પોલીસને એવી ખબર આપી દીધી કે, "હું મારી સ્ત્રીને સાથે લઇને વશિષ્ઠ મુનિના આશ્રમવાળા ભાગમાં ગયો હતો અને ત્યાંથી આગળ વધતાં પર્વત ગર્ત્તાના તટભાગપર અમો ઊભાં હતાં એટલામાં નીચેના ભાગમાં એક સિંહ દેખાયો અને તેને જોઇ ગભરાઇ જવાથી મારી સ્ત્રી ગર્ત્તામાં પડી ગઇ છે; માટે તેનો તપાસ કરો !" **માણેકલાલની** આ વાર્ત્તા સાંભળીને પોલીસના અધિકારીએ જણાવ્યું કે: "એ ગર્ત્તામાં

પડી ગએલી વ્યક્તિને પુનઃ સજીવન અવસ્થામાં જોવાની આશા રાખવી સર્વથા વ્યર્થ છે; છતાં પ્રભાત થતાં જ અમો તપાસ કરીશું અને જો શબ મળશે, તો લાવી આપીશું. અત્યારે રાત્રિના સમયમાં એ ગર્ત્તામાં કોઇથી પણ પ્રવેશ કરી શકાય તેમ નથી.''

બીજે દિવસે પ્રભાતમાં જ **શારદા**ના શરીરનો પોલીસવાળાઓએ અતિશય શોધ કર્યો, પરંતુ જીવતી કે મરેલી **શારદા**નો પત્તો મળી શક્યો નહિ અને તેથી નિરાશા તથા દુઃખનો બાહ્ય દંભ દર્શાવીને **માણેકલાલ** ત્યાંથી પાછો **મુંબઇ** ચાલ્યો આવ્યો. **શારદા**ના મરણની વાર્ત્તા જ્યારે **ભાગીરથી** તથા **ગુલાબ**ના સાંભળવામાં આવી એટલે તેમના આનંદનો અવધિ થયો. માત્ર **કપિંજલા**, **રતનબાઈ** અને **ઇન્દુ** શોકસાગરમાં ડૂબી ગયાં. આ શોકકારક સમાચાર તારદ્વારા જાણવામાં આવતાં કાશીનિવાસિની **સુભદ્રા** ત્રણ ચાર દિવસમાં **મુંબઇ**માં આવી પહોંચી અને તેણે પોતાની દેવીતુલ્ય પુત્રી **શારદા**માટે જે અનુકંપાયુક્ત વિલાપ કર્યો તે ખરેખર અત્યંત મર્મભેદક તથા હૃદયવેધક હતો. **સુભદ્રા**ના આવવાથી **ઈન્દુ** કાંઇક શાંત થયો. **સુભદ્રા** પંદરેક દિવસ **મુંબઇ**માં રહી **શારદા**ની સર્વ યોગ્ય ઉત્તરક્રિયા કરાવીને **ઇન્દુ**ને સાથે લઇ પાછી **કાશી** ચાલી ગઇ. હવે **ભાગીરથી** તથા **ગુલાબ**માટે મેદાન ખાલી થઇ ગયું અને તેમાં તેમણે કેવા ભીષણ તાંડવના વ્યાપારને આરંભ્યો, એ કથા હવે પછી આપણા જાણવામાં આવશે.

**દ્વિતીય ખણ્ડ સમાપ્ત**

સુવિખ્યાત ગુર્જર નવલકથાકાર ઠક્કુર નારાયણ વિસનજી કૃત
અત્યન્ત ઉત્કૃષ્ટ નવીન નવલકથાઓ

---

(૧)

# ભયંકર ભદ્ર

અથવા

## કેવળ ૨૪ વર્ષના ક્ષણભંગુર સંસારમાટે !

આ સંસારના ક્ષણભંગુર ભોગવિલાસની લાલસાથી મહત્ત્વાકાંક્ષાના પ્રવાહમાં તણાઇને ક્ષુદ્ર માનવ, પિશાચના દાસત્વને સ્વીકારીને, આ જગત્‌માં કેવાં કમકમાટી ઉપજાવનારાં કુકૃત્યો કરે છે અને જ્યારે પિશાચની નરકગર્ત્તામાં પડવાનો દુઃખદ પ્રસંગ તેમનાં નેત્રો સમક્ષ આવીને ઉભો રહે છે, તે વેળાયે તેમની કેવી દયાજનક દુર્દશા થઇ જાય છે, એનું જો હૃદયભેદક અને મનોવેધક તાદૃશ્ય શાબ્દિક ચિત્ર જોવું હોય, તો તે કેવળ આ અદ્ભુત નવલકથામાં જ દેખાશે. આ નવલકથાનો મૂળ લેખક વિશ્વવિખ્યાત લબ્ધપ્રતિષ્ઠ આંગ્લ નવલકથાકાર રેનોલ્ડ્ઝ છે અને અનુવાદક રા. ઠક્કુર નારાયણ છે, એટલે આ ગ્રંથની અધિક પ્રશંસા કરવાની આવશ્યકતા રહેતી જ નથી. લગભગ ૩૦૦ પૃષ્ઠના સોનેરી નામ તથા સુંદર બાઇન્ડીંગના સચિત્ર પુસ્તકની કીમત માત્ર રૂ. ૨-૦-૦ પોસ્ટેજ અને વી. પી. ખર્ચ જૂદું.

( ૨ )

# કુસુમ-કંટક

અથવા

## રમણી કે રાક્ષસી ?

## ( દ્વિતીય સચિત્ર આવૃત્તિ )

અબળા જ્યારે મદનના મદથી અત્યંત ઉન્મત્ત બની જાય છે, તે વેળાયે પોતાના ક્ષણિક વિકારની તૃપ્તિમાટે તે કેવાં કેવાં ભયાનક કૃત્યો તથા અશ્રુતપૂર્વ સાહસો કરે છે અને તે પણ વળી એટલી સીમાપર્યન્ત કે કોઇ મહાનીચ અને અત્યંત વિઘાતક પુરુષને પણ નિર્દયતાના વિષયમાં તેના સમક્ષ માથું નીચું નમાવવું પડે; એનું આ નવલકથામાં અત્યંત આકર્ષક તથા મનોવેધક ચિત્ર આલેખાયલું છે. વિશુદ્ધ પ્રેમિજનોના શિરપર એક પછી એક આવતાં અનેક સંકટો, કામિજનોના વિવિધ પ્રકારના છળપ્રપંચ, કામિનીકૌટિલ્ય, કામી પુરુષોની પરવશતા તથા સંસારની વિલક્ષણતા આદિ વિષયો આ નવલકથામાં એવી તો મનોહારિણી છટાથી વર્ણવાયા છે તેમજ રૌદ્ર, અદ્ભુત, વીર, શૃંગાર અને હાસ્ય આદિ ભિન્ન ભિન્ન રસોનું પ્રસંગાનુસાર એવું તો માર્મિક પોષણ કરાયલું છે કે આ નવલકથાને એકવાર હસ્તમાં લીધા પછી સંપૂર્ણ કર્યાવિના છોડવાનું કાર્ય બહુધા પરમ દુર્ઘટ થઇ પડે છે. આ પુસ્તકની પ્રથમ આવૃત્તિ અલ્પ સમયમાં જ ખપી જવાથી આ તેની સચિત્ર બીજી આવૃત્તિ કાઢવામાં આવી છે. ઉત્તમ કાગળ, ઉત્તમ છપાઇ, ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો, સુંદર બાઇન્ડીંગ અને લગભગ ૨૫૦ પૃષ્ઠના પુસ્તકની કીમત કેવળ રૂ. ૧-૮-૦ પોસ્ટેજ અને વી. પી. ખર્ચ જૂદું.

( ૩ )

# આજકાલનું હિન્દુસ્તાન

### અથવા

## પ્રાણહારક મૃગજળ

વર્ત્તમાન કાળના હિન્દુસ્તાનમાં ચાલતા કેટલાક નિંદ્ય આચાર વિચાર; વસુ, વસુંધરા અને વિકારલાલસાની તૃપ્તિમાટે કરાતાં પૈશાચિક કૃત્યો; આજકાલની શરાફી અથવા શાહુકારીમાં અનુભવાતી ભયંકરતા; શરીફ બદમાશોની ટોળી; દીવાળાની જાહોજલાલી; 'ધર્મીને ત્યાં ધાડ અને કસાઇને ત્યાં કુશળ,' સંસ્કૃતિજન્ય સાધનોનો દુરુપયોગ; ધનાઢ્યોના મહાલય કરતાં દરિદ્રવ્યક્તિની પર્ણકુટીમાં જ સદ્ગુણશીલતા તથા કૃતજ્ઞતાનો નિવાસ અધિક પ્રમાણમાં હોય છે; ભણેલા ગણેલા અને સમાજમાં પ્રતિષ્ઠિત ગણાતા કેટલાક બકભકતો અથવા સફેદ ઠગો કરતાં કેટલીકવાર લુટારા અને ધાડપાડુઓમાં જ સત્ય ઉદારતા તથા સત્ય પવિત્રતાના અંશોનો વિશેષ પ્રમાણમાં સાક્ષાત્કાર થઇ શકે છે; ઇત્યાદિ અનેક વિષયોનું આ અત્યંત રસમયી તથા પ્રચંડ સામાજિક નવલકથામાં એવી તો ઉત્તમતાથી દિગ્દર્શન કરાવવામાં આવ્યું છે કે જેના પરિણામે ઠક્કુર નારાયણની આ નવલકથાનો પ્રથમ ખંડ અત્યંત લોકપ્રિય થઇ ચૂકયો છે અને અન્ય ખંડોની આતુરતાથી વાટ જોવાય છે. આ નવલકથા ચાર ખંડમાં સમાપ્ત થવાની છે. સુંદર કાગળ, સુંદર છપાઇ, સુંદર ચાર ચિત્રો, સુંદર બાઇન્ડીંગ અને લગભગ ૩૩૦ પૃષ્ઠના પ્રત્યેક ખંડની કીમત રૂ. ૧–૮–૦ ( બે ખંડ તૈયાર છે અને બાકીના બે ખંડો અલ્પ સમયમાં જ પ્રકટ થશે ) પોસ્ટેજ વી. પી. ખર્ચ જૂદું.

## (૪)

# દગાબાજ ટ્રસ્ટી

### અથવા

# વિધવા કે સૌભાગ્યવતી ?



આજકાલ એવી એક રૂઢિ થઇ ગએલી છે કે જો કોઇ ધનાઢ્ય ગૃહસ્થ નિ:સંતાન હોય છે અથવા તો તેનાં સંતાનો વયમાં આવેલાં નથી હોતાં, તો પોતાના મરણ સમયે પોતાની સંપત્તિના વ્યવસ્થાની લગામ અમુક ટ્રસ્ટીઓના હાથમાં સોંપી મૃત્યુપત્ર-વિલ-થી તે ટ્રસ્ટીઓને સંપત્તિની વ્યવસ્થાના સર્વ અધિકારો આપી જાય છે; પરંતુ આજકાલના કેટલાક પ્રપંચપરાયણ, ધનલોલુપ અને નીચ ટ્રસ્ટીઓ તે સ્વર્ગીય ધનાઢ્યના વિશ્વાસનો ઘાત કરીને પોતાના ગૃહને ભરવાના સ્વાર્થમાં તણાઇ તે ધનાઢ્યનાં સર્વથા તેમની દયા તથા કરુણાના આધારે જીવતાં પુત્રકલત્રને સંકટોની કેવી ગહન ગર્ત્તામાં ધકેલી દે છે; અરે એટલું જ નહિ, પણ તે સંપત્તિના સત્ય ઉત્તરાધિકારીને નિર્દયતાથી મારી નાખવામાટેના પણ કેવા પ્રચંડ પ્રપંચો રચે છે, એનું આ નવલકથામાં અત્યંત કરુણાજનક ચિત્ર આલેખવામાં આવ્યું છે. કેટલાંક નીચ ડૉકટર, નીચ સૉલિસિટર અને નીચતમ ટ્રસ્ટીઓ તેમજ અન્યાન્ય નીચ નરપિશાચોની પૈશાચિક કૃતિઓનું અવલોકન કરવું હોય, તો આ નવલકથા અવશ્ય વાંચવી જ જોઇએ. રા. ઠક્કુર નારાયણની વિદ્વત્તા તથા લેખનકુશળતામાટે બે મત છે જ નહિ, એટલે આ નવલકથાની વિશેષ પ્રશંસા નિરર્થક છે. સુંદર કાગળ, સુંદર છપાઇ, સુંદર બાઇન્ડીંગ અને સુંદર ચાર ચિત્રોથી વિભૂષિત ૨૫૦ પાનાંની આ સંપૂર્ણ નવલકથાની કીંમત રૂ. ૧-૮-૦ પોસ્ટેજ વી. પી. ખર્ચ જૂદું.

## બીજા ગ્રંથો

# નારાયણ ગદ્યગંગા

રા. ઠક્કુર નારાયણના સાહિત્ય અને ઇતિહાસ વિષયક અત્યન્ત ઉત્તમ, વિદ્વત્તાપૂર્ણ અને માર્મિક ભિન્ન ભિન્ન ગદ્ય લેખોનો પ્રચંડ સંગ્રહ. 'નારાયણ ગદ્યગંગા' ના પ્રથમ તરંગમાં નિમ્ન લેખોનો સમાવેશ કરવામાં આવ્યો છેઃ—

૧ ગુર્જર કાવ્યપ્રદેશમાં ફારસી ગજલનું સ્થાન
૨ ઐતિહાસિક નવલકથા અને નાટક
૩ ગુજરાતી ભાષાની ઉન્નતિનો રાજમાર્ગ
૪ લ અને ળ
૫ કર્ણછંદ
૬ મહારાષ્ટ્ર દેશ અને તેની ભાષા
૭ જાપાની સાહિત્ય
૮ અંગ્રેજી ભાષાની ઉન્નતિનો સંક્ષિપ્ત ઇતિહાસ
૯ નાટકનું પરિવર્ત્તન કે નાટ્યકળાની અધોગતિ?
૧૦ વેદોમાં પૃથ્વીની ગતિ
૧૧ પ્રાચીન ભારતવાસીઓનો પહેરવેશ
૧૨ વિદ્યાપતિ બિલ્હણ
૧૩ ભોજો ભક્ત
૧૪ લાખો ફૂલાણી
૧૫ જોધાબાઇ
૧૬ ચીની મુસાફર હુએન—સંગ
૧૭ મારી મક્કાની મુસાફરી
૧૮ છાયાનો દરબારગઢ

૧૯ મેરજાતિનો કિંચિત્ પરિચય
૨૦ શૈલરાજ આબૂ
૨૧ મલબાર પ્રદેશ

આ સુપર રૅાયલ ૧૬ પેજી સાઇજ નાં ૪૫૦ પાનાનાં સુંદર કાગળ, સુંદર બાઇન્ડીંગ તથા સુંદર છપાઇવાળા ગ્રંથમાં 'છાયાના દરબારગઢ' નાં બે તથા 'મેરજાતિ' નાં સ્ત્રી પુરુષો તથા ધર્મમંદિરનાં ચાર મળી છ ઐતિહાસિક ચિત્રો તથા ત્રણથી ચાર અન્ય ચિત્રો—બધાં મળીને નવથી દશ ચિત્રો—આપવામાં આવ્યાં છે અને તેથી એ ગ્રંથના બાહ્ય તથા આંતરિક સૌન્દર્યમાં બહુ જ વૃદ્ધિ થએલી છે. આ લાયબ્રેરીમાં રાખવા લાયક ઉત્તમ કાગળ, ઉત્તમ છપાઇ, ઉત્તમ બાઇન્ડીંગ અને સચિત્ર ગ્રંથની કીમત રૂ. ૨-૮-૦ છે. પોસ્ટેજ અને વી. પી. ખર્ચ જૂદું.

---

# નાદિરનો દોર દમામ
## અને
# બાહુબળનું પરિણામ

## એક અપૂર્વ ઇતિહાસગ્રંથ

લેખકો

### સ્વર્ગવાસી અમૃત કેશવ નાયક

તથા

### વિદ્યમાન ઠક્કુર નારાયણ વિસનજી

એક સાધારણ સિપાહી તરીકે ઇરાનના બાદશાહના સૈન્યમાં દાખલ થઇ ધીમે ધીમે આગળ વધી અંતે છળ પ્રપંચ તથા અધિ-

તીય બાહુબળથી ઇરાનના બાદશાહ બની બેઠેલા અને ત્યાર પછી **હિન્દુસ્તાનમાં આવી દિલ્હીમાં ' કત્લેઆમ '** ચલાવી દિલ્હીની મુગલિયા શહેનશાહતના પાયાને હમેશને માટે ઢીલો કરી જનાર નાદિરશાહનું જીવનચરિત્ર આ ગ્રંથમાં એટલું અને એવું ઉત્તમતાથી વર્ણવાયું છે કે જાણે એક ઉત્કૃષ્ટ નવલ કથા વાંચતા હોઇએ તેવો ભાસ થાય છે અને ગ્રંથને હાથમાંથી છોડવાનું મન થતું નથી. **નાદિરશાહ પૂર્વના દેશોનો નેપોલિયન બોનાપાર્ટ હતો,** એમ કહેવામાં કશી પણ અતિશયોક્તિ થવાનો સંભવ નથી. આ ગ્રંથલેખનનો 'એમ્. એ. બનાકે ક્યોં મેરી મિટ્ટી ખરાબ કી ?' નાટક અત્યંત લોકપ્રિય નવલકથાના લેખક સ્વ. **અમૃત કેશવ નાયકે** આરંભ કર્યો હતો, પરંતુ દુર્ભાગ્યવશાત્ એની સમાપ્તિ પૂર્વેજ તેમનો સ્વર્ગવાસ થવાથી તેમના પરમ મિત્ર અને પ્રખ્યાત લેખક **ઠક્કુર નારાયણે** એ ગ્રંથની યોગ્યતાથી સમાપ્તિ કરી છે. ઉભય લેખકો સુવિખ્યાત અને પ્રતિષ્ઠિત હોવાથી એ ગ્રંથની ઉત્તમતાનું અધિક વિવેચન નિષ્પ્રયોજન છે. ઉત્તમ કાગળ, ઉત્તમ, છપાઇ, ઉત્તમ બાઇન્ડીંગ અને ચાર ઉત્તમ ચિત્રોથી મંડિત લગભગ ૨૫૦ પૃષ્ઠના ગ્રંથની કીમત રૂ. ૧—૮—૦ પોસ્ટેજ વી. પી. ખર્ચ જૂદું.

એ સર્વ ગ્રન્થો મળવાનું ઠેકાણું:—

**મહાદેવ રામચન્દ્ર જાગુટે**

બુકસેલર અને પબ્લિશર

**ત્રણદરવાજા—અમદાવાદ.**

